# ચમત્કારિક નવલકથા

[ એક નવલકથાના રહસ્યને ઉકેલતું ડિટેક્ટીવ કથાનક ]




લેખક અને પ્રકાશક:

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

તંત્રી : 'બહુરૂપી'

રાણપુર (કાઠિયાવાડ) B. S. Ry.





આવૃત્તિ ૧લી — પ્રત ૪૦૦૦

સંવત ૧૯૯૮ — સને ૧૯૪૨

મૂલ્ય રૂ. ૩-૮-૦

ચંદુલાલ જેઠાલાલ વ્યાસે 'સ્વાશ્રય મુદ્રણાલય-રાણપુરમાં છાપ્યું

# પ્રા સ્તા વિ ક

હમણાં નવી બહાર પડતી નવલકથાઓને પ્રસ્તાવનારૂપી શિર. આણુથી શૃંગારવામાં આવતી નથી. તેને માટે એક દલીલ પણ છે : કોઈ ગૂઢ વિષય હોય તેને માટે પ્રસ્તાવના, પ્રાવેશિક કે ઉપોદ્‌ઘાતની જરૂર છે. વાર્તાને ગૂઢ–ગહન વિષય તરીકે ઓળખાવી ન શકાય. તો પછી એ વાર્તા સમજાવવાને માટે પિષ્ટપેષણ શા સારૂ કરવું જોઈએ ?

બરાબર છે. હું પણ એ દલીલને આવકારૂં છું. છતાં હું તે જૂની ધરેડનો રહ્યો. મારા વાચકોની સાથે થોડો પ્રાસ્તાવિક વાર્તાલાપ કરવામાં મને આનંદ આવે છે.

પ્રથમ તો જણાવી દઉં કે આ વાર્તા મેં એક અંગ્રેજી ડિટેક્ટીવ નવલકથા ઉપરથી ઉતારી છે. તેનું ગુજરાતી સંસ્કરણ કરવામાં જે કાંઈ આવશ્યક ફેરફાર કરવો જોઈએ તે મેં કર્યો છે. અત્યારે આપણા દેશમાં પશ્ચિમનું વાતાવરણ વધુ ને વધુ વિસ્તરતું જાય છે. પશ્ચિમમાં જે પ્રકારના ગુન્હા બને છે તેવા જ ગુન્હા આપણે ત્યાં પણ બનતા જોવાય છે. તેમાં મોટર, પિસ્તોલ અને અન્ય વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ થાય છે, અનેક પ્રકારની અવનવી યુક્તિઓ યોજાય છે. બાહ્યાતઃ શ્વેત વસ્ત્રોમાં છુપાયેલા સફેદ ઠગો અંધારી આલમની ઉઠાઉગીરોમાં અગ્રસ્થાન ભોગવે છે. મોટાં શહેરોમાં એવા કેટલા શ્રીમંત, ધનાઢ્ય, પ્રતિષ્ઠિત અને ઉપરથી સીધા–સાદા દેખાતા માનવીઓ હશે કે જેમનું ભીતરી રહસ્ય આપણને ધૃણાજનક લાગ્યા વગર રહેશે નહિ.

એવા સફેદ ઠગોથી ચેતવાને માટે આવી નવલકથાઓ જનતાને ઉપયોગી તથા માર્ગદર્શક બને છે.

ડિટેક્ટીવ નવલકથાઓ કેવળ આમોદ–પ્રમોદને માટે જ છે અથવા તો તેનું વાચન કાંઈક રોમાંચ અને ઉશ્કેરાટ સિવાય બીજું કશું

આપતું નથી, એમ પણ કોઈ કોઈ કહે છે. હું એ અભિપ્રાય સાથે સંમત નથી થઈ શકતો.

જનતાને અત્યારે સાંસારિક પ્રશ્નો ઉકેલતી વાર્તાઓની જેટલી જરૂર છે તેના કરતાં વધારે જરૂર ડિટેક્ટીવ વાર્તાઓની હોય છે.

તમે કોઈ પણ માનવીનો વિચાર કરો : તે શેઠ હોય કે નોકર હોય, ઉપરી હોય કે તાબે હોય, કોઈ કારખાના સાથે સંબંધ ધરાવતો હોય કે દુકાનદાર હોય. સરકારી નોકરીમાં હોય કે ખાનગી ખાતામાં નોકરી કરતો હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, ધર્માચાર્ય હોય કે ધર્માનુયાયી હોય, દાતા હોય કે ભિક્ષુક હોય, એ દરેકને પોતાના જીવનમાં ડગલે ને પગલે ડિટેક્ટીવ બનવું પડે છે.

આ વસ્તુસ્થિતિ અત્યારે છે અને અગાઉ ન હતી. એમ પણ નથી. મૂળથી જ એ રીતે ચાલતું આવ્યું છે, ચાલ્યું આવે છે અને ચાલ્યું આવવાનું છે. એક તદ્દન સાદો દાખલો આપું: વરસાદ વરસે છે, પવન જોરથી સુસવાટા મારે છે: જમીન લપસણી બની ગઈ છે: તમે છત્રી ઓઢીને રસ્તા પર ચાલવા જાઓ છો: અચાનક પવનનો ઝપાટો તમારી છત્રીનો કાગડો બનાવે, તેને સમાલવા જતાં તમારો પગ લપસે, તમે લથડો અને જમીન પર સરી પડો, છત્રી એક બાજુએ ઉડી પડે તમારી ટોપી કે પાઘડી ઉછળીને કાદવમાં પડે, તમારાં કપડાં ખરડાય: આ બધું શાથી બને ? તમારામાં ડિટેકશન કળાનો અભાવ હોય તો જ એવું બને. તમે સાવધાન ન રહો, આસપાસ નિરીક્ષણ કરતા ન રહો, તો જ એવા અકસ્માતના ભોગ તમે બનો.

આ તો એક સામાન્ય દૃષ્ટાન્ત મેં આપ્યો છે. પરંતુ જીવનના દરેકેદરેક પ્રસંગમાં હરેક માનવીને ડિટેક્ટીવ બનવું પડે છે તે ચોક્કસ છે તમારા કારખાનામાં પચીશ, પચાશ કે સો અથવા એથી વધુ માણસો કામ કરતા હોય, એ બધા ઉપર તમારે નજર રાખવી જ જોઈએ. તે જ રીતે તમે કોઈ સ્થળે નોકરી કરતા હો તો તમારા શેઠ યા ઉપરીથી માંડીને તમારી સાથે કામ કરતા અન્ય માનવીઓના સ્વભાવ આદિથી પરિચિત રહી ‘ સમય વર્તે સાવધાન ’ રહો તો જ તમે આગળ વધી શકો.

એક શાળાનો સંચાલક અને શિક્ષક ડિટેકશન કળામાં નિપૂણ ન હોય તો વિદ્યાર્થીઓ તેને કદી પણ ગાંઠે નહિ.

એ રીતે જોઈએ તો સંસારને સુરસ, સુસ્વરૂપ અને સુખરૂપ બનાવવા માટે પતિ તથા પત્ની બેઉને ડિટેકશન કળા અવગત હોવી આવશ્યક છે. સમયસૂચકતાને અભાવે અનેક માણસોને ખત્તા ખાવા પડે છે, અને સમયસૂચકતા એ ડિટેકશનકળાનું એક મુખ્ય અંગ છે.

હું તો એમ માનું છું કે શાળાઓ અને પાઠશાળાઓમાં પણ વિદ્યાર્થીઓના શિક્ષણક્રમમાં ડિટેકશન કળાનો સમાવેશ થવો જોઈએ.

એ પ્રકારનું સાહિત્ય સમયસૂચકતા લાવે છે, મુશ્કેલી–મુંઝવણમાં માર્ગદર્શન આપે છે. ધીરજ, હિમ્મત, સાહસ અને બળની વૃદ્ધિ કરે છે. નિરાશાને માટે સ્થાન રહેતું જ નથી પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતા બાળકોથી શરૂ કરીને એ પ્રકારની પ્રેરણા અપાય તો ભવિષ્યના શહેરી તરીકે તેઓ જરૂર દીપી નિકળે.

અત્યારે જે સામાજીક અને સાંસારિક વાર્તાઓ પ્રગટ થાય છે, તેનો મોટો ભાગ આપણને વિલાસિતાને માર્ગે લઈ જાય તેવો હોય છે, સિનેમા, નાટકો અને સાંસારિક નવલકથાઓ દ્વારા તેના રસીયાઓને વિલાસિતાનો ચેપ લાગી રહ્યો છે. અને તેને પરિણામે જનતામાં વિલાસીતા, મુલાયમતા અને લંપટતા વ્યાપક બનવાની ભીતિ રહે છે.

એ વિલાસિતા વધારનારા સાહિત્યે જ ફ્રાન્સ જેવા દેશનો અધઃપાત કરેલો જોઈ શકાય છે. એવું સાહિત્ય મુખ્યત્વે સીનેમા, તેમ જ નાટકો અને સાંસારિક નવલકથાઓ દ્વારા આપણે ત્યાં વિસ્તરતું જાય છે.

જ્યારે જગત આખું યુદ્ધની જ્વાળામાં સળગી રહ્યું છે, કયે સમયે, કયા સ્થળે કેવા પ્રકારનો ભય ઉપસ્થિત થશે તેની આપણે કલ્પના પણ કરી શકતા નથી, દિવસ અને રાત ભાવિભયની ચિંતાથી ત્રસ્ત બનેલાં માનવીઓ સતત ઉશ્કેરાટ અનુભવતાં હોય છે, તે સમયે તેમના મનને મજબુત બનાવનારૂં, તેમના દિલમાં

હિમ્મત અને બળ પ્રેરનારૂં, તેમના મગજમાં આશાનો આવિર્ભાવ પેદા કરનારૂં સાહિત્ય જરૂર ઉપકારક બની શકે.

ડિટેકટીવ સાહિત્ય શાંતિના જમાનામાં કે ઉશ્કેરાટના અવસરમાં જનતાને એકસરખું ઉપકારક બની શકે છે. એવી વાર્તાઓ દ્વારા તમારી સમક્ષ રજૂ થતાં સાહસો, મુશ્કેલીમાં મુકાવાના પ્રસંગો, તેમાંથી મુક્તિ મેળવવાની યુક્તિઓ, વિરોધીનો પરાજય કરવાની કુશળતા–એ સર્વ તમને અવનવી પ્રેરણા આપે છે; ગમે તેવા વિકટ પ્રસગમાં પણ હતાશા તમને ઘેરી શકતી નથી, ભયત્રસ્તતા તમને હતવીર્ય બનાવી શકતી નથી. અશાંત વાતાવરણમાં પણ તમે શાંતિ ધારણ કરીને આગળ વધી શકો છો.

ડિટેકટીવ સાહિત્યના અનેક પ્રેમીઓને એવો અનુભવ થયો હશે. હું તો મારા અંગત અનુભવ ઉપરથી કહી શકું છું કે ડિટેકટીવ સાહિત્યનું વાચન અનેક પ્રકારની અનિવાર્ય અને અટપટી મુંઝવણોની વચ્ચે પણ મારા મનની સ્થીરતાને જાળવી શક્યું છે, માર્ગમાં વેરાયેલા કંટકોને બાજુએ કરવાની બુદ્ધિ અને શક્તિ વિકસિત બની છે, અને એ સાહિત્ય દ્વારા ભિન્ન ભિન્ન પ્રકારના માનવસ્વભાવનો અભ્યાસ મારા ધંધામાં મને ખૂબ ઉપયોગી બન્યો છે.

અને એથી જ આ પ્રકારનું સાહિત્ય 'બહુરૂપી'ના વાચકો સમક્ષ પીરસવાને હું આકર્ષાયો છું. મારા એ યત્ન દ્વારા વાચકમિત્રોનો પ્રેમ અને સદ્‌ભાવ પ્રાપ્ત કરવાને હું ભાગ્યશાળી બન્યો છું.

'બહુરૂપી'ના તેરમા વર્ષનું આ ભેટ પુસ્તક છે. અત્યારે કાગળોની મોંઘવારીમાં જો હિસાબ ગણીએ તો ગ્રાહકને ચાલૂ લવાજમમાં ભેટ પુસ્તક આપવું પાલવે તેમ નથી. દેશી કાગળોના પણ અગાઉ કરતાં લગભગ પાંચગણા ભાવ થઇ ગયા છે. તો પણ શરૂ કરેલા રિવાજને બને ત્યાંસુધી વળગી રહેવાના ઇરાદાથી આ વખતે પણ આ કથા ભેટ તરીકે અપાય છે. વાચકો તેની કદર કરશે એવો મને વિશ્વાસ છે.

પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છા મુજબ સર્વ કાંઇ બન્યે જ છે. આપણે તો નિમિત માત્ર જ છીએ. જે વિકટ અને કરા કાળની વચ્ચેથી આપણે પસાર થઇ રહ્યા છીએ તેની પાછળ પ સમગ્ર બ્રહ્માંડના સંચાલક સર્વેશ્વરનો કોઇ હેતુ હશે એમ માનવું રહ્યું.

આ પુસ્તક મારા હાથે તૈયાર થઇ પ્રકટ થાય છે, તેમાં પ પરમ કૃપાળુ પરમાત્માનો સંકેત જ મને લાગે છે, અને એ માટે સર્વ યશ હું તેમને જ સમર્પું છું.

રાણપુર
તાઃ ૩-૯-૪૨

ચંદુલાલ જેઠાલાલ વ્યા

# અ * નુ * ક્ર * મ * ણિ * કા

# ચમત્કારિક નવલકથા



ચંદ્રનગરના પોલીસ ખાતાનો ચીફ ઇન્સ્પેકટર કંટકરાય કદમપુરના નાનકડા સ્ટેશન પર ટ્રેનમાંથી નીચે ઉતર્યો. તેના વદન પરથી તેનું મન નિરૂત્સાહ અને નિરાશા અનુભવતું હોય, એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. અત્યારે સાયંકાળનો સમય હતો. આકાશ વાદળાંથી ઘેરાએલું હતું. ઠંડા પવનના સુસવાટા ગમે તેવા મજબૂત માણસના હાડને પણ ધ્રુજાવતા હતા. આ સમયે તે ચંદ્રનગરથી અહીં આવ્યો હતો. પોલીસ સુપરિન્ટેન્ડન્ટે તેને ખાસ કામને માટે અહીં મોકલ્યો હતો. અહીં એક માનવીની તેને મુલાકાત લેવાની હતી. પરંતુ એ મુલાકાત સફળ નીવડે એવી કંટકરાયને આશા ન હતી.

તે ટ્રેનમાંથી નીચે ઉતરીને સ્ટેશનના ઝાંપા તરફ જતો મનોગત બોલ્યો: ‘સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ ગમે તેમ માનતા હોય, પરંતુ લક્ષ્મીનંદન વસાણી મને કશું પણ કહે એમ હું માની શકતો નથી. તેના સ્વભાવનો મને જે અનુભવ થયો છે, તે ઉપરથી મારી ખાતરી છે કે આ મુલાકાત નિષ્ફળ જ નીવડશે.’ એકાએક તેની નજર સ્ટેશનની બહાર ઉભેલા બે બંધૂકધારી સિપાઇઓ તરફ ગઇ અને તેના મુખમાંથી ઉદ્‌ગાર સર્યો: ‘અરે! આ સિપાઇઓ અહીં શા માટે? તેમના ગણવેશ ઉપરથી તો તેઓ દિલીપનગર સેન્ટ્રલ જેલના વોર્ડર જેવા લાગે છે.’

વાત સાચી હતી. દિલીપનગર કદમપુરથી આશરે પંદર માઇલ દૂર આવેલું હતું, અને ચંદ્રનગર રાજ્યની સેન્ટ્રલ જેલ એ દિલીપનગરથી એક માઇલ દૂર રાખવામાં આવી હતી. તે સેન્ટ્રલ જેલના

બે સશસ્ત્ર વોર્ડરો કદમપુર સ્ટેશનની બહાર ખભા પર રાઇફલો રાખીને ઉભા હતા.

કંટકરાય ઝાંપા પાસે પહોંચ્યો. આ સ્ટેશન પર અત્યારે તે એક જ ઉતારૂ હતો. ટ્રેન ઉપડી ચૂકી હતી. કંટકરાયે ઝાંપા પર ઉભેલા એક પ્રૌઢ વયના ટીકીટ કલેકટરને પૂછ્યું.: ' અહીં ' બદામી વીલા ' કયે સ્થળે આવ્યો છે, એ તમે જાણો છો ? '

ટીકીટ કલેકટરે કંટકરાયે આપેલી ટીકીટ લેતાં કહ્યું: ' હા જી. જુઓ, આપ અહીંથી નિકળીને પેલું સામે કદમપુર ગામ દેખાય છે તેના ડાબા હાથ પરનો રસ્તો લેજો. લગભગ દોઢથી બે માઇલ ચાલશો એટલે એક વાડીની વચ્ચે ' બદામી વીલા ' આપની દૃષ્ટિએ પડશે. '

' બે માઇલ ! ' કંટકરાયનાં નસ્કોરાં સ્ફુર્યાં : ' વારૂ, અહીં ટેક્સી મળવાનો તો સંભવ નહિ હોય, પણ કોઇ સીગરામ ગાડી કે ટપ્પો મળી શકશે ? '

ટીકીટ કલેકટરે નકારદર્શક મસ્તક ધુણાવીને કહ્યું : ' સાહેબ ! આપને ચાલીને જ અહીંથી ' બદામી વીલા ' સુધી જવું પડશે. '

કંટકરાયે એક નિઃશ્વાસ મૂકયો, આસપાસ દૃષ્ટિ કરી અને પછી ઝાંપામાંથી બહાર નિકળી સ્ટેશનનાં પગથિયાં ઉતરી તે આગળ ચાલ્યો.

સ્ટેશનથી દશ પગલાં દૂર બે ગણવેશધારી સિપાઇઓ ઉભા હતા. તેઓ વેધક દૃષ્ટિથી તેનું નિરીક્ષણ કરી રહ્યા હતા. કંટકરાય તેમની તરફ ચાલ્યો. આ સ્થળે આ લોકોની હાજરીનું કારણ જાણવાની તેની ઇચ્છા તીવ્ર બની. તે તેમની નજીક ગયો, એટલે બંને વોર્ડરો તેને ઓળખી ગયા તેમણે તેને સલામ કરી.

અને પછી તેના પૂછવાથી સેન્ટ્રલ જેલના એક વોર્ડરે ખુલાસો કર્યો : ' ઇન્સ્પેકટર સાહેબ ! આજે સવારે આપણી સેન્ટ્રલ જેલ તોડીને એક કેદી પલાયન થઇ ગયો છે. એ કેદી પણ જેવો તેવો નથી. ખૂન માટે જન્મટીપની સજા પામેલા બળવંતરાયને તો તમે ઓળખતા જ હશો. તે આપણા હાથમાં પુનઃ સપડાતાં પહેલાં એક-બેનું ખૂન કર્યા વગર રહે તેવો નથી. '

'બળવંતરાય ! તેની ઉપર તો ખૂનનો આરોપ મૂકાએલો અને ગઈ સાલ ફાંસીની સજા કરવામાં આવી હતી એ જ ને ? મને યાદ છે ત્યાંસુધી કાયદાની કોઈ બારીકીને લીધે ફાંસીની સજા માફ કરીને તેને જન્મટીપની સજા કરવામાં આવી હતી. ખરૂં કે નહિ ?'

'હા જી, તે જ માણસ આજે સવારમાં પલાયન થઈ ગયો છે.'

'એ જેલ તોડીને નાઠો ત્યારે તમે બધા શું ઉંઘતા હતા ?' કંટકરાય ઠપકાભર્યા અવાજે બોલ્યો : 'પોલીસ ખાતું બળવંતરાય જેવા આરોપીઓને સપડાવે, સજા કરાવે અને તમે લોકો તેને આમ છટકવા દો. એ શું કામનું ? વારૂ, એ માણસ છટકીને ક્યાં ગયો હશે એની કાંઈ બાતમી મળી છે ખરી ?'

એક વોર્ડરે જવાબ આપ્યો: 'હા સાહેબ! અમે માનીએ છીએ કે તે આ બાજુ આવ્યો છે. બાજુના ગામના એક મકાનમાં તે આજે બપોરે ઘુસ્યો હતો, અને એ મકાનમાંથી તે મકાનમાલિકનાં કપડાં અને રોકડ રકમ ઉઠાવી ગયો હતો. અમારી તો ખાતરી છે કે તે બળવંતરાય જ હોવો જોઈએ. એટલું સારૂં થયું કે એ વખતે મકાનમાલિક ઘરમાં ન હતો. નહિ તો તેનું જરૂર ખૂન થયું હોત. કારણ કે મકાનમાલિકના કહેવા મુજબ બળવંતરાય એ મકાનમાંથી એક રીવોલ્વર તથા કેટલાક કારતુસો પણ ઉપાડી ગયો છે. સાહેબ ! જે માણસો પોતાના હથિયારની સાચવણ ન રાખી શકે તેવાને આપણું રાજ્ય શા માટે હથિયાર રાખવાના પરવાના આપતું હશે ?'

કંટકરાયે કહ્યું: 'અમે પણ વધુ પડતા પ્રમાણમાં આવા પરવાના અપાય છે, તેની વિરૂદ્ધ છીએ. પરંતુ આજકાલ ધાડપાડુ અને લૂટારાઓનો ઉપદ્રવ વિશેષ હોવાથી આપણા દીવાન સાહેબની નીતિ લોકોને છૂટથી પરવાના આપવાની હોઈ અમારૂં કશું ચાલતું નથી. વારૂ સાહેબજી.'

કંટકરાય કદમપુર ગામ ભણી ચાલ્યો.

સખત પવન સુસવતો હતો, વાદળાં ઘેરાતાં હતાં અને કંટકરાય કદમપુર ગામ પાસે થઈને ડાબે હાથે જતા રસ્તાપર આગળ વધ્યો તે વખતે

વરસાદ પણ શરૂ થયો. કંટકરાય આ રસ્તાપર એકલો ચાલ્યો જતો હતો. આગળ કે પાછળ કોઇ પણ માણુસ દૃષ્ટિએ પડતું ન હતું. રસ્તાની બેઉ બાજુએ ખેતરો હતાં. કોઇ પણ મકાન દૃષ્ટિએ પડતું ન હતું. તે થોડેક આગળ ચાલ્યો ત્યાં એક વહેળો દેખાયો. તેની ઉપર બાંધવામાં આવેલા પૂલને પસાર કરીને સામી બાજુએ પહોંચ્યો ત્યાં થોડે દૂર જમણે હાથે એક મકાન દૃષ્ટિગોચર થયું. તે જ 'બદામી વીલા' હોવું જોઇએ એમ તેણે માન્યું. તે એ મકાન તરફ આગળ વધ્યો.

લક્ષ્મીનંદન વસાણી જેવા સુપ્રસિદ્ધ નવલકથાકારે ચંદ્રનગર છોડીને આ સ્થળે રહેવાનું શા માટે પસંદ કર્યું હશે ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ તેના મનમાં ઉદ્દભવ્યો.

તે વાડીના પ્રવેશદ્વાર પાસે આવ્યો. પ્રવેશદ્વારની ઉપર વાદળાથી ઘેરાએલા અને આથમતા પ્રકાશમાં ' બદામી વીલા ' એ નામ વાંચી શકાતું હતું. પ્રવેશદ્વારનાં બારણાં ખાલી બંધ હતાં. તે ઉઘાડીને એ વાડીની અંદર દાખલ થયો. સામે જ 'બદામી વીલા' દૃષ્ટિગોચર થયો.

ગઇ કાલે જ તે ચંદ્રનગરમાં લક્ષ્મીનંદન વસાણીના બંગલે ગયો હતો. એ બંગલો ભભકાદાર અને દમામદાર હતો. ત્યાં વસાણીના નોકરે તેને જણાવ્યું હતું કે, વસાણી સાહેબ હમણાં થોડા દિવસ થયા કદમપુરમાં આવેલા તેમના ' બદામી વીલા ' માં રહેવાને માટે ગયા છે. ચંદ્રનગરમાં વસાણીનો બંગલો તેણે જોએલો એ ઉપરથી તેણે એમ માનેલું કે ' બદામી વીલા ' પણ લક્ષ્મીનંદનની રસવૃત્તિને પોષે તેવું રોનકદાર મકાન હશે. પરંતુ આ મકાન તરફ દૃષ્ટિ કરતાં તેની કલ્પના ખોટી ઠરી. આ એક સાદું મકાન હતું, અને તે નીચા ઘાટનું એક જ માળનું હતું. જાણે કોઇ ખેડુતે પોતાના ખેતરમાં પત્થરનું પણ નાનકડું મકાન બાંધ્યું હોય તેવું લાગતું હતું.

પુનઃ પુનઃ તેના મનમાં એક જ પ્રશ્ન ઉદ્દભવતો હતો : ' વસાણીએ આવા મકાનમાં રહેવાનું કેમ પસંદ કર્યું હશે ? '

લક્ષ્મીનંદન વસાણી સામાન્ય નવલકથાકાર ન હતો. એ વાત સાચી છે કે મોટે ભાગે તે ડિટેક્ટીવ નવલકથાઓ જ લખતો હતો, તેની નવલકથાઓમાં વિશેષે કરીને ગુન્હેગારોનું માનસ પ્રગટ થતું; છતાં તેની લખવાની શૈલી અને મુદ્દાનું પ્રતિપાદન કરવાની શક્તિ પ્રતિભાશાળી હોઇ, તેની નવલકથાઓ એકદમ ખપી જતી, આવૃત્તિ ઉપર આવૃત્તિઓ નિકળતી અને તે લોકોમાં પુષ્કળ વંચાતી હતી. તેની આર્થિક સ્થિતિ સારી હતી. સાહિત્યકારોમાં તેની પ્રતિષ્ઠા હતી અને ચંદ્રનગર રાજ્યનો અધિકારીવર્ગ પણ તેની પ્રત્યે સંમાનની દૃષ્ટિથી જોતો હતો. આવો પ્રતિષ્ઠિત, પ્રતિભાશાળી અને સાધનસંપન્ન માનવી ચંદ્રનગરનું પોતાનું સુંદર અને સર્વ પ્રકારની સાધનસામગ્રીવાળું નિવાસસ્થાન છોડીને ત્યાંથી ઘણે દૂર એક નાનકડા ગામડાની નજીક એક વાડી જેવા એકાન્તિક સ્થાનમાં અને સામાન્ય પર્ણકુટી જેવા જૂના મકાનમાં રહેવાનું પસંદ કરે તે કંટકરાયને મન એક કોયડારૂપ હતું. તેની સાથે તેના મનમાં એક વિચાર એ પણ આવતો કે નવલકથાકારોનો મોટો ભાગ સામાન્ય રીતે ધૂની હોય છે. અને આ સ્થાનપરિવર્તન એ પણ લક્ષ્મીનંદનની એક ધૂનનું જ પરિણામ હોવું જોઇએ.

એ પ્રમાણે વિચાર કરતો તે 'બદામી વીલા' પાસે આવ્યો. તેનાં પગથિયાં પર ચડી વરંડા પર આવીને તેના બંધ બારણાં પર તેણે અવાજ કર્યો. બારણું ઉઘડયું. એક માણસ તેની દૃષ્ટિએ પડયો. તે લગભગ ત્રીશથી પાંત્રીશ વર્ષની ઉમરનો હતો. તેનો પોશાક સ્વચ્છ અને સુઘડ હતો. તેનાં નેત્રો ચશ્માથી ઢંકાએલાં હતાં. તે સ્હેજ નીચા ઘાટનો હતો.

'આપ લક્ષ્મીનંદન વસાણી!' ઇન્સ્પેકટર કંટકરાયે પ્રશ્ન કર્યો.

'નહિ—ના જી, હું તો વસાણી સાહેબનો સેક્રેટરી છું.' બારણું ઉઘાડનારે જવાબ આપ્યો: 'શું આપ વસાણી સાહેબને મળવા માટે આવ્યા છો?'

'હા, હું શ્રીમાન્ વસાણીને મળવા ઇચ્છું છું.'

'ત્યારે તો આપની એ ઇચ્છા સફળ થઇ શકે તેમ નથી, કારણ કે તેઓ બહાર ગયા છે.'

'હરકત નહિ. તેઓ આવશે ત્યાં સુધી હું રોકાઇશ.' કંટકરાયે કહ્યું અને ગજવામાંથી પોતાનું કાર્ડ કાઢીને વસાણીના સેક્રેટરીને આપ્યું.

આથમતા સૂર્યના ઝાંખા પ્રકાશમાં સેક્રેટરીએ કાર્ડ પર છાપેલું નામ વાંચ્યું. તેને કંઇક આશ્ચર્ય પણ થયું. તે બોલ્યો : 'ઓહો! આપ તો ચંદ્રનગરના ચીફ પોલીસ ઇન્સ્પેકટર છો? વારૂ, અંદર પધારો. વસાણી સાહેબ તેમના એક મિત્રને મળવા માટે તેમની મોટરમાં અહીંથી છ માઇલ દૂર આવેલા પ્રિતમપુર ગયા છે. તે હવે થોડા સમયમાં જ આવવા જોઇએ. બહુ વાર નહિ લાગે.'

'બહુ સારૂ, વસાણી સાહેબ આવશે ત્યાંસુધી હું અહીં રોકાઇશ.' કંટકરાયે કહ્યું.

સેક્રેટરી આગળ ચાલ્યો. કંટકરાય તેની પાછળ મકાનમાં દાખલ થયો. સેક્રેટરીએ કહ્યું : 'અંધારૂં થવા આવ્યું છે. હમણાં જ હું દીવો પ્રગટાવું છું. ઇન્સ્પેકટર સાહેબ, અહીં ચંદ્રનગરની માફક વીજળીના દીવાની સગવડ નથી.'

'હરકત નહિ. અંધારામાં પણ મારી આંખો જોઇ શકે છે.' કંટકરાય બોલ્યો : 'આ સ્થાન એકાંતિક લાગે છે. આસપાસમાં કોઇ પડોશી પણ લાગતું નથી. હું માનું છું કે વસાણી સાહેબને ચંદ્ર-નગરના ધમાલીઆ જીવન પછી આ સ્થાનની એકાંતિકતા વધારે ખુશનુમા લાગતી હશે.'

'હા જી, એમ જ છે.'

'અને અહીં તેમને તેમની નવલકથાઓને માટે સરસ અને સુરમ્ય પ્રેરણાઓ પ્રાપ્ત થતી હશે.' કંટકરાયે સૂચવ્યું: 'બેશક, નવલકથાકારોને અવનવી પ્રેરણાઓની જરૂર છે. ખરૂં કે નહિ?'

'હા જી, કાંઇક અંશે આપનું અનુમાન સાચું છે.'

એ પ્રમાણે વાતો કરતા તેઓ એક ઓરડામાં દાખલ થયા. ત્યાં જઇને સેક્રેટરીએ ટેબલ ઉપર પડેલો લેમ્પ પ્રગટાવ્યો. એ દીવાના

પ્રકાશમાં કંટકરાય જોઇ શક્યો કે આ મી. વસાણીનો અભ્યાસગૃહ હોવો જોઇએ. બે કબાટોમાં પુસ્તકો ભર્યાં હતાં. એક લાકડાના ઘોડામાં પુસ્તકો હતાં અને ટેબલ ઉપર પણ પુસ્તકો પડયાં હતાં. ત્યાં એક નાનું ટાઇપરાઇટર પણ હતું.

એ ટાઇપરાઇટર સામે જોઇને કંટકરાય બોલ્યો: 'આ ગુજરાતી ટાઇપરાઇટર છે ખરૂં? અને શ્રીમાન વસાણી તેની ઉપર જ પોતાનું પુસ્તક ટાઇપ કરતા હોવા જોઇએ.'

'ના જી, વસાણી સાહેબ જાતે ટાઇપ કરતા નથી. તેમને જે લખાવવું હોય તે તેઓ બોલતા જાય છે અને હું ટાઇપ કરતો જાઉં છું.'

'પરંતુ ગુજરાતી ટાઇપરાઇટર અંગ્રેજીના જેવું સર્વાંગસંપૂર્ણ હોતું નથી. એટલે તમને કંઇક મુશ્કેલી તો પડતી હશે.'

'ના જી, ખાસ મુશ્કેલી નહિ. હું એક વાર ટાઇપ કરી લઉં ત્યારપછી પુનઃ વાંચી જઉં છું. અને તેમાં કોઇ એવો ખાસ સુધારો કરવો જરૂરી લાગે તો હાથેથી સુધારી લઉં છું.'

'બહુ સારૂં!' કંટકરાય એક ખુરસી પર બેઠો.

પછી સેક્રેટરીએ પૂછયું: 'ઇન્સ્પેકટર સાહેબ! મારા શેઠની ગેરહાજરીમાં આપ જે કાર્યને માટે આવ્યા હો તે વિષે મને કાંઇ પૂછવું હોય તો પૂછી શકો છો. કદાચ હું આપના પ્રશ્નનો ઉત્તર—'

'ના ના, એવી ખાસ જરૂર નથી. પરંતુ તમારૂં નામ?'

'મારૂં નામ કુંદનરાય છે.' સેક્રેટરીએ જવાબ આપ્યો અને એ જ વખતે તેની દૃષ્ટિ બારી તરફ ગઇ.

કંટકરાય જોઇ શકતો હતો કે કુંદનરાય પોતાની સાથે વાત કરતો હતો તે દરમ્યાન બારી તરફ દૃષ્ટિ કરતો હતો, અને તેના ચહેરા ઉપર એક પ્રકારનું ન સમજાય તેવા ભયનું ચિહ્ન દેખાતું હતું.

કંટકરાય સેક્રેટરીને ઉદ્દેશીને બોલ્યો: 'દિલીપનગરની જેલ તોડીને એક કેદી નાઠો છે, એ તમે સાંભળ્યું હશે જ?'

કુંદનરાયે જવાબ આપ્યો : 'હા જી, જેલના વોર્ડરો અહીં પણ તેને માટે તપાસ કરવાને આવ્યા હતા અને એ માણસ આટલામાં છુપાએલો હોવાનું જણાવતા હતા. એથી જ અત્યારે મારૂં મન ચિંતાગ્રસ્ત રહ્યા કરે છે.'

'હું નથી માનતો કે એ કેદી અહીં આવીને તમને કશી હરકત કરે !' ઇન્સ્પેકટરે જણાવ્યું અને ઉમેર્યું : 'પેલો અવાજ મોટરનો હોય એમ લાગે છે.'

'હા જી, વસાણી સાહેબ તેમની મોટરમાં આવતા હોવા જોઇએ. આપ બેસો, હું હમણાં આવું છું.'

સેક્રેટરી અભ્યાસગૃહની બહાર ગયો. તેણે આ ખંડનું બારણું બાહ્રી બંધ કર્યું. મોટરનો અવાજ સંભળાતો બંધ થયો, અને તે આ મકાનની નજીકમાં જ આવીને ઉભી રહી હોય એવું કટંકરાયે અનુમાન કર્યું. સર્વત્ર સંપૂર્ણ નિઃસ્તબ્ધતા પથરાઇ રહી.

તે ટેબલની નજીકમાં જ ખુરસી પર બેઠો હતો. ટેબલ ઉપર બત્તી હતી અને બત્તીની નજીક એક દળદાર હસ્તલિખિત પ્રત પડી હતી. સ્વાભાવિક રીતે જ ઇન્સ્પેકટરની નજર તેના ઉપરના પાના તરફ ગઇ. તે પાના ઉપર આ પ્રમાણે લખ્યું હતું.

**ચમત્કારિક નવલકથા**
**ભેદભરી ડિટેક્ટીવ શમશ્યા**
લેખક :
**લક્ષ્મીનંદન વસાણી**

એ વાંચીને કંટકરાય મનોગત બોલ્યો : 'આ વસાણીની નવી જ નવલકથા લાગે છે. થોડા સમયમાં જ તે પ્રેસમાં જશે; અને પછી તેની નકલો સેંકડો બૂકસેલરોને ત્યાં પહોંચી જશે. હજારો આંખો એ પુસ્તક પર ફરશે અને તે સર્વત્ર સનસનાટી ફેલાવશે ! પરંતુ એ હજી સુધી અહીં કેમ આવતો નથી ?'

*　　*　　*

## ૨ : રહસ્યભર્યું મૃત્યુ

કંટકરાય ઉભો થયો અને સાંભળવા લાગ્યો. એકાદ બે પળ સુધી તો જાણે સર્વત્ર સુમસામ હોય એવું તેને લાગ્યું; પરંતુ તે પછી આગલા ખંડમાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. બીજી જ ક્ષણે જે ખંડમાં કંટકરાય ઉભો હતો તેનું બારણું ઉઘડયું અને એક ઉંચો પહાડી શરીરવાળો માનવી દૃષ્ટિએ પડયો. તેનો પોષાક દમામદાર હતો, અને નાક ઉપર ચડાવેલા ચશ્માંમાંથી દેખાતી આંખો જાણે રોષ વર્ષાવતી હોય તેમ લાગતું હતું. તેના હોઠની વચ્ચે સીગારેટ હતી.

'તમે ચંદ્રનગરના પોલીસખાતાના ચીફ ઇન્સ્પેકટર કંટકરાય છો, એમ મને જણાવવામાં આવ્યું છે.' તેના અવાજમાં સજ્જનતા ન હતી, એટલું જ માત્ર નહિ, પરન્તુ ઇન્સ્પેકટરનું આગમન પોતાને ન રૂચ્યું હોય એવો ભાવ પણ હતો. તે ઓરડામાં દાખલ થઇને જે સ્થળે ઇન્સ્પેકટર ઉભો હતો ત્યાં આવ્યો. તેના 'કલીન શેવ' ચ્હેરા ઉપરથી સમજી શકાય તેમ હતું કે તેની ઉમર ચાલીશથી પીસતાલીશ વર્ષની વચ્ચે હતી.

'હા જી, હું ચંદ્રનગરથી આવું છું. મારૂં નામ કંટકરાય; અને હું માનું છું કે આપ જ શ્રીમાન્ વસાણી પોતે છો.'

'હા, જે લક્ષ્મીનંદન વસાણીને તમે મળવા માટે આવ્યા છો, તે હું પોતે જ છું. વારૂ, અહીં આપનું આવાગમન શા અર્થે થએલું છે?' તેના અવાજમાં એક પ્રકારનો કટાક્ષ હતો: 'અમુક સમય પહેલાં જ્યારે હું ચંદ્રનગરમાં હતો ત્યારે તમારા ખાતાનો એક અધિકારી મને મળવાને માટે આવ્યો હતો અને જો તમે પણ તે જ કાર્યને માટે આવ્યા હો તો તમે તમારો સમય નકામો બગાડયો છે એમ તમે માની લેજો.'

'નહિ, નહિ. વસાણી સાહેબ! તમારી સમજફેર થાય છે. તમે એક ગૃહસ્થ છો–પ્રતિષ્ઠિત ગૃહસ્થ છો, અને હું માનું છું કે કેટલાક કિસ્સામાં એક શહેરી તરીકે પોલીસ ખાતાને મદદ કરવી એ તમારી ફરજ છે. અમે જાણીએ છીએ કે તમે એક સમર્થ નવલકથાકાર છો, અને ખાસ કરીને ગુન્હેગારોને લગતી નવલકથાઓ લખો છો. એટલું જ માત્ર નહિ પરંતુ તમારી નવલકથાઓમાં વાસ્તવિકતા લાવવાને માટે તમે અનેક પ્રકારના ગુન્હેગારોની સાથે હળતા મળતા રહ્યા છો. અલબત્ત એમાં તમારો કોઇ ખરાબ ઉદ્દેશ નથી. માત્ર ગુન્હેગારોના માનસનો અભ્યાસ કરવો, તેમની નીતિરીતિની માહિતી મેળવવી એ જ તમારો હેતુ હોય છે. પરંતુ એવી રીતે ગુન્હેગારોની સાથે ભેળાવાથી તમે તેમનો વિશ્વાસ સંપાદન કરી શકયા છો; અને અમે માનીએ છીએ કે એથી તમે તેમની અંધારી દુનિયાનાં રહસ્યોની પુષ્કળ માહિતી મેળવી શકયા છો. એ માહિતી એવા પ્રકારની હોય છે કે—'

'કે મારે એ માહિતી તમારા પોલીસ ખાતાને પૂરી પાડવી, એમ જ ને?' લક્ષ્મીનંદન વસાણીએ ઇન્સ્પેકટરનું વાકય પૂરૂં કરીને આગળ ચલાવ્યું: 'અને તમે હમણાં જે કહી ગયા તે ઉપરથી જ તમે સમજી શકયા હશો કે એ માહિતી હું તમને આપી શકું તેમ નથી. ઇન્સ્પેકટર! તમે કહ્યું તે બધું સાચું છે. મારાં પુસ્તકોમાં વાસ્તવિકતા લાવવાને માટે તથા તેમને સાચું જીવન્ત સ્વરૂપ આપવાને માટે, નવલકથાઓમાં જે પાત્રો હું રજૂ કરૂં છું, એ પ્રકારનાં પાત્રોના જીવનનો અભ્યાસ કરવાનું મને આવશ્યક લાગ્યું છે. તમે કહ્યું તે પ્રમાણે એ લોકો માંહેના કેટલાકોનો વિશ્વાસ હું સંપાદન કરી શકયો છું. એ લોકો મને તેમનાં છૂપાં સ્થાનોમાં વિનાસંકોચે આવવા દે છે, તેમની સાથે ભળવા દે છે; કારણ કે તેમને વિશ્વાસ છે કે તેમની અંધારી આલમનાં રહસ્યોનો સ્ફોટ મારી પાસેથી કદી પણ થવા પામશે નહિ. તેઓ મારી ઉપર એ પ્રકારનો વિશ્વાસ રાખે છે એ જ તેમના વિશ્વાસને

ભંગ નહિ કરવાનું મારે માટે મહત્ત્વનું અને પૂરતું કારણ છે. તમે ગમે તેટલો પ્રયત્ન કરશો તો પણ એ લોકોને લગતી કશી પણ બાતમી મારી પાસેથી મેળવી શકશે નહિ. વારૂ, સાહેબજી, ઇન્સ્પેક્ટર! તમારે મારી પાસેથી નિરાશ થઇને જવું પડે છે એ માટે હું દિલગીર છું. પરંતુ લાચાર છું કે મારાથી તમારી ઇચ્છા અને આશાને તૃપ્ત કરી શકાતી નથી.'

લક્ષ્મીનંદન વસાણી જેમનો તેમ ઉભો રહ્યો હતો. ન તો તે ખુરસી પર બેઠો કે ન તો તેણે કંટકરાયને ખુરસી પર બેસવાનું જણાવ્યું. જો કે કંટકરાય એમ કાંઇ ગાંજ્યો જાય તેમ ન હતો. તેણે કહ્યું: 'વેલ, વસાણી સાહેબ! અમારા સુપરિન્ટેન્ડન્ટ સાહેબે અમુક બાબતોમાં તમારી તરફથી મદદ મળી શકશે એવી આશાથી મને તમારી પાસે મોકલેલ છે.'

'પરંતુ એવી આશા તેમણે રાખવી જ શા માટે જોઇએ? ગુન્હેગારોની સાથે ભળવું એ કાંઇ ગુન્હો નથી. જો એ ગુન્હો હોય તો ગુન્હેગારોની સાથે ભળનાર પોલીસ પણ ગુન્હેગાર ગણાવી જોઇએ. એટલે કે જો હું એક ગુન્હેગાર નથી તો પછી પોલીસ ખાતું કઇ રીતે મને મારી અંગત બાબતો જાહેર કરવાની ફરજ પાડી શકે?'

'નહિ, નહિ, તમારી અંગત બાબતો જાણવાની અમને બિલકુલ ઇચ્છા નથી. તેમ જ તમે કોઇ અમુક વ્યક્તિને લગતી બાતમી અમને આપો એવી પણ અમારી માગણી નથી. અમે તો માત્ર એટલું જ માગીએ છીએ કે—'

'તમે મારી પાસેથી એ ગુન્હેગારોને લગતી માહિતી મેળવવા ઇચ્છો છો. એટલે કે મારે કોઇ વ્યક્તિના વિશ્વાસનો ભંગ કરવો ન પડે, તેમ છતાં પણ એ લોકોની ગુનાહીત પ્રવૃત્તિની માહિતી તમને મળી શકે. અને પછી બાકીની વ્યવસ્થા તમે તમારી મેળે કરી લો! નહિ, નહિ, ઇન્સ્પેક્ટર! તમારી એ માગણી બેહુદી છે. હું તમને એકવાર કહી ચૂકયો છું કે તમે તમારો સમય નકામો બગાડો છો.'

કંટકરાયને પણ હવે તો એમ જ લાગ્યું કે તેણે અહીં રોકા બિલકુલ બિનજરૂરી છે. જો કે એથી તેને કશી નિરાશા ઉપ. ન હતી, કારણ કે વસાણી પાસેથી પોતે કશી પણ બાતમી મેળ શકવાનો નથી, એમ તે પ્રથમથી જ માનતો હતો.

તેણે કહ્યું : 'બહુ સારૂ, વસાણી સાહેબ! હું માનું છું કે થો સમય પછી અમારા સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ કાં તો તમને જાતે મળ અથવા તો આ બાબતમાં તમને પત્ર લખશે.'

'એવું કશું પણ કરવાની જરૂર નથી. તમે તેમને કહી દેજો તેઓ મને જાતે મળે અથવા પત્ર લખે કિંવા બીજા કોઈનું દબા લાવે તો પણ મારાથી તેમની ઇચ્છાને પૂર્ણ કરવાનું બની શ તેમ નથી.' તેણે તેનો હાથ લાંબો કર્યો : 'ઇન્સ્પેક્ટર! હું કાંઈક અસભ્ય લાગતો હોઉં તો તે માટે તમારી ક્ષમા ચાહું છુ હું સમજું છું કે તમે તો તમારી ફરજ બજાવો છો; પરંતુ સાથે સાથ તમારે મારા દષ્ટિબિંદુનો પણ વિચાર કરવો જોઈએ.'

'નહિ, હું તો એમ માનું છું કે દરેક પ્રામાણિક શહેરીની ફરજ છે કે તેણે પોલીસ ખાતાને મદદગાર—'

'એ તો તમે હમણાં જ જણાવી ગયા, પરંતુ જે ગુન્હેગારો સંબંધમાં અમે લખવા માગીએ છીએ તે લોકોના વાસ્તવિક જીવન અભ્યાસ અમે ન કરીએ તો અમે સાચી વિગત કેવી રીતે મેળ શકીએ? અને એ તો તમે સમજી શકો છો કે એ લોકોની સા ભળવાથી અંધારી આલમની મને મળતી માહિતી જો હું પોલી ખાતાને પુરી પાડું તો તેમનાં દ્વાર સદાને માટે મારી સામે બંધ થઈ જાય. ત્યારે કહો, શું મારે મારી જાતે જ મારા પગ ઉ કુહાડી મારવી અને મારા ધંધાને નુકશાન પહોંચાડવું?'

કંટકરાય કશુ બોલ્યો નહિ. તેણે લક્ષ્મીનંદન સાથે હસ્તધૂનન ક અને તે સાહેબજી કહીને આ ખંડના પ્રવેશદ્વાર તરફ આગળ ચાલ્યો લક્ષ્મીનંદન પણ તેની સાથે ચાલ્યો અને બોલ્યો : 'ઇન્સ્પેક્ટર સાહેબ

હું તમને મારી મોટરમાં સ્ટેશન સુધી પહોંચાડી જાત; પરંતુ લાચાર છું કે એમ બની શકે તેમ નથી. કારણ કે જ્યારે હું આવતો હતો ત્યારે જ મોટરની પેટ્રોલની ટાંકી કાણી થવાથી હું અહીં પહોંચ્યો તે દરમ્યાન તમામ પેટ્રોલ અંદરથી ખલાસ થઇ ગયું. સારૂં થયું કે હું અહીં પહોંચી ગયો, નહિતર મારે પણ અધવચાળે રહેવું પડત.'

તે કંટકરાયની સાથે સાથે મકાનના પ્રવેશદ્વાર સુધી આવ્યો. બંનેએ છેવટના સાહેબજી સલામ કર્યા. કંટકરાય વિદાય થયો. હજી પણ ધીમો ધીમો વરસાદ પડતો હતો. પવનના સુસવાટા ઠંડીના જોરને વધારતા હતા.

કટકરાય વાડીના ઝાંપાની બહાર નિકળ્યો. આગળ ચાલતાં તે મનોગત બોલ્યો : ' હું માનતો જ હતો કે એ તલમાંથી તેલ નિકળવાનું નથી; અને તેમાં વસાણીને દોષ પણ કેવી રીતે દઇ શકાય? ખેર ! પગની પનોતી આ રીતે ઉતરવાની હશે. '

વહેળા ઉપરનો પૂલ પસાર કરીને તે કદમપુર ગામ બાજુએ જવા લાગ્યો. ઠંડી પુષ્કળ હતી, વરસાદ પણ હતો. એટલે તેને શરીરમાં તાજગી લાવવાને માટે ધૂમ્રપાનની ઇચ્છા થઇ આવી. પરંતુ ખુલ્લામાં પવનના ઝપાટાને કારણે હોકલી સળગાવવાનું દુર્ઘટ હતું. એટલે તે કોઇ વિશાળ વૃક્ષની ઓથ શોધવા લાગ્યો. લગભગ એકાદ માઇલ ચાલ્યા બાદ એક મોટું વડનું ઝાડ દૃષ્ટિએ પડયું. તેની નીચે થડને અઢેલી તે ઉભો રહ્યો અને હોકલી બહાર કાઢવાને માટે તેણે ગજવામાં હાથ નાંખ્યો.

એ જ પળે તેને યાદ આવ્યું: 'અરે! મારી હોકલી તો હું વસાણીના ટેબલ ઉપર મૂકતો આવ્યો છું. ત્યારે હવે શું કરવું?' તેણે જાકીટનાં ગજવાં ફંફોળ્યાં, કોટની અંદરનાં ગજવાં પણ જોયાં. તમાકુની ડાબલી હતી, દીવાસળી હતી, પરંતુ હોકલી ન મળી. સ્ટેશન ઉપર હોકલી તો શું પરંતુ સીગારેટ કે બીડી પણ મળે તેમ ન હતી. કદમપૂર ગામની એકાદ બે દુકાનો પણ અત્યારે બંધ થઇ

ગએલી હોવાથી ત્યાંથી પણ સીગારેટ કે બીડી મેળવવાની આ
ન હતી. ધૂમ્રપાનની તલપ બરાબર લાગી હતી. વળી અહીંથી ર
નગર પહોંચવાનું હતું. ગાડીમાં બે-ત્રણ કલાક થાય તેમ હતા.
દરમ્યાન ધૂમ્રપાન કર્યા વગર ચલાવી શકાય તેમ ન હતું. છેવટે તે
પગની થોડી વધારે પનોતી ઉતારવાનો વિચાર કરીને 'બદામી વીલા'
માર્ગ લીધો.

લગભગ વીશેક મીનીટ પછી 'બદામીવીલા'ના વરંડા પર ચ
તેણે બંધ પ્રવેશદ્વારની સાંકળ ખખડાવી.

અંદરથી કશો જવાબ ન મળ્યો. તેણે ફરીથી અવાજ કર
ક્ષણવાર તે ઉભો રહ્યો. પરંતુ અંદર તો તમામ સુમસામ હોય તે
લાગ્યું. તે બબડયો: 'શું આ લોકો અત્યારમાં સૂઇ ગયા હશે?'

એ જ વખતે પાછળથી કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તે
રસ્તા પર નજર કરી તો એક માણસ ચાલતો આવતો દેખાયો
તે નજીક આવતાં સમજાયું કે એ વસાણીનો સેક્રેટરી કુંદનરાય હ
અને તેના હાથમાં પેટ્રોલનું ટીન હતું. તેણે પણ કંટકરાયને જોયો.
મકાનનાં પગથિયાં પાસે આવીને થંભી ગયો. આ ઇન્સ્પેક્ટર ફરી
અહીં શા માટે આવ્યો હશે, એવો વિચાર તેના મનમાં ઉદ્ભવ

તેના અંતરના એ પ્રશ્નનો જાણે જવાબ આપતો હોય તે
કંટકરાય બોલ્યો : 'તમે જ્યારે વસાણીને લેવા માટે તેમના અભ્યા
ગૃહમાંથી બહાર ગએલા તે વખતે મેં મારી હોકલી સળગાવી હ
એ હોકલી મેં ટેબલ ઉપર મૂકેલી છે. જતી વખતે તે લેવાનું હું
ગએલો, એટલે તેને માટે હું આવ્યો છું. મેં બે વખત બા
પર અવાજ કર્યો, પરંતુ વસાણીએ અવાજ સાંભળ્યો હોય તે
લાગતું નથી. બનવાજોગ છે કે તે કદાચ સૂઇ ગયા હશે, અ
તો ક્યાંય બહાર ગયા હોય.'

'ના સાહેબ, તે મકાનની અંદર જ છે.' કુંદનરાયે જવ
આપ્યો : 'તેમણે મને અહીંથી અર્ધો માઇલ દૂર તેમના
સ્નેહીનો બંગલો છે, તેને ત્યાં પેટ્રોલ લેવાને માટે મોકલ્યો

અને એ વખતે વસાણી સાહેબ તેમની નવી નવલકથા વાંચતા હતા. સામાન્ય રીતે તે પોતાની નવલકથા પૂરી કર્યા પછી આખી નવલકથા ફરીથી વાંચી જાય છે. કદાચ એ વાંચવામાં તલ્લીન બન્યા હોય અને તેથી–'

એમ બોલતાં તેણે બારણાની કળમાં ચાવી ભરાવીને બારણું ઉઘાડ્યું. આ બારણું અંદર અને બહાર બેઉ બાજુએથી ચાવી વડે ઉઘાડવાસ થઇ શકતું હતું.

આગલા ખંડમાં દાખલ થઇ પેટ્રોલના ટીનને એક બાજુએ રાખી કુંદનરાય તથા કંટકરાય બન્ને વસાણીના અભ્યાસગૃહ તરફ ચાલ્યા. કુંદનરાય બોલ્યો : 'ઇન્સ્પેકટર સાહેબ! આપ આપની હોકલી વસાણી સાહેબના ટેબલ ઉપર ભૂલી ગયા હતા, એવું આપનું માનવું છે, ખરું ને?'

'હા, એ મેં ટેબલ ઉપર જ મુકી હતી.'

'બહુ સારૂ.' એમ કહી કુંદનરાયે અભ્યાસગૃહનું બારણું ઉઘાડ્યું. તે અંદર દાખલ થયો. પરન્તુ એક બે પગલાં ભરતાંની સાથે જ તે સ્તબ્ધ બનીને ઉભો રહી ગયો. તેનું મુખ પહોળું થઇ ગયું. તે કશો પણ અવાજ કાઢી શકયો નહિ. તેની આવી સ્થિતિ જોઇને કંટકરાય ઓરડામાં દાખલ થયો, અને અંદરનું દશ્ય જોતાં તેને પણ કુંદનરાયના જેટલું જ આશ્ચર્ય થયું.

લક્ષ્મીનંદન વસાણી ખુરસી પર બેઠો હતો. તેના શરીરનો આગલો ભાગ અને મસ્તક ટેબલ પર ઢળી પડયાં હતાં. તેના ખભાની પાસે પીઠમાં છરી ઘોંચેલી હોય તેમ છરીનો હાથો માત્ર દેખાતો હતો. તેનો એક હાથ જમીન તરફ લંબાએલો હતો, બીજો હાથ ટેબલ ઉપર હતો અને તેની હસ્તલિખિત પ્રતનાં કેટલાંક ફાટેલાં પાનાં તે હાથ તળે દબાએલાં દેખાતાં હતાં. દષ્ટિપાત માત્રથી જ જોઇ શકાતું હતું કે વસાણીનું શરીર નિશ્ચેષ્ટ અને નિર્જીવ બની ગયું હતું.

* * *

## ૩ : લક્ષ્મીનંદન વસાણીનું ખૂન!

હવે આપણે ચંદ્રનગરની મુલાકાત લઇએ. ચંદ્રનગર એક આગળ પડતું દેશી રાજ્ય છે. સાંપ્રત મહારાજા સુધારક વૃત્તિના તથા પ્રજા-હિતૈષી હોઇ રાજકારણમાં પોતાની પ્રજાને સારો હિસ્સો આપે છે. વેપાર રોજગાર ધમધોકાર ચાલે છે. સામાન્ય રીતે પ્રજાજનો મહારાજાની મીઠી નજર તળે પૂર્ણપણે સુખી છે. અહીં બે દૈનિક અખબારો અને બીજાં સામાહિકો તથા માસિકો પણ પ્રકટ થાય છે. વળી ચાર પાંચ મોટા પ્રકાશકોની પણ પેઢીઓ છે. અને એ પ્રકાશકો તથા લેખકોની વચ્ચે સંબંધ સાંધી આપનારા એજન્ટોની પણ ઓફીસો છે. એવા એક એજન્ટ બકુલચંદ્રની ઓફીસની આપણે મુલાકાત લઇએ.

સજ્જન સ્ટ્રીટમાં આવેલા ચાર માળના એક મકાનમાં ત્રીજા માળ ઉપર બકુલચંદ્રની ઓફીસ આવેલી છે. તે મળતાવડા સ્વભાવનો હોઇ અનેક લેખકો અને પ્રકાશકોની સાથે તેનો સારો પરિચય છે. તે લેખકોને મળે છે અને તેમનાં પુસ્તકોનું પ્રકાશન કરી આપવાનું માથે લે છે. પછી પ્રકાશકોને મળે છે અને લેખકોનાં પુસ્તકો સંબંધમાં તેમની પાસે વિવેચન કરે છે: એ પુસ્તક પ્રગટ કરવાથી તેમને કેટલો લાભ થશે, તેમની કેટલી પ્રસિદ્ધિ થશે, એ વિષે તેમને સમજાવે છે અને લેખકની રોયલ્ટી નક્કી કરી પુસ્તકપ્રકાશનનું સાટું ગોઠવે છે. એમ કરવામાં તેને સારૂ કમીશન મળે છે, લેખકને પ્રકાશક શોધવાની કે તેની સાથે માથાકુટ કરવાની જરૂર પડતી નથી, તેમ જ પ્રકાશકોને પણ સારા લેખકોનાં લોકપ્રિય બને તેવાં પુસ્તકો પ્રગટ કરવાને માટે મળી રહે છે.

બીજા એજન્ટોના પ્રમાણમાં બકુલચંદ્ર ચબરાક, વાતડાહ્યો અને ધંધાદારી કુનેહવાળો હોઇ જાણીતા લેખકો અને પ્રકાશકોની સાથે તે સારો સંબંધ બાંધી શક્યો છે. તેની ઓફીસમાં તેણે એક યુવતીને

ટાઇપીસ્ટ તરીકે રાખી છે. તે યુવતીનું નામ મંજુલા. નાનપણમાં તેનાં માતાપિતા સ્વર્ગે સિધાવેલાં. એટલે એક અનાથાશ્રમમાં ઉછરીને તે મોટી થઇ. ત્યાં રહીને તેણે અંગ્રેજીમાં મેટ્રિક સુધીનો અભ્યાસ પુરો કર્યો. અનાથાશ્રમના સંચાલકોએ તેનું લગ્ન કરવાને માટે તેને સમજાવેલું–બે, ત્રણ ઉમેદવારો પણ બતાવેલા; પરંતુ મંજુલાનું મન કોઇની સાથે લગ્નગ્રંથીથી જોડાઇને પરવશ બનવા ચાહતું ન હતુ. તે લાયક ઉમરની થઇ ગઇ હતી. એટલે અનાથાશ્રમમાંથી વિદાય લઇને એક સ્વતંત્ર ભાડાના મકાનમાં રહેવા લાગી. તેને ટાઇપરાઇટર ઉપર ટાઇપ કરતાં આવડતું હોઇ, એ પ્રકારનું કામ શોધવાની તે તજવીજ કરવા લાગી

સામાન્ય રીતે આપણે ત્યાં ખ્રીસ્તી કોમની યુવતિઓ ટાઇપીસ્ટ તરીકે કામ કરે છે. કોઇ હિન્દુ યુવતી એવું કાર્ય કરતી દેખાતી નથી. પરંતુ મંજુલાને લાગ્યું કે જો એક યુરોપિયન, એંગ્લો–ઇન્ડિયન, દેશી ખ્રીસ્તી અથવા પારસી સ્ત્રી ટાઇપીસ્ટ તરીકે નોકરી કરી શકે તો હું તેવું કામ શા માટે ન કરી શકું ? પ્રામાણિકપણે કોઇ પણ કામ કરવામાં લજ્જા કિંવા નાનપ શા માટે હોવી જોઇએ ? એ વિચારથી તેણે એ પ્રકારની નોકરીની શોધ કરવા માંડી અને તેને તેના એક ઓળખીતાની ભલામણથી બકુલચંદ્રે ટાઇપીસ્ટ તરીકે રાખી લીધી.

અત્યારે સાંજનો વખત હતો. લગભગ ૭ વાગવા આવ્યા હતા. તેણે બકુલચંદ્રની સૂચના મુજબ પત્રો ટાઇપ કરીને તૈયાર કરી દીધા હતા. તે પોતાને ઘેર જવાની તૈયારી કરતી હતી. તે વખતે બકુલચંદ્ર તેની પાસે આવીને બોલ્યો : 'મીસ મંજુલા ! હું તમને એક કામ સોંપવા માગું છું.'

'ઘણી ખુશીથી, સાહેબ, શું કોઇ પત્રો ટાઇપ કરવાના છે ?'

'ના. એવું કશું નથી. પરંતુ કદમપુરથી આજે મી. લક્ષ્મીનંદન વસાણીની નવલકથાની હસ્તપ્રત આવી છે. ખરી રીતે તો તે

ટપાલમાં આવવી જોઇતી હતા, તેને બદલે તેમણે કોઇ માણસની સાથે મોકલી છે. આ એ હસ્તપ્રત.'

'વારૂ, તેનું શું કરવાનું છે?' મંજુલાએ પ્રશ્ન કર્યો.

'આ હસ્તપ્રત તમે ઘેર લઇ જાઓ. તમે તે ઉપર ઉપરથી જરી જોઇ જજો. એટલે તેમાં કોઇ પાનું રહી જાય છે કે નહિ અથવા કોઇ પ્રકરણના અનુક્રમમાં ભૂલ થઇ છે કે કેમ, તેનો ખ્યાલ આવી શકે. અને પછી આવતી કાલે તમે ઓફીસમાં આવો તે વખતે મી. વસાણીના પબ્લીશર મી. આર. એમ. ઉદાણીને ત્યાં આ હસ્તપ્રત આપતાં આવજો. આવતી કાલે તમે અહીં સહેજ મોડા આવશો તો પણ ચાલશે. અને મીસ મંજુલા! આ હું તમારી ફરજ કરતાં વધારે પડતો બોજો—'

'ના ના, સાહેબ! એમાં બોજા જેવું કશું પણ નથી. વસાણી સાહેબની નવલકથાઓ વાંચવાનું મને બહુ જ ગમે છે. તેઓ એવી સરસ રીતે લખે છે તથા પોતાની વાર્તાઓમાં ગુન્હેગારોના પાત્રોને એટલી સ્પષ્ટતાપૂર્વક ચિતરે છે કે તેમને એવા પ્રકારના ગુન્હાઓનો અનુભવ હોય, એમ કોઇ માની લે તો તેમાં કશું નવાઇ જેવું નથી.' મંજુલા સહેજ હસી અને બોલી: 'ખરેખર વસાણી સાહેબને જાણે ગુન્હેગારોનો પૂર્ણ પરિચય હોય એવું જ મને લાગે છે.

બકુલચંદ્રે કહ્યું: 'હા, તમારી વાત સાચી છે. ગુન્હેગારોનું માનસ ચિતરવાની તેમને સરસ હથોટી બેસી ગઇ છે. વળી ખાસ કરીને તેમની વાર્તાનો રસ આદિથી અંતસુધી એકધારો જળવાઇ રહેતો હોઇ તે વાચકને માટે ભારે ચિત્તાકર્ષક બને છે. અને એથી જ તેમની નવલકથાઓની આવૃત્તિ ઉપર આવૃત્તિ પ્રગટ થાય છે.'

તેણે એ નવલકથાની હસ્તપ્રત મંજુલાને આપી. મંજુલાએ તેના મુખપૃષ્ટનું નિરીક્ષણ કર્યું. તેની ઉપર લખ્યું હતું 'ચમત્કારિક નવલકથા.' પછી તેણે એ હસ્તપ્રતને એક કાગળમાં લપેટીને દોરી બાંધી દીધી.

દશેક મીનિટ પછી હસ્તપ્રતનું બંડલ લઈને મંજુલા ઓફીસ-માંથી બહાર નિકળી નીચે ઉતરી સજ્જન સ્ટ્રીટના રસ્તા ઉપર આવી.

સજ્જન સ્ટ્રીટના ખૂણા ઉપર એક ન્યુસપેપરનો સ્ટોલ હતો. તે હમેશાં સાંજે ઓફીસમાંથી નિકળીને સાંજનું દૈનિક પત્ર આ સ્ટોલ પરથી ખરીદતી અને મોટરબસમાં બેસી પોતાના મકાન તરફ જતાં એ અખબારનું અવલોકન કરતી. તે પ્રમાણે આજે પણ અખબાર ખરીદવાને માટે તે સ્ટોલ પાસે જઈને ઉભી રહી. સ્ટોલનો માલિક તેને પિછાનતો હતો. તેણે કહ્યું: 'મંજુલાબેન! આજે કાંઇક મોડું થયું લાગે છે.'

'હા, થોડું વધારે કામ હતું એટલે રોકાવું પડયું.' એમ કહેતાં મંજુલાએ ગજવામાંથી એક આનો કાઢીને સ્ટોલવાળાને આપ્યો અને સ્ટોલના માલિકે તેને સાંજનું અખબાર આપ્યું. સ્વાભાવિક રીતે જ સ્ટોલની બાજુમાં સ્ટોલના માલિકે લગાવેલા દીવાલપત્ર તરફ તેની દૃષ્ટિ ગઇ. તે ચમકીને નેત્રો વિકાસી તેની સામે જોઇ રહી. તેમાં ત્રણ શબ્દો તેનું ધ્યાન ખેંચી રહ્યા હતા:

**લક્ષ્મીનંદન વસાણીનું ખૂન!**

* * *

## ૪ : પ્રથમ પરિચય

દીવાલપત્ર ઉપરના શબ્દો વાંચતાં તેના મનને જાણે ભારે આઘાત થયો હોય તેવી રીતે તે અવાક અને સ્તબ્ધ બની ગઇ.

'કેમ બહેન, શું છે? તમે શું જોઇ રહ્યાં છો?' બૂકસ્ટોલનો માલિક પણ તેની આ સ્થિતિ જોઇને ચિંતાપૂર્ણ નેત્રો વડે તેની સામે તાકી રહ્યો.

મંજુલાનો ચહેરો સફેદ પૂણી જેવો બની ગયો હતો. તેથી આને અચાનક શું થઇ ગયું, એવી બૂકસ્ટોલના માલિકને શંકા ઉદ્‌ભવે તેમાં નવાઇ ન હતી.

મંજુલાએ યંત્રવત્ સ્વરે જવાબ આપ્યો :

'ના ના, કાંઇ નથી. એ તો—હું—વારૂ હું જઇશ.'

એમ કહીને તે રાજમાર્ગ તરફ જવાને બદલે સજ્જન સ્ટ્રીટમાં પોતાની ઓફીસ તરફ જવા લાગી.

લક્ષ્મીનંદન વસાણીના ખુનના વર્તમાનથી તેના મનને આઘાત થયો હતો, અને આ સમાચાર બકુલચંદ્રને જણાવવાને માટે તે ઓફીસ તરફ જતી હતી. રસ્તે ચાલતાં તેને વિચાર આવ્યો: 'આ અખબારમાં આ ઘટનાને લગતી વિશેષ વિગત આપી હશે. લાવ, જરીક વાંચી તો જોઉં.' તે એક થળે ઉભી રહી. તેણે અખબાર ઉઘાડયું અને વસાણીના ખુનને લગતા સમાચાર શોધવા લાગી. 'સ્ટોપ પ્રેસ'ના મથાળા તળે થોડી લીંટીઓમાં એ સમાચાર આપવામાં આવ્યા હતા :

'આપણા નવલકથાસમ્રાટ લક્ષ્મીનંદન વસાણી થોડા દિવસો થયા દિલીપનગરથી પંદર માઇલ દૂર આવેલા ગામની પાસે તેમના 'બદામી વીલા'માં રહેતા હતા, ત્યાં તેમનું ગઇ રાત્રે ખુન થવા પામ્યું છે. કોઇ અજાણ્યા આદમીએ તેમની પીઠમાં છરી ઘોંચી હતી. તે વખતે તે તેમના અભ્યાસગૃહમાં બેઠા હતા. ખૂનીનો પત્તો લાગ્યો નથી.'

બસ આ સિવાય વિશેષ લખાણ તેમાં ન હતું. મંજુલા અખબાર બંધ કરીને ઓફીસ તરફ જવા લાગી. ત્યાં જઇને જોયું તો માલૂમ પડયું કે બકુલચંદ્ર ચાલ્યો ગયો હતો અને ઓફીસનાં દ્વારને તાળું લગાવ્યું હતું. મંજુલાએ માન્યું કે પોતે ઓફીસમાંથી નિકળી તે પછી તુરત જ બકુલચંદ્ર પણ ઓફીસ બંધ કરીને ચાલ્યા ગયા હશે.

તે નીચે ઉતરીને પુનઃ રાજમાર્ગ તરફ જવા લાગી. રાજમાર્ગ ઉપર આવીને થોડી વાર ઉભી રહી ત્યાં એક મોટરબસ આવી. એ બસમાં તે બેઠી. આ બસ તે જે સ્થળે રહેતી હતી એ ચામર રોડ તરફ જતી હોઇ, દરરોજ તે આ ચામર રોડવાળી બસમાં જ બેસતી હતી. તેણે લક્ષ્મીનંદન વસાણીને નજરે કદી જોયો ન હતો, પરંતુ તેની તમામ નવલકથાઓ તેણે વાંચી હતી. અને તેથી જ લક્ષ્મીનંદન વસાણીના આકસ્મિક રીતે મળેલા ખૂનના સમાચારે મંજુલાના દિલમાં ભારે ખળભળાટ મચાવ્યો હતો. તેના ખોળામાં પડેલા બંડલ તરફ તાકીને તે જોઇ રહી હતી. એ લક્ષ્મીનંદન વસાણીની નવલકથાની છેલ્લી હસ્તપ્રત હતી.

ચામર રોડ ઉપર એક ચાર માળનું મકાન હતું. તેના ચોથા મજલા પર તે રહેતી હતી.

સ્ટેન્ડ પાસે બસ ઉભી રહી એટલે નીચે ઉતરી થોડું ચાલીને તે પોતાના મકાન પાસે ગઇ. દાદર પર ચડીને ચોથે માળે જવા લાગી. તે ત્રીજે માળે પહોંચી તે વખતે એ મજલા પર આવેલા એક ખંડનું દ્વાર ઉઘડયું. સ્વાભાવિક રીતે જ તેની દૃષ્ટિ એ બારણા તરફ ગઇ, અને તેણે એક પડછંદ યુવાનને તેમાંથી બહાર આવતો જોયો. તેની ઉમર આશરે અઠાવીશ વર્ષની હશે. ઉંચાઇમાં તે છ ફીટ કરતાં એકાદ બે ઇંચ વધારે હશે. પરંતુ તેના કદાવર બાંધાને લીધે ઉંચાઇ વધારે લાગતી ન હતી. તેનો હસમુખો ચહેરો કોઇનું પણ આકર્ષણ કરે તેવો હતો. આ માણસને તેણે આજે જ પહેલી વાર જોયો હતો. તેમ છતાં તેને પોતાની પાસે આવતો અને પોતાની સાથે વાત કરવા માગતો જોઇને મંજુલાને આશ્ચર્ય થયું.

એ યુવાનના હાથમાં એક સુંદર ફાઉન્ટન પેન હતી. એ ફાઉન્ટન પેન મંજુલાની સામે ધરીને તે બોલ્યો : 'મને લાગે છે કે આ ફાઉન્ટન પેન તમારી હોવી જોઈએ, કારણ કે જ્યારે આજે સવારે તમે ઉપરથી નીચે ઉતરીને જતાં હતાં તે વખતે દાદર પાસેથી આ પેન મને મળી આવી હતી. એ ઉપરથી મને–'

'ના ના, એ મારી પેન નથી.'

મંજુલાએ આ માણસની સામે દૃષ્ટિપાત કર્યો. તેને એમ લાગ્યું કે આ કોઈ નવો ભાડુઆત હોવો જોઈએ. કારણ કે જે ખંડમાંથી તે બહાર નિકળ્યો હતો, તે થોડા દિવસ પહેલાં તો બંધ જ રહેતો તેના જોવામાં આવતો હતો. એ ખંડ ઉપર એક પિતળનું નાનું બોર્ડ હતું. તેની ઉપર 'એ. એચ. દેસાઈ' કોતરેલું હતું.

મંજુલાની દૃષ્ટિ પિતળના બોર્ડ તરફ ગએલી જોઈને આ યુવાન બોલ્યો : 'હા, હું થોડા દિવસો થયા જ આ મકાનમાં રહેવા આવ્યો છું. અને આ બોર્ડ ઉપર જે 'એ. એચ. દેસાઈ' લખ્યું છે, તેમાંથી 'એ. એચ.' એટલે મારૂં નામ અંજનકુમાર અને મારા પિતાનું નામ હરિનારાયણ છે. હું નડિયાદના જાણીતા દેસાઈ કુટુંબમાંથી ઉતરી આવેલો છું. અને–'

'હશે !' બસ એટલું જ કહીને મંજુલા ચોથા માળના દાદરા પર ચાલતી થઈ ગઈ. આ માણસ પોતાની સાથે પરિચય પાડવા ઇચ્છતો હતો એવું તે સમજી ગઈ હતી અને તેથી જ તેને કાંઈ નહિ આપવાના ઇરાદાથી માત્ર 'હશે !' એટલા એક જ શબ્દનો ઉચ્ચાર કરીને તે ઉપર ચાલી ગઈ. અંજનકુમાર તેની પાછળ જોઈ રહ્યો તે ઉપલા માળે અદૃશ્ય થઈ ગઈ એટલે મનોગત બોલ્યો : 'કેવી સુંદર અને દેખાવડી છોકરી છે ? પણ જરીક ઠસ્સો વધારે લાગે છે. એણે કહ્યું: 'હશે !' તો આપણે પણ કહીએ કે ચાલો હશે !'

તેણે પોતાના હાથમાં પકડેલી ફાઉન્ટન પેન તરફ દૃષ્ટિ કરી. એ ફાઉન્ટન પેન ઉપર 'એ. એચ. ડી.'નો મોનોગ્રામ કોતરેલો હતો.

તેણે એ પેનને સ્વસ્થાને પોતાના ખિસ્સામાં મૂકી દીધી. એ કાંઇ મંજુલાની પેન ન હતી. પેન તો અંજનકુમારની જ હતી, પરન્તુ મંજુલાની સાથે પરિચય પાડવાને માટે તેણે એ પેનનો ઉપયોગ કર્યો હતો. તેને સહેજ હાસ્ય ઉપજ્યું : 'જો મંજુલાએ આ પેન તેના હાથમાં લીધી હોત અને તેની ઉપરનો 'એ. એચ. ડી.'નો મોનોગ્રામ જોયો હોત તો? હશે, આજે આટલો પરિચય પણ ઓછો નથી.' તે પુનઃ પોતાના ખંડમાં દાખલ થયો અને તેનું બારણું બંધ કરી મનોગત બોલ્યો : 'આ મકાનમાં હું રહેવાને માટે આવ્યો છું તેનું કારણ જો મંજુલાના જાણવામાં આવે તો શું થાય? નહિ, એ કારણ અત્યારે તે ન જાણે એ જ ઠીક છે.'

* * *

# રૂા. ૧,૭૫,૦૦૦

ગુજરાતી ભાષાની સર્વશ્રેષ્ઠ જન્મભૂમિ શબ્દરચના હરીફાઈએ માત્ર ૬।। વરસની ટુંકી મુદ્દતમાં રૂપીયા એક લાખ અને પંચોતેર હજારનાં ઇનામો વહેંચી આપ્યાં છે.

*** ***

વિગ્રહના કારણે ઉભા થયેલા પ્રતિકુળ સંજોગોમાં પણ જન્મભૂમિ હરીફાઈએ હજારોનાં ઇનામોવાળા વ્યૂહો આપીને જનતાને જ્ઞાન, ગમ્મત અને અર્થનો ત્રીવીધ લાભ આપવો ચાલુ રાખ્યો છે.

*** ***

વ્યૂહવાર એકંદર રૂા. ૫૦૦૦] પાંચ હજાર સુધીનાં ઇનામો વહેંચાયાં છે. પહેલું ઇનામ રૂા. ૩૦૦૦] ત્રણ હજાર સુધી પણ હોય છે. ઉકેલ કમીટીના સીલબંધ ઉકેલ સાથે મળતો અથવા અન્ય હરીફોએ ભરેલા ઉકેલથી ઓછી ભૂલવાળો ઉકેલ મોકલનાર કોઈ પણ હરીફને આ ઇનામ મળે છે.

*** ***

ઇનામ મેળવવા તમારે શું કરવાનું છે? જ. ગુ. શ. હ. નું સચિત્ર અઠવાડિક મુખપત્ર "હરીફાઈ" દર રવિવારે પ્રસિદ્ધ થાય છે. દ્વીરંગી મુખપૃષ્ઠ સાથે પ્રગટ થતા આ અઠવાડિકની છુટક નકલની કિંમત ફક્ત ૧।। આનો છે. એમાં શરતો, નિયમો, વ્યૂહને લગતી સંપૂર્ણ માહિતી, ચાવીઓ. પ્રવેશપત્રો વિ. નિયમિત આવે છે. આ પ્રવેશપત્રોને ચાવીની મદદથી ભરી "જન્મભૂમિ હરીફાઈ વ્યૂહ......પો. બો. નં. ૬૨, મુંબઈ ૧." એ સરનામે બંધ તારીખ પહેલાં મોકલી આપો. પાંચ દિવસ બાદ સાચો ઉકેલ, સાત દિવસ બાદ પરીણામ અને બીજા દશ દિવસોમાં ઘેર બેઠાં ઇનામ મળી જશે. આપના પ્રવેશપત્રો આજેજ ભરી મોકલી જ્ઞાન, ગમ્મત અને અર્થલાભની ત્રીવીધ પ્રાપ્તી કરો.

## ૫ : નવલકથાને ખાતર

ચોથા માળે જઈને મંજુલાએ તેના ખંડનું દ્વાર ઉઘાડયું. બારી પાસે એક ટેબલ હતું. તેની ઉપર ચોપડીનું બંડલ મુકયું. પછી તેણે ક્ષુધાનિવારણને માટે રસોઇ કરવાનો પ્રારંભ કર્યો: ભાખરી અને શાક બનાવી લીધાં. દુધ આવી ગયું. આઠ વાગ્યા પહેલાં ભોજનકાર્ય આટોપી બધું બરાબર વ્યવસ્થિત કરી, ટેબલ પાસે જઇ ખુરશી પર બેસીને તેણે વસાણીની નવલકથાની હસ્તપ્રતનું બંડલ ખોલ્યું. પ્રથમ તો એ હસ્તપ્રતનાં બધાં પાનાં બરાબર છે કે નહિ તથા તેનાં પ્રકરણો યથાયોગ્ય અનુક્રમમાં છે કે કેમ એ તે જોઇ ગઇ.

સામાન્ય રીતે આ નવલકથા આખી વાંચવાની તેણે દરકાર કરી ન હોત; પણ થોડા સમય પહેલાં જ લક્ષ્મીનંદન વસાણીના ખૂનના સમાચાર વાંચવામાં આવેલા હોવાથી તેની આ છેલ્લી નવલકથા વાંચવા માટેની મંજુલાની જીજ્ઞાસા તીવ્ર બની હતી. તેણે એ હસ્તલિખિત પ્રત વાંચવાની શરૂઆત કરી.

તે એક ડિટેકિટવ વાર્તા હતી. એ વાર્તા જેટલી રસિક હતી, તેટલી જ રહસ્યભરી હતી. વાર્તાના પ્રસંગો એક પછી એક સિનેમાના ચિત્રપટની માફક મંજુલાની દૃષ્ટિ સામેથી પસાર થતા હતા. આજસુધીમાં તેણે વસાણીની તેમ જ બીજા લેખકોની ડિટેકિટવ અને સામાજીક નવલકથાઓ વાંચેલી તે બધીને ટપી જાય એવી આ નવલકથા હતી. તેમાં એક પછી એક આવતા કેટલાક ચમત્કારિક પ્રસંગોને લીધે તેનું નામ ' ચમ કારિક નવલકથા ' રાખવામાં આવેલું તે પણ સુઘટિત લાગતું હતું.

તેણે લગભગ પોણી નવલકથા પૂરી કરી તે વખતે તેની નજર ટેબલ ઉપર પડેલા ઘડિયાળ તરફ ગઇ. અને ત્યારે જ તેને ખ્યાલ

આવ્યો કે દોઢ વાગી ગયો હતો. તો પણ નવલકથા પૂરી કર્યા સિવાય નિદ્રાધીન થવાની તેની ઇચ્છા ન હતી. એટલે તેણે જળપાન કરીને આગળ વાંચવાનું શરૂ કર્યું. કેટલાંક પાનાં વંચાયાં હશે, એ વખતે કાંઇક અવાજ તેને કર્ણગોચર થયો. એ અવાજ કયાંથી આવ્યો હશે એ વિચારપૂર્વક તે ચોપાસ દૃષ્ટિ કરવા લાગી.

થોડી વારે તેના ખ્યાલમાં આવ્યું કે બાજુના ભાગમાં તેનો સુવાનો ઓરડો હતો, તે ઓરડામાંથી કોઇ ધીમો અને ન સમજી શકાય તેવો અવાજ આવતો હતો.

તેને વિચાર આવ્યો કે આજે સવારે ઓફીસે જતી વખતે શયનગૃહની બારી બંધ કરવી તે ભૂલી ગએલી હોવી જોઇએ. એ બારી પાછળની સાંકડી ગલીમાં પડતી હતી. એટલે કદાચ પાછળના મકાનમાંથી બિલાડી કૂદીને આ બારીમાં થઇને સૂવાના ઓરડામાં દાખલ થઇ હોય, એ એને સંભવિત લાગ્યું.

તે હસ્તલિખિત પ્રતને બંધ કરી, ટેબલ ઉપર મુકીને સૂવાના ઓરડા પાસે ગઇ. તેનું બારણું બંધ હતું. પરંતુ અંદરથી કોઇના ધીમા પગલાનો અવાજ આવતો હતો. એ ઉપરથી તેની ખાતરી થઇ કે બારી ઉઘાડી રહી ગએલી હોવી જોઇએ. અને તે વાટે બિલાડી જ અંદર આવી હશે! તેની સાથે જ તેને વિચાર આવ્યો કે કદાચ બિલાડી પોતાના બિછાનાને બગાડશે તો? એટલે તેને હાંકી કાઢવાને માટે તેણે શયનગૃહનું બારણું ઉઘાડયું અને ચાંપ દબાવી વીજળીની બત્તી કરી.

પરંતુ અંદરનું દૃશ્ય જોઇને તે એટલી બધી ભયભીત બની ગઇ કે તેની ઇચ્છા હોવા છતાં પણ તેનાથી બૂમ પાડી શકાઇ નહિ.

એ ઓરડાની વચ્ચે એક માણસ ઉભો હતો. તેણે સફેદ લેંઘો અને ઉપર હાફકોટ પહેર્યો હતો. તેનું મોઢું સફેદ વસ્ત્રથી ઢાંકી દીધું હતું. તેમાંથી માત્ર કાળી કીકીવાળી સફેદ આંખો તગતગતી હતી. એ માણસ આ યુવતિની સામે તાકી રહ્યો હતો.

મંજુલાને જોઇને તે ધીમા પણ ઘેરા સ્વરે બોલ્યોઃ ‘બિલકુલ બૂમ પાડીશ નહિ. જો બૂમ પાડી છે તો અહીંને અહીં હું તારૂં ખૂન કરીશ.’

એ શબ્દો સાંભળીને મંજુલા સ્તબ્ધ બનીને ઉભી રહી. બુરખા-વાળા માણસનો હાથ ગજવામાં ગયો. તેણે એક નાની પિસ્તોલ કાઢી અને મંજુલાની છાતી સામે ધરી રાખી.

મંજુલાએ શયનગૃહની પાછલી બારી સામે જોયું તો એ બારી ખુલ્લી હોવાનું જણાયું. કદાચ તે તેણે ખુલ્લી રાખી હોય અથવા તો આ માણસે તે ઉઘાડી હોય: એ ગમે તે હોય, પરંતુ આ માણસ એ બારીમાંથી જ અંદર આવ્યો હોવાનું સ્પષ્ટ સમજાતું હતું.

એકાદ મિનીટ પછી મંજુલાને હિમ્મત આવી. તે બોલીઃ ‘તું કોઇ દીવાનો લાગે છે. આ મકાનમાં ચોરી કરવા જેવું છે શું કે તું અહીં આવ્યો છે?’

‘ચૂપ રહે!’ અજાણ્યો આગંતુક મંદ સ્વરે બોલ્યોઃ ‘અને યાદ રાખજે, જો તું બૂમ પાડીશ તો તે જ પળે આ લોકનો ત્યાગ કરીને તારો આત્મા સ્વર્ગલોકમાં પહોંચી જશે.’

મંજુલાને પણ લાગ્યું કે આ માણસ ખાલી ધમકી આપતો ન હતો. તેની આંખો અને અવાજ ઉપરથી સમજી શકાતું હતું કે તે ખૂન કરવામાં પાછી પાની કરે તેમ ન હતો. પરંતુ તે અહીં શા માટે આવ્યો હશે? પોતાની પાસે કોઇ કિમ્મતી વસ્તુ હતી નહિ, કે જે તેને ઉપયોગી થઇ પડે. તો પછી તેનું અહીં આવવાનું કારણ શું હશે?

આ પ્રમાણે વિચાર કરતી તે નિઃસ્તબ્ધ બનીને શયનગૃહના બારણા પાસે સ્તંભી ગઇ હતી. આગંતુકે તેને ફરમાન કર્યું: ‘તું જે ખંડમાંથી અહીં આવી છે, તે ખંડમાં પાછા પગે ચાલતી દાખલ થા.. ચાલ...જલદી કર.’

એ ફરમાનને તાબે થયા સિવાય મંજુલાને માટે બીજો કોઇ માર્ગ ન હતો. આ માણસની સામે થવાની તેનામાં શક્તિ ન હતી. કદાચ તેનો સામનો કરે તો પણ તે ફાવી શકે તેમ ન હતું. કારણ કે બીજી જ ક્ષણે બુરખાધારીની પિસ્તોલમાંથી છૂટેલી ગોળી તેના હૃદય સોંસરી પેસી જાય તેમ હતી. ક્ષણભર તેને એવો પણ વિચાર આવ્યો કે આ સત્ય હશે કે સ્વપ્નું ? નહિ, આ સ્વપ્ન ન હતું, સત્ય જ ઘટના હતી. અને આવો અનુભવ તેને પોતાના જીવનમાં પહેલવહેલો જ થયેલો હોવાથી તે અત્યંત ગભરાઇ ગઇ હતી. એ ગભરાટમાં પાછલે પગે ચાલતી જે ખંડમાં બેસીને તે વાંચતી હતી એ ખંડમાં આવી. આગંતુક માનવી પણ હાથમાં પિસ્તોલ રાખીને એ ખંડમાં તેની સાથે દાખલ થયો.

અહીં આવ્યા બાદ એ માણસે ફરમાવ્યું : ' જે હસ્તલિખિત પ્રત સાંજે તું અહીં લાવી છે તે કયાં છે ? મને બતાવ ! સમજી કે નહિ ? લક્ષ્મીનંદન વસાણીની નવકથાની હસ્તલિખિત પ્રત ! કહે, તે કયાં છે ? મને તેની જરૂર છે. '

એમ બોલતો તે ચોપાસ દૃષ્ટિ કરવા લાગ્યો. મંજુલા પણ આ માણસની સામે તાકી રહી. તેના આશ્ચર્યની માત્રા વધતી જતી હતી : લક્ષ્મીનંદન વસાણીની હસ્તપ્રત ! એ હસ્તપ્રતની માગણી આ માણસ શા માટે કરતો હશે ? અને તે નવલકથા પોતે અહીં લાવી છે એવું આ માણસના જાણવામાં કેવી રીતે આવ્યું હશે ? એક વાત તેનાથી સમજાતી નહોતી. આ માણસ પોતાની પાસેથી વસાણીની હસ્તલિખિત પ્રત લઇ જાય તો પણ એ તેને શા ઉપયોગમાં આવવાની હતી ? છતાં એટલું તો ચોક્કસ હતું કે તે અહીં આટલી મોડી રાતે એ પુસ્તક લેવાને માટે આવ્યો હતો. ત્યારે હવે શું કરવું ?

એ પ્રમાણે તે વિચાર કરતી હતી એ વખતે બુરખાધારીએ પુનઃ પ્રશ્ન કર્યો : ' બતાવ મને, કયાં છે એ ચોપડી ? '

'પરંતુ તું જે કહે છે, એ જ હું સમજી શકતી નથી.' મંજુલાએ અસ્પષ્ટ જવાબ આપ્યો.

'નહિ, તું સમજે છે.' એ માણસનો અવાજ સખત બન્યો: 'લાવ, એ ચોપડી મને સોંપી દે.'

મંજુલા ટેબલ પાસે ગઇ. ટાઇપ કરેલી ચોપડી એ ટેબલ ઉપર પડી હતી. તે આ માણસની દૃષ્ટિએ ન પડે એટલા માટે તેની તરફ પીઠ કરીને તે ઉભી રહી. બાજુમાં એક બારી હતી. એ બારી પાછલી ગલીમાં પડતી હતી અને ખુલ્લો પવન આવવાને માટે તેણે ઉઘાડી મૂકી હતી. તેને વિચાર આવ્યો કે આ ચોપડી એ બારીમાંથી બહાર ફેંકી દીધી હોય તો તે નીચે સાંકડી ગલીમાં જઇને પડશે. એ રીતે તેને આ માણસના હાથમાં જતી બચાવી શકાય તેમ હતી.

એ ચોપડી મેળવવામાં આ માણસનો ગમે તે હેતુ હોય, પરંતુ મંજુલા આ ચોપડી તેને સોંપવાને માટે તૈયાર ન હતી. કારણ કે તે હસ્તલિખિત પ્રત પ્રકાશકને સુપ્રત કરવામાં આવે, ત્યાંસુધી તેની સલામતીની જવાબદારી પોતાની ઉપર હોવાનું તે માનતી હતી.

હા, એ ચોપડી પોતે બહાર નાંખી દે તે પહેલાં પોતાનું ખૂન થવા પામે અને ચોપડીનો કબજો આ માણસ લે તો તેનો કશો ઉપાય ન હતો. જ્યાંસુધી પોતે જીવન્ત છે ત્યાં સુધી તો એ હસ્તલિખિત પ્રતનું રક્ષણ કરવાનો તેનો નિશ્ચય હતો.

તેણે પોતાના ગભરાટને શમાવવાનો યત્ન કરતાં શાંતિથી કહ્યું : 'એ ચોપડી અહીં છે એવી જો તારી ખાતરી હોય તો તું ખુશીની સાથે તે લઇ લે.'

તે પાછળ સરકતી સરકતી ટેબલની નજીક પહોંચી ગઇ. બુરખાધારી પણ આગળ વધતો તેની નજીક આવ્યો અને બોલ્યો : 'ગાંડી છોકરી! એમ તું નહિ માને.' એમ કહીને તેણે મંજુલાનું કાંડું પકડયું અને પુનઃ ઉચ્ચાર્યું: 'બોલ! કયાં છે એ ચોપડી?'

તેણે જોરપૂર્વક મંજુલાનું કાંડુ મરડયું અને તેથી મંજુલાના મુખમાંથી એક દર્દભરી ચીસ સરકી પડી; પરંતુ તેણે બીજા હાથે ટેબલ પર પડેલી ચોપડી ઉઠાવી, અને બીજી જ ક્ષણે એ ચોપડી ઉઘાડી બારીમાંથી બહાર ફેંકી. તે નીચે સાંકડી ગલીમાં જઈ પડી.

મંજુલાની હીલચાલનો ખ્યાલ પિસ્તોલધારી માનવીને આવી ગયો. તેણે મંજુલાને ઝટકો મારીને એક બાજુએ ખસેડી અને એક જ કૂદકામાં બારી પાસે પહોંચી બારીની બહાર ડોકાઈને તે જોવા લાગ્યો. નીચે ઘોર અંધકાર હતો, એટલે જે વસ્તુ તે જોવા માગતો હતો એ તેની દૃષ્ટિએ પડી નહિ. તેના ગુસ્સાનો પાર ન રહ્યો. તે પુનઃ મંજુલાની પાસે આવ્યો. તેણે લગાવેલા ઝટકાથી મંજુલા જમીન પર પડી ગઈ હતી. તેનો હાથ પકડી તેણે તેને ઉભી કરી અને તેની સામે ઘુરકતો તે બોલ્યો : 'છોકરી! તું એમ માનતી હોઈશ કે તું મને સહેલાઈથી થાપ આપી જાય છે, તો એમાં તારી ભુલ થાય છે. કાં તો હું એ ચોપડી લઈશ, નહિ તો તારો જાન લઈશ!'

'તારે મારો જાન લેવો હોય તો હું અહીં તારી સામે જ ઉભી છું, અને જો તું એ ચોપડી લેવા ઇચ્છતો હોય તો તે પાછલી ગલીમાં પડી છે, ત્યાં જઈને લઈ શકે છે.'

આગંતુકને લાગ્યું કે આ છોકરી સાથે હવે રકઝક કરવી નકામી છે. એટલે હવે તો અહીંથી નીચે ઉતરી પાછલી ગલીમાં જઈને એ ચોપડી મેળવવી તે જ યોગ્ય છે. એ પ્રમાણે વિચાર કરતો આ ખંડમાંથી નિકળવાને માટે તે બારણા તરફ ગયો. એ બારણું ઉઘાડે છે ત્યાં બહાર ચાલીમાં એક પડછંદ આદમી ઉભેલો તેની દૃષ્ટિએ પડયો. મંજુલા પણ તે આદમીને ઓળખી ગઈ. આજે સાંજે પોતે ઓફીસમાંથી આવી તે વખતે ત્રીજે માળે જે નવો ભાડુઆત તેને મળ્યો હતો તે અંજનકુમાર દેસાઈ તેના બારણા પાસે ઉભો હતો.

* * *

## ૬ : ઉઠાઉગીર છટકયો

ઉઠાઉગીરે આ પડછંદ કાયાવાળા આદમીને જોયો. તે જ રીતે અજંનકુમારની દૃષ્ટિ પણ પોતાની સામે એક હાથમાં પિસ્તોલ રાખીને ઉભેલા ઉઠાઉગીર તરફ ગઇ. એ પિસ્તોલ ઉપર સાઇલેન્સર ચઢાવેલું તેની નજરે પડયું. તે બોલ્યો : 'કેમ મીસ્તર ! તમે અહીં શી ધાંધલ મચાવી રહ્યા છો ?'

'તું કોણ છે અને તારે એની શી પંચાત ? અમારી ધણી-ધણીયાણીની તકરારમાં વચ્ચે પડવાને તું શા માટે અહીં આવ્યો છે ?' ઉઠાઉગીર બોલ્યો.

'ધણી–ધણીયાણી ! વાહ, ભાઇ, વાહ ! એટલે કે આ મંજુલા-બાઇ તમારી પત્ની છે અને તમે આ ગૃહના માલિક છો, એમ જ ને ?'

'હા એમ જ છે. ચાલ્યો જા અહીંથી.'

'નહિ, મીસ્તર ! એમ હું અહીંથી ચાલ્યો જવાનો નથી. તમે ધણી–ધણીયાણી નથી એટલું તો હું ચોકકસપણે જાણું છું. પરંતુ કોઇ ખરેખર ધણી–ધણીયાણી હોય અને ધણી પિસ્તોલ વડે ધણીયાણીનું ખૂન કરવા માગતો હોય તો તે વખતે તેમાં દરમ્યાનગીરી કરવી એ પાડોશી તરીકેની મારી ફરજ છે એમ હું માનું છું. વળી એક બીજી વાત : જો તું આ ગૃહનો માલિક હોય તો તારે આ કપડા વડે તારૂં મ્હોં છુપાવવું શા માટે પડે ? એ કપડું ખોલી નાંખ અને તારૂં મ્હોં બતાવ, એટલે ખબર તો પડે કે તું કોણ છે !'

'તું અહીંથી જાય છે કે કેમ, નહિતર—' એમ કહીને ઉઠાઉ-ગીરે પોતાના હાથમાં ધારણ કરેલી પિસ્તોલના ઘોડા પાસે આંગળી લઇ જવાનો યત્ન કર્યો.

પરંતુ તેને પિસ્તોલનો ઘોડો દબાવવાની તક ન મળી. અજંનકુમારની નજર પિસ્તોલ ધારણ કરેલા ઉઠાઉગીરના હાથ તરફ જ હતી. એટલે

ઉઠાઉગીર ઘોડો દબાવે તે પહેલાં જ અંજનકુમારનો પહાડી પંજો તેના હાથ ઉપર પડયો. હાથ મચકોડાયો અને પીસ્તોલનો ઘોડો દબાતાં તેમાંથી છૂટેલી ગોળી દીવાલમાં પેસી ગઇ. તેની ઉપર સાયલેન્સર ચડાવેલું હોઇ, સોડાવોટરની બાટલી ફોડતાં જેવો અવાજ થાય છે તેવો 'ફટ' કરતો અવાજ થયો.

બીજી જ ક્ષણે બીજા હાથ વડે અંજનકુમારે તેના હાથમાંથી પિસ્તોલ ખેંચીને એક બાજુએ ફેંકી. પિસ્તોલ બાજુમાં પડેલા કોચની નીચે જઇ પડી, અને આ બંને જણાની મલકુસ્તી જામી.

જે યુવાન પ્રત્યે આજ સાંજે પોતે તોછડું વર્તન બતાવેલું હતું તે આવી રીતે અચાનક પોતાનો મદદગાર બનશે, એવી તો મંજુલાને કલ્પના પણ કયાંથી હોય ? પરંતુ અત્યારે તેને અહીં આવેલો જોઇને મંજુલાના દિલમાં તેની પ્રત્યે એક પ્રકારનું માન પેદા થયું. જાણે ઇશ્વરે જ તેને પોતાની મદદને માટે મોકલ્યો હોય એમ તેને લાગ્યું.

આ બે જણા એક બીજાને મુક્કીઓ લગાવતા હતા અને પરસ્પરને પરાસ્ત કરવાનો દાવ ખેલી રહ્યા હતા. ઉઠાઉગીર ખડતલ હતો, શરીરે પણ મજબૂત અને કસાયેલો હતો, છતાં અંજનકુમારની પડછંદ કાયા સામે તેની કારી ફાવતી ન હતી. તે બેઉ જમીન પર ઉછળી પડયા અને પરસ્પરને મુક્કા તથા પાટુઓ લગાવવા લાગ્યા. છેવટે અંજનકુમારે જોરથી એક મુક્કો ઉઠાઉગીરના લમણામાં લગાવ્યો અને તુરત જ બીજો મુક્કો તેના જડબામાં દીધો. આ બે મુક્કાએ ધારેલી અસર કરી. ઉઠાઉગીર બેભાન બની ગયો. અંજનકુમારે તેના ચહેરા ઉપર બાંધેલું સફેદ કપડું ખેંચી લીધું અને ધારીને તેનું નિરીક્ષણ કર્યું. આ માણસને પોતે અગાઉ કોઇ વાર જોએલો હોય એમ તેને લાગ્યું નહિ. પછી તે ઉભો થયો અને ખુરસી પાસે ઉભેલી મંજુલાને ઉદ્દેશીને બોલ્યો : 'મીસ મંજુલા ! આ માણસ કોણ છે અને અહીં શા માટે આવ્યો છે ?'

મંજુલાએ કહ્યું : 'હું તેને ઓળખતી નથી. તે ચોરી કરવાને માટે આવેલો હોવો જોઇએ, અને મારા સૂવાના ઓરડાની પાછલી બારીમાંથી તે દાખલ થયો હતો.'

'એમ જ હોવું જોઇએ. હું સૂતો હતો તે વખતે મારી પાછલી બારીની પાછળ જે સીડી છે, તેની ઉપર કોઇ માણસ ચડતું હોય એવો અવાજ મારા સાંભળવામાં આવ્યો એથી હું જાગૃત થઇ ગયો; અને તે પછી તુરત જ ઉપલા માળે કાંઇક ધમાધમ થતી હોય એવું મને લાગ્યું. મારા ખંડની ઉપર જ તમારો ખંડ હોવાથી તમારા ખંડમાં એ ધમાધમ થતી હશે એવી મેં કલ્પના કરી અને હું ઉપર આવ્યો. વારૂ, એની પિસ્તોલ કયાં ગઇ?'

'પિસ્તોલ તો આ કોચ નીચે સરકી ગઇ લાગે છે.' મંજુ-લાએ જણાવ્યું.

અંજનકુમારે નીચે નમીને કોચ નીચે સરકી ગએલી પિસ્તોલ લેવાને હાથ લંબાવ્યો. એ વખતે તેની પાછળ કાંઇક સળવળાટ થતો તેના સાંભળવામાં આવ્યો. તેણે ફરીને જોયું તો ઉઠાઉગીર ઉભો થયો હતો. તે એ ઉઠાઉગીરને પકડવા ગયો, પરંતુ એ પહેલાં ઉઠાઉગીર બારણામાંથી બહાર નિકળી બારણાને બંધ કરી ચાલીમાં થઇને દાદર તરફ દોડયો. અંજનકુમારે બારણા પાસે પહોંચી આંચકો મારીને બારણું ઉઘાડી નાંખ્યું, અને તે પણ આ માણસને પકડવા માટે દાદર બાજુએ દોડયો. પરંતુ દાદર પાસે પહોંચ્યો તે વખતે ઉઠાઉગીર બીજો દાદર લગભગ ઉતરી ગયો હતો.

પોતાના હાથમાંથી આ માણસ આમ સહેલાઇથી છટકી જાય તે અંજનકુમારને ગમ્યું નહિ. તેણે બબ્બે પગથિયાં કૂદીને નીચે ઉતરવા માંડયું. એમ કરતાં તેનો પગ સરકવાથી તે નીચે જઇ પડયો. દાદરના એક પગથિયા સાથે તેની બોચી અથડાઇ અને તેને કળ ચડી ગઇ. તેનું માથું ભમવા લાગ્યું. એ અકસ્માતને

નહિ ગણકારતાં તે એકદમ ઉભો થઇને નીચે ઉતરવા લાગ્યો. મકાનના પ્રવેશદ્વાર પાસે પહોંચ્યો તો પ્રવેશદ્વાર ખુલ્લું જોયું. તે પ્રવેશદ્વાર-માંથી બહાર નિકળ્યો અને તેણે ઉઠાઉગીરને જમણી બાજુ તરફ દોડતો જોયો. તે પણ તેની પાછળ દોડયો, પરન્તુ આગલો માણસ ખૂણા પર એક રસ્તો પડતો હતો, તે રસ્તા તરફ વળી ગયો.

બીજી જ ક્ષણે મોટરના એન્જીનનો અવાજ સંભળાયો. તેણે ખૂણા પાસે જઇને જોયું તો એ રસ્તા પર એક મોટર વેગભરી ગતિએ ચાલી જતી તેની દૃષ્ટિએ પડી. મોટરની પાછળનો લાલ દીવો દૃષ્ટિએ પડતો હતો. તેનો નંબર અંધારામાં ઉકેલી શકાય તેમ ન હતો. માત્ર મોટર ઘેરા વાદળી રંગની હતી, એટલું તે જોઇ શકયો.

તેને વિચાર આવ્યો કે આ ઉઠાઉગીર તેના સાગરીતની સાથે મોટરમાં અહીં આવેલો હોવો જોઇએ. સાગરીત મોટરમાં રહ્યો હશે અને ઉઠાઉગીર પાછલે દાદરે થઇને મંજુલાના શયનગૃહમાં પેઠો હશે. તેમણે અહીંથી છટકવા માટેની વેતરણ અગાઉથી જ કરી રાખેલી હોવી જોઇએ.

આવી રીતે પોતાના હાથમાંથી ઉઠાઉગીર છટકી ગયો, એથી અંજનકુમારના દિલને ઘણું જ લાગી આવ્યું. પરન્તુ હવે તેને માટે પશ્ચાત્તાપ કરવો નકામો હતો. જો કે પોતે ઉઠાઉગીરના પંજામાં સપડાએલી નિર્દોષ યુવતિને બચાવી શકયો, એટલું માત્ર આશ્વાસન લેવા યોગ્ય હતું. વળી એ ઉઠાઉગીરને મંજુલાના ખંડમાંથી કશું ચોરી જવાની તક મળી શકી નહિ એ પણ કાંઇ ઓછી વાત ન હતી.

એ પ્રમાણે પોતાના મનને સાંત્વન આપતો અંજનકુમાર ત્યાંથી પાછો ફરી તેના મકાન તરફ જવા લાગ્યો.

* * *

## ૭ : પરિચય વધે છે

અંજનકુમાર તેના મકાનના પ્રવેશદ્વાર તરફ જતો હતો ત્યાં તેણે મંજુલાને એ પ્રવેશદ્વારમાંથી બહાર નિકળીને આ તરફ આવતી જોઇ.

બંને જણાં પરસ્પરની નજીક આવ્યાં એટલે તેણે મંજુલાને કહ્યું : 'એ બદમાશ નાસી ગયો. ખરૂં કહું તો તે મારી જ ભૂલનું પરિણામ ગણાય. હું માનતો હતો કે તે એવો બેભાન બની ગયો છે અને દશ બાર મીનિટ સુધી તો શુદ્ધિમાં આવી શકશે નહિ, પરંતુ—

'ના ના, એમાં તમારો કશો દોષ નથી.' મંજુલા બોલી. તે અત્યારે હાંફતી હતી: 'વારૂ, પણ હું અમુક વસ્તુ લેવાને માટે નીચે આવી છું. મેં તે વસ્તુ મારી પાછલી બારીમાંથી નીચે સાંકડી ગલીમાં ફેંકી દીધી હતી. એ વસ્તુ લેવાને માટે જ તે બદમાશ મારા ખંડમાં દાખલ થયો હતો.'

'પાછલી ગલીમાં નાંખી દીધી હતી! પરંતુ એ વસ્તુ શી છે?' અંજનકુમારે પ્રશ્ન કર્યો.

'તે ટાઇપરાઇટર ઉપર ટાઇપ કરેલી એક હસ્તપ્રત છે. ચાલો, તમે મારી સાથે પાછલી ગલીમાં આવશો?' એમ કહેતી તે આગળ વધી, અને મકાનની બાજુમાં જે ગલી પડતી હતી તે ગલી તરફ જવા લાગી.

અંજનકુમાર પણ તેની પાછળ ચાલ્યો. ચાલતાં ચાલતાં તેણે પૂછ્યું : 'ટાઇપ કરેલી હસ્તપ્રત શાની હતી અને એ માણસ એવી એક હસ્તપ્રત ચોરવાને શા સારૂ આવ્યો હશે? મારાથી કશું સમજાતું નથી.'

'હું પણ તે સમજી શકતી નથી. પરંતુ એ માણસ તેને માટે જ આવ્યો હતો એ વાત ચોક્કસ છે. તે એક નવી તૈયાર કરવામાં આવેલી નવલકથાની હસ્તપ્રત હતી અને—' તે આગળ બોલતાં અટકી ગઇ અને ગલીમાં આંગળી ચીંધીને બોલી: 'જુઓ, એ પડી!

મંજુલાના મગજ ઉપરથી એક મોટો બોજો દૂર થઇ ગયો હોય એવું તેના મુલાયમ વદન સામે જોતાં સમજી શકાતું હતું. એ અંધારી ગલીમાં તેઓ દાખલ થયાં અને થોડાં ડગલાં આગળ ચાલ્યાં ત્યાં નીચે પત્થર ઉપર એક સફેદ વસ્તુ પડેલી અંજનકુમારની દૃષ્ટિએ પડી. ઉંચે દૃષ્ટિ કરતાં એક બારીમાંથી પ્રકાશ રેલાતો જણાયો. એ બારી મંજુલાવાળા ખંડની હોવી જોઇએ એમ અંજનકુમારને લાગ્યું. વળી આ ગલીમાં દાખલ થતાં એક દીવાલ હતી. તે દીવાલને ઓળંગીને મકાનના પાછલા ભાગમાં આવેલી નાની સીડી ઉપર થઇને મકાનની અંદર દાખલ થવાનું પલાયન થયેલા બદમાશને માટે જરી પણ મુશ્કેલ ન હતું, એમ હવે તેને સમજાયું.

અંજનકુમારે પત્થર પર પડેલી ચોપડી ઉપાડી. તેઓ ગલીમાંથી બહાર આવ્યાં અને રસ્તા પરની બત્તીના પ્રકાશમાં તેણે આ ચોપડીનું નિરીક્ષણ કર્યું. તેનો બેઉ બાજુનો ભાગ જમીન ઉપરના કાદવથી ખરડાયેલો દેખાયો. છતાં તેના ઉપરના પાના પર લખેલું નામ વાંચી શકાતું હતું. અને એ તેણે મોટેથી વાંચ્યું:

'ચમત્કારીક નવલકથા : ભેદભરી ડિટેકટીવ શમસ્યા: લેખક: લક્ષ્મીનંદન વસાણી: અહો ! આ તો શ્રીમાન વસાણીની નવીન નવલકથા છે ! શું તમે તેમને ઓળખો છો ?'

'હા, આજે જ તેમનું ખૂન થયું છે.'

'ખૂન ! લક્ષ્મીનંદન વસાણીનું ખૂન ! કયે સ્થળે અને કોણે તેમનું ખુન કર્યું ?'

'ખૂનીનો પત્તો હજી લાગ્યો નથી. પરંતુ આજના સાંજના અખબારમાં મેં વાંચ્યું કે કદમપુર પાસે આવેલા તેમના 'બદામી વીલા'માં તે રહેતા હતા, એ સ્થળે તેમનું ગઇ રાત્રે ખૂન થવા પામ્યું છે. નાસી ગયેલો બદમાશ તેમની આ છેલ્લી નવલકથા લેવાને માટે જ મારા ખંડમાં ઘુસ્યો હતો.'

'પરંતુ એ માણસનો ઇરાદો આ ચોપડીને હસ્તગત કરવાનો હતો, એ તમે કેવી રીતે જાણ્યું !'

મંજુલાએ તેના પ્રશ્નના ઉત્તરમાં એ ઉઠાઉગીર તેના શયનગૃહમાં દાખલ થયો ત્યારથી અંજનકુમાર તેની મદદે આવી ચડયો તે દરમ્યાન જે ઘટના બની ગઇ હતી, તે અંજનકુમારને વિગતે સમજાવી.

અંજનકુમાર આ પુસ્તક ઉપરનાં ધૂળ અને કાદવને ખંખેરતો બોલ્યો : 'તમારી વાત તો ખરેખર આશ્ચર્ય પમાડનારી લાગે છે. તમારા કથન ઉપરથી સમજી શકાય છે કે એ માણસ કોઇ સામાન્ય ઘરફોડ ઉઠાઉગીરી કરનારો ચોર ન હતો, પરંતુ આ પુસ્તક મેળવવાના ખાસ ઉદ્દેશથી જ તે તમારા ખંડમાં ઘુસ્યો હતો. જો કે આવી એક હસ્તલિખિત પ્રત મેળવીને તે શું કરવા માગતો હશે, તે હું સમજી શકતો નથી.'

'મારાથી પણ એ સમજાતું નથી. પરંતુ મને એમ લાગતું હતું કે તે તમારા હાથમાંથી છટકી નીચે ઉતરી, આ ગલીમાં દાખલ થઇને આ ચોપડી લઇને પલાયન થઇ જશે. એવો ભય હોવાને કારણે જ હું નીચે આવી હતી.'

'તમારો એ ભય ખોટો ન હતો. પરંતુ તેને આ ગલીમાં દાખલ થવાની તક જ મળી નહિ. કારણ કે હું એકદમ તેની પાછળ ધસી આવ્યો, એટલે તે સીધો દોડીને જ્યાં તેનો સાગરીત મોટર સાથે ઉભો હતો, ત્યાં પહોંચી ગયો, અને બેઉ જણા પોતાનો હેતુ સિદ્ધ કર્યા વિના પલાયન થઇ ગયા.'

અંજનકુમાર અને મંજુલા પુનઃ તેમના મકાનના પ્રવેશદ્વાર તરફ જવા લાગ્યાં. તે વખતે અંજનકુમારનું મન વિચારગ્રસ્ત બની ગયું હતું. આ રહસ્યભરી ઘટના વિષેના વિચારતરંગો તેના મનમાં ઉદ્ભવતા હતા. એક નવલકથાકારની નવલકથાની હસ્તલિખિત પ્રતનો કબજો મેળવવાનો પ્રયત્ન કરવામાં ઉઠાઉગીરનો શો ઉદ્દેશ હશે એ તેનાથી સમજાતું ન હતું. એટલું જ માત્ર નહિ પરંતુ તેને એ જરીક ચમત્કારિક પણ લાગતું હતું. ઉપરાંત આગલી રાત્રે મી. વસાણીનું ખૂન થાય છે અને બીજી રાત્રે તેની નહિ છપાએલી નવલકથાની પ્રત ઉપાડી જવાનો પ્રયત્ન થાય છે. એ પણ જરીક નવાઇ જેવું તો

હતું જ! ત્યારે શું એ બેઉ ઘટનાને પરસ્પરની સાથે કોઇ સંબંધ હશે? આ હસ્તપ્રતનો કબજો લેવાને આવેલો માણસ વસાણીનો ખૂની હશે? અને જો એમ હોય તો તેણે વસાણીનું ખૂન શા માટે કર્યું હશે? તેની નવલકથાનો કબજો લઇને તે શું કરવા માગતો હશે? પ્રસ્તુત પ્રશ્નોથી અંજનકુમારનું મગજ ભરાઇ ગયું.

મંજુલાનું મગજ પણ અત્યારે કાંઇ નિષ્ક્રિય ન હતું. તે આ નવલકથાની હસ્તપ્રત બકુલચંદ્રની પાસેથી તેની સૂચનાથી પોતાને ત્યાં લાવી હતી. અત્યારે તે પોતાના કબજામાં હતી એ વખતે તેની ચોરીનો પ્રયત્ન થયો હતો. પરંતુ એ પ્રયત્નને પૂર્ણ નિષ્ફળ બનાવવામાં અચાનક તેને અંજનકુમારની મદદ મળી ગઇ હતી. જો કે આ નવલકથા પોતાની પાસે ક્યાંથી આવી એ વિષે તો અંજનકુમારે તેને કશો પણ પ્રશ્ન કર્યો જ ન હતો. ગમે તેમ પણ એનો ખુલાસો કરવો જોઇએ એમ મંજુલાને લાગ્યું અને તેણે કહ્યું: 'હું આ હસ્તપ્રત પુસ્તકપ્રકાશકને આપવા માટે મારા શેઠ બકુલચંદ્રની પાસેથી મારે ત્યાં લાવી હતી.'

'હું એ જાણું છું.' અંજનકુમારે ઉતાવળો જવાબ આપી દીધો.

'તમે જાણો છો?' તે અંજનકુમારની સામે વિસ્ફારિત નયને જોઇ રહી: 'હું મી. બકુલચંદ્રને ત્યાં નોકરી કરૂં છું, એ તમારા જાણવામાં કેવી રીતે આવ્યું?'

પોતે આ એક ભારે ભૂલ કરી દીધી છે, એમ અંજનકુમારને લાગ્યું. મંજુલા બકુલચંદ્રને ત્યાં નોકરી કરતી હતી એ પોતાના જાણવામાં કેવી રીતે આવ્યું તથા તે જે મકાનમાં રહેતી હતી તે જ મકાનમાં ત્રીજે માળે પોતે શા માટે ખંડ ભાડે રાખ્યો હતો એ વિષે કશો પણ ખુલાસો કરવાની તેની અત્યારે ઇચ્છા ન હતી. તેનાં કેટલાંક કારણો હતાં. પરંતુ પોતે કરી દીધેલી આ ભૂલથી તે સપડાઇ ગયો અને જ્યારે મંજુલાએ તેને આવો સવાલ કર્યો, ત્યારે તેનો કોઇ સંતોષકારક ખુલાસો કરવો જોઇએ, એવા વિચારથી તેણે જવાબ આપ્યો: 'આ મકાનમાં પહેલે માળે જે લોકો રહે છે, તેમની પાસેથી

મારા જાણવામાં આવ્યું હતું કે તમે બકુલચંદ્રને ત્યાં ટાઇપીસ્ટ તરીકે નોકરી કરો છો.' જો કે તેનો આ જવાબ તદ્દન અસત્યથી ભરેલો હતો.

'પરંતુ એ લોકોએ કેવી રીતે જાણ્યું હશે? મારો તો તેમની સાથે બિલકુલ પરિચય નથી. નથી હું તેમને ઓળખતી કે નથી તેઓ મને પિછાનતાં. અમે કદી અમસ્થાં યે મળ્યાં નથી.'

'બરાબર છે. પરંતુ આપણે કોઇ માણસને કદી મળ્યાં ન હોઇએ, બિલકુલ ઓળખતાં ન હોઇએ, તો પણ તે કયાં નોકરી કરે છે અથવા શો ધંધો કરે છે, એ જાણતાં હોઇએ છીએ. વારૂ, પણ હવે મને એમ લાગે છે કે આપણે આ બનાવના સંબંધમાં પોલીસને ખબર આપવી જોઇએ; કારણ કે એક તરફ મી. વસાણીનું ખૂન થાય છે અને બીજી તરફથી તેમની જ નવલકથાની છાપવાને માટે મોકલવામાં આવેલી હસ્તપ્રત ઉઠાવી જવાનો પ્રયત્ન થાય છે! એ બેઉનો પરસ્પરની સાથે સંબંધ હોય તે બનવાજોગ છે. એટલે પોલીસ ખાતું પણ આ વિષયમાં વિશેષ રસ ધરાવે એ બનવાજોગ છે. તમારે ત્યાં ટેલીફોન છે ખરો? જો હોય તો ટેલીફોનદ્વારા હું પોલીસ ઓફીસે ખબર આપું.'

મંજુલાએ જણાવ્યું: 'હા, હમણાં જ મારા શેઠ બકુલચંદ્રે મારે ત્યાં ટેલીફોનની ગોઠવણ કરાવી આપી છે. કારણ કે કેટલીક વાર તેઓ પોતાને ઘેરથી હું અહીં હોઉં તે દરમ્યાન તેમના કામકાજને લગતી મને સુચના આપતા હોઇ, મારે ત્યાં ગોઠવવામાં આવેલા ટેલીફોનથી વિશેષ સગવડ રહે છે.'

'ચાલો, ત્યારે આપણે ઉપર જઇએ.'

તેઓ ઉપર ગયાં અને મંજુલાના ખંડમાં જઇને અંજનકુમારે નજીકની પોલીસ ચોકી ઉપર ટેલીફોન કર્યો અને અત્યારે મધરાત પછી આ સ્થળે બની ગએલા પ્રસ્તુત બનાવને લગતી હકીકત જણાવી.

તે જ્યારે પોલીસને ટેલીફોન કરતો હતો ત્યારે મંજુલા એ ખંડમાં પડેલા કોચ ઉપર બેસીને તેની તરફ જોઇ રહી હતી. આ યુવાન તેને કોઇ અદ્દભુત અને રહસ્યભર્યો લાગતો હતો. તેના કહેવા

મુજબ તે થોડા દિવસ થયા ત્રીજે માળે રહેવા આવ્યો હતો. આજે સાંજે આ બનાવ બની ગયો, તે પહેલાં તેણે પોતાની સાથે પરિચય પાડવાનો યત્ન કર્યો હતો. વળી આ બનાવ બન્યો ત્યારે તે પોતાને મદદ કરવાને માટે અચાનક ચોથે માળે આવી ચડયો હતો તેની એ મદદ મળી ન હોત તો કદાચ પોતાનું ખૂન થયું હોત, અથવા તો પોતે ગંભીર રીતે જખમી થઇ હોત એમ પણ મંજુલાને લાગતું હતું. એ બધું છતાં પણ આ યુવાન તેનું નામ અંજનકુમાર હરિનારાયણ દેસાઇ છે એટલું જણાવ્યા સિવાય પોતાનો વિશેષ પરિચય આપવાને તૈયાર ન હતો. એથી જ તેનું આખુંય વર્તન મંજુલાને અદ્દભુત અને રહસ્યભર્યું લાગતું હતું.

* * *

# ૮ : ગંજીપાનો એકાંતિક ખેલાડી

મંજુલાને ત્યાં આવેલો ઉઠાઉગીર ચામર રોડના ખૂણા પરથી તેના સાથીદાર સાથે મોટરમાં બેસીને પલાયન થઇ ગયો. મોટર મારમાર કરતી જતી હતી. તેનો સાથીદાર મોટર ચલાવતો હતો. ઉઠાઉગીર તેની બાજુમાં બેઠો હતો. તે બાજુમાંથી ડોકાઇને પાછળ દૃષ્ટિ કરતો હતો. જે સ્થળે મોટર ઉભી હતી તે સ્થળે તેણે પોતાની ઉપર મંજુલાના ખંડમાં હુમલો કરનાર જુવાનને જોયો. મોટર આગળ ચાલીને બીજા રસ્તા તરફ વળી. દૂર ઉભેલા દેખાતા જુવાને આ મોટરનો પિછો લેવાનો કોઇ પ્રયત્ન કર્યો ન હતો, એવી ઉઠાઉગીરની ખાતરી થઇ; અને પછી તે પોતાનું જડબું ચંચવાળવા લાગ્યો. હજી પણ એ જુવાનના મજબૂત મુક્કાના મારથી તેનું જડબું દુ:ખતું હતું, અને સાથોસાથ તેના યત્નમાં મળેલી નિષ્ફળતા પણ તેના મનમાં સાલતી હતી.

'ત્યારે તમે તમારૂં કામ સિદ્ધ કરી શક્યા નહિ, એમ જ ને ?' એ બે જણા વચ્ચે ચાલતી વાત દરમ્યાન મોટર હાંકનારો ઉઠાઉગીરને ઉદ્દેશીને બોલ્યો : 'વઝીરમહમદ, પોતાના નિષ્ફળ બનેલ શાગિર્દનો અંજામ આપણા માલિકને હાથે કેવા પ્રકારનો આવે છે, એનો તમને ખ્યાલ હશે જ ! છતાં એનો ખરો ખ્યાલ તો તમે માલિકની મુલાકાત લેશો ત્યારે જ આવી શકશે.'

વઝીરમહમદના મનમાં પણ અત્યારે એ જ વિચાર ચાલી રહ્યો હતો. તે અસ્વસ્થ બની ગયો હતો. તેણે કહ્યું : 'એમાં મારો તો કશો પણ દોષ ન હતો. જો ત્રીજે માળે રહેતો માણસ વચ્ચે ન આવ્યો હોત તો હું જરૂર—'

'પરંતુ તમારી પાસે પિસ્તોલ તો હતી ને?' મોટર હાંકનારે ભયંકર સૂચન કર્યું.

'કોઇ પણ કાર્યના સંબંધમાં વાતો કરવી જેટલી સહેલી છે, તેટલું તે કાર્ય કરવું સહેલું હોતું નથી. તમારી વાત તો 'રણમાં નહિ તે શૂરો' એના જેવી છે. હું એ ખંડમાં દાખલ થયો ત્યારે આવું બધું બની આવશે અને એ માણસ વચ્ચે પુરાશે એવી મને ક્યાં ખબર હતી? અને વળી એ માણસ પણ કોઇ સાધારણ મવાલી ન હતો. તેના પડછંદ બદન અને રાઠોડી પંજાનો તો જેને અનુભવ થયો હોય તેને જ ખ્યાલ આવી શકે. જો તે આટલો મજબૂત હોવાનો મને પહેલેથી ખ્યાલ હોત તો તેને મેં જોયો કે તુરત જ ઉડાવી દીધો હોત, પરંતુ—'

એ બધી વાત તમે આપણા માલિકને કહેજો. એટલે પછી માલિક તરફથી તમને શો જવાબ મળે છે, તે તમને સમજાશે. વઝીરમહમદ! તમારા જેવો મજબૂત અને કસાએલા શરીરવાળો માનવી, બીજાને પોતાના કરતાં વધારે બળવાન માને એ ખ્યાલ જ મને તો નવાઇ ભરેલો લાગે છે.'

'બહુ થયું. હવે વધારે બોલીને મને ન ચીડવો.' વઝીરમહમદે કહ્યું.

બંને જણા મૌન બની ગયા. મોટર તો તેની પ્રથમની ગતિએ જ આગળ ચાલતી હતી.

થોડી વાર પછી વઝીરમહમદે તેના સાથીને પ્રશ્ન કર્યો: 'વારૂ, પણ દિલીપનગરની સેન્ટ્રલ જેલમાંથી નાઠેલા કેદી બળવંતરાયના સંબંધમાં કાંઇ વિશેષ સમાચાર જાણવામાં આવ્યા છે ખરા?'

'વિશેષ કાંઇ જાણવામાં આવ્યું નથી, પરંતુ આજ સાંજસુધીમાં જેલના વોર્ડરો કિંવા ચંદ્રનગરની પોલીસ તેને પકડી શકે એમ નથી એ વાત ચોક્કસ છે. અને બળવંતનો મને જે પરિચય છે, તે ઉપરથી હું માનું છું કે તેઓ તેને પુનઃ ગિરફતાર કરી શકે તેમ પણ નથી. કારણ કે અત્યારે તો તે કોઇ જુદા જ વેષમાં ક્યાંનો ક્યાં દૂર પહોંચી ગયો હશે.'

લગભગ ત્રણેક માઇલ પસાર કર્યા પછી મોટર એક મોટા બંગલાની પાસે આવી પહોંચી. એ બંગલાની ફરતો વિશાળ બગીચો હતો. બગીચા ફરતી પત્થરની ઉંચી દીવાલ હતી. આખી દીવાલ પર કાચના નાના મોટા કકડા જડી દેવામાં આવ્યા હતા કે જેથી કોઇ માણસ તે દિવાલ ઓળંગીને અંદર આવવાનો પ્રયત્ન કરી શકે નહિ. એ બંગલો અત્યારે અંધકારથી વીંટળાએલો જણાતો હતો. પરંતુ આગલા કમ્પાઉન્ડમાં દાખલ થઇને મોટર બંગલા પાસે પહોંચી એટલે તેનું પ્રવેશદ્વાર ઉઘડયું અને અંદરનો પ્રકાશ બહાર રેલાયો. વઝીરમહમદ અને તેનો સાથી મોટરમાંથી ઉતરી પગથિયાં પર ચડી વરંડા પર આવ્યા અને અંદરના હોલમાં દાખલ થયા. પ્રવેશદ્વાર પુનઃ બંધ થઇ ગયું.

'માલિક કયાં છે?' વઝીરમહમદે બંગલાનું પ્રવેશદ્વાર ઉઘાડનાર એક ઠીંગણા કદના માનવી સામે જોઇને પૂછયું.

'તેઓ તેમના આરામ ખંડમાં બેઠા છે.' ઠીંગણા માણુસે એક ઓરડા તરફ આંગળી ચીંધીને કહ્યું. આ માણુસ કદમાં ઠીંગણો હતો છતાં તેનું બદન મજબૂત હતું, તેના બાહુ માંસલ હતા અને તેની આંખો તો જાણે અગ્નિ વર્ષાવતી હોય એવી લાગતી હતી. તેણે સવાલ કર્યો: 'વઝીરમહમદ! તમે જે લેવાને માટે ગયા હતા તે લઇ આવ્યા?'

'ના.' વઝીરમહમદ ઘુરકયો અને આ માણુસની સાથે વધુ વાત કરવા નહિ રોકાતાં જે ઓરડો તેણે બતાવ્યો હતો એ ઓરડા તરફ ચાલ્યો. એ ઓરડાના પ્રવેશદ્વાર પાસે પહોંચીને તેની ઉપર તેણે અવાજ કર્યો. તેના જવાબમાં અંદર આવવાની મંજુરી આપનારો અવાજ ઓરડામાંથી સંભળાયો. એટલે વઝીરમહમદ બારણાને ધક્કો મારી અંદર દાખલ થયો. પુનઃ બારણું બંધ કરી દીધું.

આ ઓરડો વિશાળ હતો. વચ્ચે એક ટેબલ અને ખુરસી હતાં. ખુરસી પર એક માણુસ એકલો બેઠો હતો. ટેબલ ઉપર વીજળીની બત્તી હતી. તેનો પ્રકાશ એવી રીતે પડતો હતો કે એકદમ ખુરસી

પર બેઠેલા માણસનું મુખ અંદર આવેલો માણસ જોઇ શકે નહિ. ટેબલ ઉપર ગંજીપાનાં નાનાં પત્તાં ખુલ્લાં પડયાં હતાં. ખુરસી પર બેઠેલા માણસના બે હાથ એ પત્તાં સાથે ગેલ કરતા હતા. અથાત્ જેને વઝીરમહમદ પોતાનો માલિક માનતો હતો તે આ ઓરડામાં એકલો બેઠો બેઠો ગંજીપાથી ખેલતો હતો. વઝીરમહમદ ટેબલની સામી બાજુએ ઉભો રહ્યો. તેની આંખો પર સીધો પ્રકાશ પડતો હોવાથી તે તેના માલિકનો ચહેરો જોઇ શકતો ન હતો. માત્ર શરીર વગરના બે હાથ ટેબલ ઉપરના પ્રકાશમાં ગંજીપો ખેલતા દેખાતા હતા. આ દશ્યે તેના આખાય શરીરમાં કમકમાટી ઉપજાવી.

મંજુલાના ખંડમાં મંજુલાનું ખૂન કરવાને માટે તૈયાર બનેલો તથા પડછંદ જેવા અંજનકુમારની સાથે મલકુસ્તી કરનાર વઝીરમહમદ અત્યારે ગરીબ ગાય જેવો બનીને માલિકના બોલવાની રાહ જોતો ઉભો હતો. છેવટે એક ઉદ્દગાર તેને કર્ણગોચર થયો :

‘તને જે કામ માટે મેં મોકલ્યો હતો તેમાં નિષ્ફળ બનીને તું અહીં આવ્યા છે ને ?’

અવાજ મૃદુ હતો, મુલાયમ હતો, પરંતુ એ મૃદુતા અને મુલાયમતાની પાછળ રહેલી ભીષણતાનો વઝીરમહમદને ખ્યાલ હતો, અને તેથી જ પોતાના સુકાએલા હોઠ પર જીભ ફેરવીને તેને ભીંજવવા લાગ્યો. તેનું મસ્તક નીચું નમેલું હતું અને તેની નજર હજી પણ માલિકના ગંજીપો ખેલતા હાથ પર જ ઠરી રહી હતી.

‘હા.’ તે નિરાશાપૂર્ણ સ્વરે બોલ્યો : ‘હું–હું એ વસ્તુ મેળવી શકયો નથી, પરંતુ આપ એ કેવી રીતે જાણી શકયા ?’

‘દોસ્ત વઝીરમહમદ ! તું અંદર દાખલ થયો તે વખતે તારા સર્વાંગનું નિરીક્ષણ કરતાં જ તારી નિષ્ફળતા સમજાઇ ગઇ હતી. પરંતુ એ નિષ્ફળતાનું કારણ શું ?’

વઝીરમહમદ એક પગલું ટેબલની નજીક આવીને બોલ્યો : ‘સાહેબ ! એ મકાનનું રસ્તા ઉપરનું દ્વાર બંધ હતું એટલે સ્વાભાવિક રીતે જ તેની પાછળની દીવાલ ઓળંગીને એ મકાનની પાછ-

ળના ભાગમાં એક સીડી પડી હતી, તેની ઉપર ચડીને હું ચોથે માળે ગયો, એ છોકરીના ઓરડામાં કશી પણ હરકત વગર દાખલ થયો અને—'

'હું એ બધું તને નથી પૂછતો. મારો સવાલ માત્ર એટલો જ છે કે તું નિષ્ફળ કેમ બન્યો ?'

વઝીરમહમદના પગ ધ્રૂજતા હતા. માલિકને પોતાની બધી હકીકત કેવી રીતે સમજાવવી એનો તેના મનને વિચાર થતો હતો. છેવટે તેણે અસ્વસ્થ ચિત્તથી અને ત્રૂટક વાક્યોમાં પણ પોતાની તમામ હકીકત જણાવીને કહ્યું : 'માલિક ! આ પ્રમાણે બનવાથી મને નિષ્ફળતા મળી છે. જો કે મારી એ નિષ્ફળતાને ઢાંકવાને માટે હું કોઇ બહાનું કાઢવા ઇચ્છતો નથી. પરંતુ—'

'મારી પાસે આવીને મારો માણસ કોઇ પણ બહાનું બતાવે તે હું પણ પસંદ કરતો નથી.' માલિક બોલ્યો. આ વખતે પણ તેની દૃષ્ટિ તો ટેબલ તરફ જ હતી, અને બે હાથો વડે તે ટેબલ ઉપર મૂકેલ ગંજીપાની બાજી બેસી રહ્યો હતો.

'જે માણસ મારા કામની વચ્ચે પૂરાયો હતો તે–' વઝીરમહમદ કહેવા લાગ્યો.

'એ માણસ ગમે તે હોય તેની મને પરવા નથી. તેમ જ તે માણસ કોણ હતો–કેવો હતો એ પણ હું જાણવા માગતો નથી. પરંતુ વઝીરમહમદ, એ છોકરીએ આ નવલકથાની હસ્તલિખિત પ્રત વાંચી હશે એમ તું માને છે ખરો ?'

'હું તે કહી શકતો નથી. કેમકે હું તેના સૂવાના ઓરડામાં દાખલ થયો એ વખતે થએલા અવાજથી તેનું બારણું ઉઘાડીને તે ઉંબર ઉપર ઉભી રહી હતી, અને ચોપડી તો તેના ટેબલ ઉપર પડી હતી.'

'એ ગમે તેમ હોય, પરંતુ તું એટલી મોડી રાત્રે ત્યાં પહોંચ્યો તે વખતે એ છોકરી જાગતી હતી એ જ બતાવે છે કે કદાચ તે એ

વાંચતી હોવી જોઇએ. જો એમ હશે તો એ ઘટના તેને માટે વધારે ભયંકર અને ભીષણ બનશે. '

અત્યારે પણ તે સ્વાભાવિક અને મુલાયમ સ્વરે જ બોલતો હોય એમ લાગતું હતું. પરંતુ તેની એ મુલાયમતા જ તેના હૃદયમાંથી જાણે ભયંકર વિષને બહાર ખેંચી કાઢતી હોય એવું તેના સ્વભાવથી પરિચિત વઝીરમહમદને લાગતું હતું. કશું પણ બોલ્યા વગર તે શાંત-પણે ઉભો રહ્યો. તેના માલિકનું ગંજીપાની સાથે ખેલવાનું કાર્ય ચાલુ હતું. એક મીનીટ પસાર થઇ ગઇ. છેવટે તે બોલ્યો : ' વઝીરમહમદ, તું જઇ શકે છે. હવે આ વિષયમાં શું કરવું તેનો હું વિચાર કરીને નિર્ણય કરીશ. ભવિષ્યમાં બીજા પ્રયત્નમાં આપણને પૂરી સફળતા મળવી જ જોઇએ. કારણકે એ સફળતાની ઉપર જ આપણી સુરક્ષિતતાનો આધાર રહેલો છે. '

વઝીરમહમદે કહ્યું : ' માલિક ! આપ બેફીકર રહો. હું આપના ફરમાનને નિષ્ફળ નહિ થવા દઉં. '

' એક વખત તો તું નિષ્ફળ થયો છે, એટલે બીજી વખત તારા શબ્દો પર કેવી રીતે ઇતબાર રાખી શકાય ? વારૂ, તું હવે જઇ શકે છે.'

વઝીરમહમદ કાંઇક બોલવા જતો હતો, પરંતુ માલિકની સામે દલીલ કરવી યોગ્ય નથી એમ માનીને તે મૌન રહ્યો અને પ્રવેશદ્વાર તરફ ચાલ્યો. તે પ્રવેશદ્વારની પાસે ક્ષણવાર ઉભો રહ્યો. તેણે પોતાની પીઠ પાછળ દૃષ્ટિ કરી. એ જ હાથ બાજી ખેલી રહ્યા હતા. જાણે જગતમાં પોતાના સિવાય બીજી કોઇ પણ વ્યક્તિ અસ્તિત્વ ધરાવતી નથી, એવી ભાવનાપૂર્વક આ ભીષણ માનવી તેના ખેલનકાર્યમાં મશગુલ બની રહ્યો હતો. તેની સામે જોતાં, તેની ભીષણતાનો વિચાર કરતાં વઝીરમહમદના વદન ઉપર પ્રસ્વેદનાં બિંદુ જામ્યાં અને રૂમાલ વડે પરસેવાને લૂછતો તે ઓરડામાંથી બહાર નિકળ્યો.

* * *

# ૯ : મંજુલાના મોતની આગાહી

વઝીરમહમદ તેના માલિકવાળા ખંડમાંથી બહાર નિકળીને આગળ ચાલી થોડે દૂર જતાં, એક ખંડમાં તેનો મોટરવાળો સાથીદાર દેખાયો. તેની પાસે ટેબલ ઉપર ચાહની કીટલી અને બે રકાબી-પ્યાલા પડયાં હતાં. તેમાંથી એક પ્યાલામાં કીટલીમાંથી ચહા રેડીને તે ચહાપાન કરવાની શરૂઆત કરતો હતો. વઝીરમહમદ પણ તેની પાસે જઇને બીજી ખુરસી પર બેઠો, અને તેણે કીટલીમાંહેની ચહ બીજા કપમાં રેડીને તેના સાથીદારનું અનુકરણ કર્યું.

'કેમ, માલિક પાસે જઇ આવ્યા?' સાથીદારે પૂછ્યું.

એ પ્રશ્ન કરતી વખતે તે વઝીરમહમદના ચહેરા તરફ વેધક દૃષ્ટિએ જોઇ રહ્યો હતો. વઝીરમહમદના ચહેરા પર ચિંતા અને ભયની રેષાઓ અંકાઇ રહી હતી. તેનું આખુંય શરીર અત્યારે પણ સહેજ ધ્રૂજતું હતું.

થોડી વાર સુધી તો તેણે પોતાને કરવામાં આવેલા સવાલનો જવાબ આપ્યો નહિ. ચહાપાન દ્વારા તે પોતાની ધ્રૂજરીને ખાળવાનો, મનમાંથી ચિંતા અને ભયને ટાળવાનો તથા મનની સ્ફુર્તિને સંભાળવાનો જાણે યત્ન કરી રહ્યો હોય એમ લાગતું હતું. કપ ખાલી થયો એટલે ગજવામાંથી એક સીગારેટ કાઢીને સળગાવી અને પછી તેણે જવાબ આપ્યો : 'માલિક મારી સાથે વાતો કરતા હતા તે દરમ્યાન પણ તેમનું ગંજીપા સાથે ખેલવાનું કામ ચાલૂ જ હતું એ વખતનું તેમનું ગાંભીર્ય અને ભયાનકતા હજી પણ મને ભય ઉપજાવે છે.'

'એ ભયને માટે કોઇ ચોક્કસ કારણ છે ખરૂં?'

'હા, માલિક એમ માને છે કે જેના મકાનમાં હું દાખલ થયો હતો તે મંજુલાએ વસાણીની ચોપડી વાંચેલી હોવી જોઇએ. માલિકની એ માન્યતા અને તેથી નીપજનારા પરિણામની આગાહી કરવાનું કાર્ય સહેલું નથી.'

સાથીદાર બોલ્યો : 'એટલે ! જો મંજુલાએ વસાણીની ચોપડી વાંચી હોય તો તેનું પરિણામ કેવું આવે, એની કલ્પના આપણને ભલે ન હોય માલિક એની કલ્પના કરી શકે એમ છે.'

'એ બરાબર છે.' વઝીરમહમદે કહ્યું : 'છતાં પણ મને લાગે છે કે એ ચોપડી મંજુલાએ વાંચી હોય યા ન વાંચી હોય, તેને માલિકની યોજના સાથે કશો સંબંધ નથી. કારણ કે તેણે ચોપડી વાંચી હોય તો પણ તેની અંદરના રહસ્યનો તેને ખ્યાલ આવી શકે તેમ નથી.'

'હા, તારૂં કહેવું સાચું છે. પરંતુ જો મંજુલાએ તે ચોપડી વાંચી હોય અને તે પુસ્તકની વસ્તુગુંથણીમાં રહેલા રહસ્યનો તેને ખ્યાલ આવી જાય તો ભવિષ્યમાં તેનું પરિણામ કેવું ભયંકર આવે તે આપણે કેવી રીતે જાણી શકીએ ?'

વઝીરમહમદે કહ્યું : 'એ પણ વિચારવા જેવો મુદ્દો તો ખરો જ, અને આપણા માલિક ઝીણામાં ઝીણી વિગતોને પણ જવા દેતા નથી. પરંતુ તો પછી મારા મનમાં ભય પેદા થાય છે કે હવે એ છોકરી સુરક્ષિત નથી. તેને આ દુનિયામાંથી જરૂર વિદાય લેવી પડશે.' અને વઝીરમહમદે બારણા તરફ દષ્ટિ કરી. કેમ જાણે તે તેના માલિકના ખંડમાં દષ્ટિ પહોંચાડીને ટેબલ સામે ખુરસી પર બેઠેલા માલિકને ગંજીપાથી ખેલતો જોતો હોય ! એ દશ્યથી તેનું અંતર એકદમ ભયભીત બની ગયું હોય એવી રીતે તે ધ્રુજી ઉઠયો અને બોલ્યો : 'કરીમખાન ! માલિકના મૃદુ અને મંજુલ અવાજની પાછળ રહેલી ભીષણુતા હજી પણ મારાથી ભુલી શકાતી નથી.'

કરીમખાન તેની સામે જોઇ રહ્યો. તેણે કશો પ્રત્યુત્તર આપવાને બદલે ગજવામાંથી સીગારેટ કાઢીને સળગાવી. બેઉ જણા ધૂમ્રપાન કરવા લાગ્યા, અને આ ખંડમાં ભીષણ શાંતિ છવાઇ ગઇ.

* * *

# નવલકથા ::

* * * *

પુરૂષત્વથી સંપુર્ણ બનેલ માણસને સુદ્ધાં ક્યારેક સંતાન હોતું નથી. આ એક **નવલકથા** છે. પણ સ્ત્રીઓનું આરોગ્ય બગડવાથી સંતાન થતાં નથી એ સત્યકથા છે. **આસાનુની** એક બાટલીથી શ્વેત પ્રદર, (સફેદ ધાતુ), રક્ત પ્રદર અને માસીક માંદગી સંબંધની સર્વ પ્રકારની તકરારો દુર કરી તે શક્તિવાન અને નિરોગી બનાવે છે. તેમજ તમારા સંતાન સુડોળ અને નિરોગી બને છે. આજેજ મંગાવો. બા. કીં. રૂા. ૨–૮–૦ ટ. ખ. જુદું.

( જુના રોગ માટે **સ્પેશીયલ બનાવટ** રૂ. ૩–૮–૦ )

લખો :— **મુલરાજ ફાર્મસી.** મઘવાડી, મુંબઇ નં. ૧૨

---



તમારી અગત્યની મુંઝવણો દુર કરવા

**પ્રોફેસર જૌહરીની સલાહ લ્યો.**

પ્રો. જૌહરી દેવલાલીવાળા વ્યવહારીક બાબતોના ભવિષ્ય સંબંધીના જેવા કે પ્રેમમાં નીરાશા, સંતાન સંબંધી ચીંતા, કોર્ટ–કચેરીના કામમાં ફત્તેહ, શત્રુ પર વિજય, ધંધા અને નોકરીમાં લાભ, લાંબા સમયના રોગી, ભુત, પીશાચ મુઠ વગેરેના વળગાડની ઉપાધીમાંથી બચવા માટે તેનો વિધીપુર્વક ઇલાજ કરી તાવીજ બનાવી આપવામાં આવે છે. તમે રૂબરૂ મુલાકાત ન લઇ શકતા હો તો તમારી મુંઝવણના પાંચ સવાલો સીલબંધ કવરમાં લખી મોકલો. તેનો સાચો જવાબ તમોને રૂ. ૧–૪–૦ માં મળશે. પોસ્ટેજ ૭ આના વધારે.

**પ્રોફેસર જૌહરી** (હીપ્નોટીસ્ટ) સેન્ટ્રલ સીનેમા પાસે મુંબઇ ૪

## ૧૦ : ડિટેકિટવ જ્યોતિપ્રસાદ

એક ઉંચી કિસમની સુંદર અને દમામદાર મોટરે ચંદ્રનગર શહેરના ઉત્તર તરફના દરવાજામાં પ્રવેશ કર્યો.

'રાવસાહેબ! આખરે આપણે પુનઃ આપણા શહેરમાં આવી પહોંચ્યા.' મોટર હાંકનાર યુવાને પોતાની બાજુમાં બેઠેલા એક પ્રૌઢ ગૃહસ્થને ઉદ્દેશીને કહ્યું.

'હા, ગમે તેમ હોય તો પણ દરેક માણસને પોતાનું વતન સૌથી વધારે વહાલું લાગે છે. આપણે અન્ય સ્થળે ગયા હોઈએ ત્યાં આપણા મકાન કરતાં પણ અધિક સાહેબી હોય, અચ્છો અચ્છો વાનાં થતાં હોય, આપણી દરેક પ્રકારની સગવડ જળવાતી હોય, તો પણ તે સ્થળે આપણને કાંઇક અતડાપણું લાગે છે; જ્યારે આપણા વતનમાં—પોતાના મકાનમાં આપણું મન વધારે સ્વસ્થ અને શાંત બની જાય છે.'

'એનું કારણ શું હશે?'

'મને તો એમાં મનનું કારણ જ લાગે છે. દરેક માનવીના મનમાં ઓછા યા વધુ અંશે 'મારાપણું' રહેલું હોય છે. આ મારૂં છે અને આ પારકું છે, એવો ભેદ તેના દિલમાં રહ્યા જ કરે છે. અને તેથી જ પારકાની સાહેબી કરતાં પોતાની ગરીબાઇ તેને વધારે સુખપ્રદ અને સ્ફુર્તિદાયક જણાય છે.'

આ બે જણા એ પ્રમાણે વાતો કરી રહ્યા રતા. મોટર ચંદ્રનગર શહેરના રાજમાર્ગો પસાર કરી રહી હતી. એમ કરતાં તે મનહર સ્ટ્રીટમાં દાખલ થઇ અને એ મનહર સ્ટ્રીટમાં આવેલા એક મકાનના પ્રવેશદ્વાર પાસે ઉભી રહી.

બેઉ જણા મોટરમાંથી ઉતર્યા. તેઓ પ્રવેશદ્વાર ખોલીને એ મકાનમાં દાખલ થાય, તે પહેલાં આપણે તેમનો થોડો પરિચય કરી લઇએ. જેને રાવસાહેબના સંબોધનથી ઉદ્દેશવામાં આવ્યો હતો, તેનું

નામ જ્યોતિપ્રસાદ હતું; જ્યારે મોટર હાંકનાર યુવાન અરૂણકુમારના નામથી ઓળખાતો હતો. જ્યોતિપ્રસાદ અત્યારે ચંદ્રનગરમાં ખાનગી ડિટેકટીવ તરીકે કામ કરતો હતો. તેનો પિતા મોટો વેપારી હતો, શરાફીનો ધંધો ચલાવતો હતો. તેને સંતાનમાં જ્યોતિપ્રસાદ એક જ પુત્ર હતો. જ્યોતિપ્રસાદને તેણે સારી કેળવણી આપી હતી. તે કોલેજમાં બી. એ. ની પદવી મેળવીને ઇંગ્લાંડ જઇ બારિસ્ટર થઇ આવ્યો હતો. તે ઉપરાંત તબીબી લાઇનનો એને સ્વયં શોખ હોવાથી એ વિષયનું પણ તેણે સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું.

બારિસ્ટર થયા પછી તે ઇંગ્લાંડમાં જ રહ્યો હતો અને તબીબી લાઇનની કોઇ સારી ડીગ્રી મેળવવા માટે ત્યાંની એક મેડિકલ કોલેજમાં તે દાખલ થયો હતો. ખર્ચની તેને પરવા ન હતી. કારણ કે તેના પિતાની પાસે અઢળક ધન હતું અને અત્યારે પણ શરાફીનો ધીકતો ધંધો ચાલતો હતો. બે વરસ તેણે એ કોલેજમાં પસાર કર્યાં ત્યાં એક દિવસ તેના પિતાના મુનિમનો તાર મળ્યો. તે ઉપરથી માલૂમ પડયું કે તેનો પિતા ત્રણ ચાર દિવસની તાવની બિમારી ભોગવીને અવસાન પામ્યો હતો. તેની ઉત્તરક્રિયા કરવાની હોઇ, જ્યોતિપ્રસાદને વિમાનમાર્ગે જલદી દેશમાં પહોંચવાનું મુનિમે સૂચન કર્યું હતું. પિતાના મૃત્યુનો આઘાત જ્યોતિપ્રસાદના દિલ ઉપર ન થાય એ કેમ બને ? તાર વાંચતાં તેનાં નેત્રો સજળ બની ગયાં. ક્ષણભર તે ઉંચે છત સામે મીટ માંડી રહ્યો. વત્સલ પિતાનાં સંસ્મરણો તેના હૃદયને ભેદી રહ્યાં. પરંતુ હવે શોક કરવો નકામો હતો, એમ વિચારી તે સ્વસ્થ બન્યો અને તેણે દેશમાં જવાને માટે તૈયારી કરવા માંડી.

બીજે જ દિવસે એક ખાસ વિમાન ભાડે કરીને તે ઇંગ્લાંડથી હિંદુસ્તાન આવવાને માટે રવાના થયો. તેણે અગાઉથી મુનિમને કેબલ કરી દીધો હતો. પાંચમે દિવસે તે ચંદ્રનગર પહોંચ્યો. તેણે પિતાની ઉત્તરક્રિયા કરી. તેને અંગે જે ધર્મદાન આદિ

કરવાનું હતું તે પતાવી દીધું. એ પછી તેના પિતાની અને હવે પોતાની બનેલી મીલકતની વ્યવસ્થા કરવા તરફ લક્ષ આપ્યું. તેને શરાફી ધંધામાં બિલકુલ રસ ન હતો. પિતાના કામ-કાજમાં તેણે બિલકુલ લક્ષ આપ્યું ન હતું. તેનો વિચાર આ ધંધાને સમેટી લઇ, પિતાના નામથી ચાલતી શરાફી પેઢીને બંધ કરી દેવાનો હતો.

એ વિચાર તેણે મુનિમને જણાવ્યો. મુનિમે કહ્યું : 'જ્યોતિ-પ્રસાદભાઇ! તમને આ ધંધામાં રસ નથી એ બરાબર છે, પરંતુ આમ અચબૂચ પેઢીને સમેટી લેવાનું મને યોગ્ય નથી લાગતું. આપણી પેઢીની પ્રતિષ્ઠા અને શાખ પહેલા નંબરનાં છે. તેને સમેટી લેવાથી લોકોમાં અનેક વાતો ચાલશે. એટલે તમને રસ ન હોય તો પણ જો તમે સંમત થતા હો તો પેઢીનું કામ જેમનું તેમ ચાલૂ રાખવામાં કશો વાંધો આવે તેમ નથી.'

'એ બરાબર છે. તમારી ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. પિતાજી વૃદ્ધ હતા, અને પેઢીનું તમામ કામકાજ તમે જ સંભાળતા હતા એ હું જાણું છું. પરંતુ મને પોતાને જયારે આ ધંધામાં બિલકુલ રસ નથી, ધંધાનું બિલકુલ જ્ઞાન નથી, તેનો કશો અનુભવ નથી, તો પછી મારી જવાબદારી પર એ ધંધો ચાલૂ રાખવાનું મને યોગ્ય લાગતું નથી. એટલે કોઇ વચલો રસ્તે આપણે કાઢીએ.'

'વચલો રસ્તો!' મુનિમ બોલ્યો : 'વચલો રસ્તો કેવી રીતે નિકળી શકે?'

'જુઓ હું સમજાવું.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'આપણી પેઢીનો હિસાબ તો ચોખ્ખો જ હશે. કોની પાસે આપણું કેટલું લેણું છે અને કોની કેટલી રકમ આપણે ત્યાં જમા પડી છે એ નક્કી કરો. તે ઉપરાંત જુદી જુદી મીલો, બેંકો, કારખાનાંઓ વગેરેના શેર, ડિબે-ન્ચર આદિ જે કાંઇ હોય, તેનું તારણ કરો. એટલે કુલ થઇને મારી મીલકત કેટલી છે અને મારી જવાબદારી કેટલી છે, તે નક્કી થઇ

શકે. એ નક્કી થયા બાદ આ પેઢીની સંપૂર્ણ જવાબદારી તમે જ તમારા શિરે લઇ લો. અર્થાત્ એમ માનો કે હવે પછી તમે જ પેઢીના માલિક છો. તમે પોતે શરૂઆતથી વફાદારીપૂર્વક કામ કરેલું હોઇ, જો તમારી ઇચ્છા હોય તો આ રીતે તેનો બદલો તમને મળે, તેમાં હું રાજી છું.'

'જ્યોતિપ્રસાદભાઇ, તમારી આ દરખાસ્ત મારે માટે એક મોટામાં મોટી કૃપા સમાન હું સમજું છું. પરંતુ આવી મોટી પેઢી ચલાવવાને માટે મારી પાસે મૂડી જોઇએ તે કયાંથી કાઢવી? મને શેઠ સાહેબ માસિક પગાર આપતા, તેમાંથી હું એવી કોઇ મોટી રકમ બચાવી શકયો નથી, કે જેનું રોકાણ કરીને આવી શરાફી પેઢી હું ચલાવી શકું.'

જ્યોતિપ્રસાદે કહ્યું : 'હું સમજ્યો. વારૂ, એમ કરોઃ મારી જે મૂડી નક્કી થાય તેમાંથી પેઢી ચાલૂ રાખવાને માટે જેટલી રકમની તમને જરૂર હોય, તેટલી રકમ હું તમને ધીરીશ. એનું તમને પોષાય તેટલું વ્યાજ મને આપજો. એ રીતે કરવાથી પેઢીને ચાલૂ રાખવામાં આર્થિક મુંઝવણ વચ્ચે ઉભી નહિ રહે; અને હું માનું છું કે તમને પણ ભવિષ્યમાં તે વિશેષ આર્થિક લાભ કરનારી બનશે.'

મુનિમને તેની એ સૂચના વાજબી લાગી. અઠવાડિયામાં જ બધી વ્યવસ્થા થઇ ગઇ. શરાફી પેઢીનો માલિક તેનો મુનિમ બન્યો. અને જ્યોતિપ્રસાદે બારીસ્ટર તરીકે પ્રેકટીસ કરવા માંડી. તેની બાહોશી, બુદ્ધિમત્તા અને તર્ક તથા કલ્પનાશક્તિથી તે થોડા સમયમાં જ આગળ આવી ગયો. તેને સોંપવામાં આવતા દરેકદરેક કેસમાં સફળતા મળવા માંડી. પોલીસખાતા તરફથી પણ તેને કોર્ટમાં ધારાશાસ્ત્રી તરીકે રોકવામાં આવતો અને એ કેસોમાં સફળતા મેળવીને પોલીસઅધિકારીઓના મનમાં તે પોતાને માટે સન્માન અને સદ્‌ભાવ પેદા કરી શકયો.

ત્યારપછી તો તેને અવારનવાર મુંબઇ પણ જવું પડતું. ત્યાંના પોલીસઅધિકારીઓ પણ તેની કેટલાક અટપટા કિસ્સામાં સલાહ લેતા તેમ જ મુંબઇ સરકારના ગૃહમંત્રી પણ કેટલાક કાયદાની ગુંચવણોમાં તેની સલાહ લેતા. એ રીતે એક અનુભવી ધારાશાસ્ત્રી તરીકે તે ભારે ઉપયોગી બન્યો હતો અને તેથી ચારેક વરસ બાદ તેને સરકાર તરફથી ' રાવસાહેબ 'નો ઇલ્કાબ પણ મળ્યો હતો.

બારિસ્ટર તરીકેના વકીલાતના ધંધામાં તેને મળેલા અનુભવો ઉપરથી તેને લાગ્યું કે તે પોતે આ વકીલાતનો ધંધો છોડી દઇને ખાનગી ડિટેક્ટીવ તરીકેનો ધંધો શરૂ કરે તો એ રીતે તે જનતાને વધારે ઉપયોગી બની શકે. ઇંગ્લાંડમા એવા ખાનગી ડિટેક્ટીવોનો તેને પરિચય થયો હતો, અને મુંબઇ ખાતે પણ લેમિંગ્ટન રોડવાળા ડિટેક્ટીવ ચિત્રગુપ્ત વકીલના પરિચયમાં તે આવ્યો હતો. એ ઉપરથી એક વકીલ કરતાં ડિટેક્ટીવ તરીકે તે પોતાના માનવબંધુઓને વધારે ઉપયોગી બની શકશે એમ તેને લાગ્યું. પૈસાનો તો તેને પ્રશ્ન ન હતો. કમાણીની પરવા ન હતી. તેની પાસે મીલકતમાં જે શેર હતા, તેનું સારૂં ડિવીડન્ડ મળતું હતું. ઉપરાંત તેના મુનિમની પેઢીમાં રોકાએલી રકમનું વ્યાજ પણ સારૂં આવતું હતું. વળી તેણે લગ્ન કર્યું ન હતું અને જીવનપર્યંત લગ્ન નહિ કરવાનો તેનો દૃઢ નિશ્ચય હતો. એટલે એ પ્રકારની જવાબદારી પણ તેના શિર પર હતી નહિ. માનવબંધુઓની સેવા કરવી એ જ તેની ઇચ્છા હતી. અને એ ઇચ્છા ડિટેક્ટીવ તરીકેના વ્યવસાયથી વધારે સારી રીતે ફળિભૂત થઇ શકશે એમ તેને લાગતું હતું.

એથી તેણે જેટલા કેસો તેના હાથ પર હતા તે પૂર્ણ કર્યા અને નવો એક પણ કેસ વકીલ તરીકે ન લેવાનું નક્કી કર્યું. એ પછી થોડા દિવસમાં જ તેના મકાનના દ્વાર ઉપર ' રાવસાહેબ જ્યોતિપ્રસાદ : ખાનગી ડિટેક્ટીવ 'નું બોર્ડ ચડી ગયું.

આ કાર્ય હાથ પર લીધા પછી તેની પાસે જાતભાતના અનેક કેસો આવવા લાગ્યા અને તેમાં તેને સફળતા મળવા લાગી. પોલીસ ખાતું પણ અનેક વાર તેની મદદની માગણી કરતું. તે સારી કેળવણી પામેલો હતો, બારિસ્ટર હતો, તેણે યુરોપનો પ્રવાસ ખેડયો હતો અને તબીબી તાલીમ પણ મેળવી હતી. એ બધું તેના ગુન્હાશોધનના કાર્યમાં તેને યશ અપાવવામાં ઉપયોગી નીવડયું.

ત્રણેક વરસ પસાર થયા બાદ તેને એક સરસ મદદનીશ મળી ગયો. તેના એક મિત્રનો દીકરો અરૂણકુમાર મેટ્રિકની પરીક્ષા પસાર કરીને કોલેજમાં ગયો હતો. પરંતુ અભ્યાસમાં તેનું ચિત્ત ચોટતું ન હતું. જ્યોતિપ્રસાદનો મિત્ર મરણ પામ્યો હતો અને તેની વિધવા સ્ત્રી તથા પુત્ર અરૂણ અમદાવાદમાં રહેતાં હતાં.

એક વખત અરૂણ તેની માતાને જણાવ્યા વગર અમદાવાદથી ચંદ્રનગર આવ્યો. તે સીધો જ્યોતિપ્રસાદને ત્યાં ગયો.

જ્યોતિપ્રસાદના પૂછવાથી અરૂણે પોતે અમદાવાદથી નાસી આવ્યાની સાચી હકીકત જણાવી દીધી અને જણાવ્યું કે તેનો આગળ અભ્યાસ કરવાનો ઇરાદો નથી, પણ કોઇ નોકરીએ લાગી જવાનો વિચાર છે.

જ્યોતિપ્રસાદે તેને સમજાવ્યો, પણ અરૂણ તેના વિચારમાં મક્કમ રહ્યો. તેની સાથેની વાતચીત ઉપરથી જ્યોતિપ્રસાદને આ યુવાનના સ્વભાવમાં રહેલી સહાસિકતા, નિડરતા અને હિમ્મતનો ખ્યાલ આવ્યો. તેને એક મદદનીશની જરૂર તો હતી જ. એટલે વિચાર થયો કે અરૂણને મદદનીશ તરીકે રાખી લઇ તેને તાલીમ આપી હોય તો કેમ? અને તેણે અરૂણને પોતાના મદદનીશ તરીકે રાખી લીધો.

અરૂણે તેની વિધવા માતા સુમતિબહેનને પત્ર લખ્યો. પોતાને જણાવ્યા વગર ચાલ્યા ગયેલા પુત્રની ચિંતામાં ઝુરતી સુમતિ અરૂણનો પત્ર આવતાં અમદાવાદથી ચંદ્રનગર આવી.

તેનો પતિ અમદાવાદની એક મીલમાં સામાન્ય નોકરી કરતો હતો. તેમની આર્થિક સ્થિતિ એટલી બધી સારી ન હતી. છતાં સુમતિએ પોતાના દાગીના વેચીને પુત્રને ભણાવ્યો હતો અને પુત્રના અભ્યાસને માટે ગમે તેટલો ભોગ આપવાને તે તૈયાર હતી.

જો કે અરૂણે આ માર્ગ લીધો તે પણ કાંઇ ખોટો ન હતો એમ તેને લાગ્યું. ચંદ્રનગર આવીને તેણે જુદું મકાન ભાડે રાખી લેવાનો પોતાનો ઇરાદો જ્યોતિપ્રસાદને જણાવ્યો.

જ્યોતિપ્રસાદે કહ્યું: 'સુમતિબહેન! હું તમારી સામે એક પ્રસ્તાવ મૂકવા માગું છું. અરૂણ પાસેથી તમારી તમામ હકીકત હું જાણી શકયો છું. તમે વૈધવ્યને પ્રાપ્ત થયા બાદ બહુ જ મુસ્કેલીથી તમારો વ્યવહાર ચલાવતાં હતાં. અત્યારે પણ જો તમે મકાન ભાડે રાખીને રહેશો તો વ્યવહાર ચલાવવામાં તમને મુસ્કેલી નડશે. એટલે જો તમને હરકત ન હોય તો તમે મારી માગણી સ્વીકારો.'

સુમતિએ કહ્યું: 'ખુશીથી કહો. તમે અરૂણને ઠેકાણે પાડવાનો યત્ન કરી રહ્યા છો, તેના પિતાના મિત્ર છો, અમારા હિતૈષી છો, એટલે તમે જે કહેશો તે અમારા હિતનું જ હશે.'

'ત્યારે જો તમે મારે ત્યાં રહીને મારા ઘરનું કામકાજ સંભાળો તો એ બાબતની મને ચિંતા ન રહે. મારે ત્યાં રસોયો તથા નોકર છે. તેમની ઉપર તમારે દેખરેખ રાખવાની છે.'

'જ્યોતિભાઇ, આ રીતે અમે તમારી ઉપર બોજા રૂપ બનીએ તે મને યોગ્ય લાગતું નથી.'

'ના, તમે મને બોજારૂપ બનતાં નથી, પણ જો તમે અહીં રહીને ગૃહવ્યવહાર સંભાળી લ્યો તો મારી ઉપરનો એક બોજો ઓછો થઇ જાય છે. તમે મારા મિત્રનાં પત્ની છો, મારાં ભગિની છો, એટલે એ રીતે પણ તમને મદદગાર થવું એ મારી ફરજ છે; અને આમાં તો આપણે પરસ્પરને મદદગાર બનીએ છીએ. એટલે મનમાં કશો પણ સંકોચ નહિ રાખતાં સુખેથી અહીં રહો.'

સુમતિએ જ્યોતિપ્રસાદના પ્રસ્તાવનો સ્વીકાર કર્યો અને માતા–પુત્ર તેના મકાનમાં રહેવા લાગ્યાં.

આ ઘટનાને પણ વર્ષો વીતી ગયાં છે. અરૂણ જ્યોતિપ્રસાદને ઉપયોગી મદદગાર બની શક્યો છે. મોટી બહેન નાના ભાઇની સંભાળ રાખે તે રીતે સુમતિ જ્યોતિપ્રસાદની અને તેના ગૃહવ્યવહારની સંભાળ રાખે છે.

જ્યોતિપ્રસાદને રાવસાહેબનો ઈલકાબ મળ્યા બાદ બધા તેને 'રાવસાહેબ'થી સંબોધતા હતા; અને સુમતિબહેન તથા અરૂણકુમાર પણ તેને 'રાવસાહેબ' કહેતાં હતાં.

* * *

## ૧૧ : મંજુલા ગુમ

જ્યોતિપ્રસાદ અને અરૂણકુમાર મકાનની અંદર દાખલ થયા. રસોડામાં સુમતિબહેન રસોયાને કાંઇક સૂચના આપતાં હતાં તે જ્યોતિપ્રસાદનો અવાજ સાંભળીને બહાર આવ્યાં. આ બે જણા સુખરૂપ ઘેર પહોંચવાથી જાણે તેમને પુષ્કળ આનંદ થયો હોય તેવા ભાવપૂર્વક તેમણે ઉચ્ચાર્યું : ' તમે આવી ગયા! બહુ સારૂં થયું.'

ચંદ્રનગરથી આશરે એકસો માઇલ દૂર આવેલા સૂર્યપુર રાજ્યના પાટનગર સૂર્યપુરના પોલીસ ખાતાના વડા તરફથી તાર મળતાં જ્યોતિપ્રસાદ અને અરૂણ તેમની મોટરમાં સૂર્યપુર ગયા હતા. ત્યાં એક અગત્યનો કેસ તેમને સોંપવામાં આવેલો હોઇ, દશ—બાર દિવસ તેમને રોકાવું પડયું હતું. ઉપરાંત એ કેસને અંગે એક સ્થળેથી બીજે સ્થળે જવાનું હોવાને કારણે તેઓ આટલા દિવસોમાં સુમતિ-બહેનને પત્ર પણ લખી શકયા ન હતા. એટલે આજે અચાનક તેમને આવી પહોંચેલા જોઇ સુમતિબહેનને આનંદ થાય તે સ્વાભાવિક હતું.

જ્યોતિપ્રસાદે કહ્યું : ' ત્યારે શું તમે એમ માનતા હતા કે અમે પાછા નહિ આવીએ !'

' ના, રાવસાહેબ ! એમ તો નહિ. પરંતુ તમારા ધંધાને અંગે મારા મનમાં કાયમ એક જાતનો ભય રહ્યા કરે છે કે તમે અથવા અરૂણ કોઇ વાર ભારે મુશ્કેલીની વચ્ચે સપડાઇ ગયા વગર રહેવાના નથી.'

જ્યોતિપ્રસાદે સ્મિત કર્યું. સુમતિબહેનના કોમળ હૃદયમાં તેના તરફ તથા અરૂણ તરફ રહેલી લાગણી તે સમજતો હતો. સુમતિ-બહેનનો સ્વભાવ નરમ તથા બિકણ હતો, એ પણ તે જાણતો હતો. એટલે સુમતિબહેનના પ્રસ્તુત ઉદ્‌ગાર પાછળ રહેલી તેમની સ્વભાવ-જન્ય ભીતિ તે સમજી શકયો. તેણે સ્મિતપૂર્ણ વદને કહ્યું : ' સુમતિ-બહેન, અમારો આ ધંધો જ એવો છે કે તેને અંગે કોઇ ને કોઇ મુશ્કેલીની વચ્ચેથી પસાર થયા વગર ચાલે જ નહિ.'

'અને બા! તું અમારી જરી પણ ચિંતા કરીશ નહિ.' અરૂણ હસતો હસતો બોલ્યો : 'રાવસાહેબને અને મને ભડભડતી આગની ભઠ્ઠીની અંદર નાંખવામાં આવે તો પણ જરીકે દાઝ્યા વગર તેમાંથી અમે નિર્વિઘ્ન રીતે બહાર નિકળી શકીશું એવી અમને પ્રભુ ઉપર શ્રદ્ધા છે. આજ સુધીમાં એ શ્રદ્ધા જ અમને કોઇ પણ આફતનો સામનો કરવામાં મદદગાર બની છે.'

'હા હા, એ તો બરાબર છે અને હું ઇચ્છું છું કે પરમ કૃપાળુ પરમાત્મા ઉપરની તમારી એ શ્રદ્ધા અવિચળ રહો.' સુમતિબહેને કહ્યું : 'વારૂ, રાવસાહેબ! એક ગૃહસ્થ હમણાં થોડી વાર થયા આપને મળવાને માટે આવેલ છે. તે કહેતા હતા કે તેમને તમે ઓળખો છો. તેમનું નામ અંજનકુમાર હરિનારાયણ દેસાઇ. મેં તેમને કહ્યું કે તમે બહારગામ ગએલા હોઇ કયારે આવશો તે કહી શકાય નહિ. છતાં પણ તેમણે કહ્યું કે 'હું એકાદ બે કલાક અહીં રોકાઇશ. જરૂરી કામ છે. જો તે દરમ્યાન આવે તો ભલે, નહિતર પછી ફરીથી આવીશ.' એ પ્રમાણે કહીને તે ઉપર બેઠા છે.'

'વારૂ.' એમ કહીને જ્યોતિપ્રસાદ ઉપર જવા લાગ્યો. અરૂણ પણ તેની સાથે ચાલ્યો : 'રાવસાહેબ! હમણાં અંજનકુમાર બે-ચાર મહિના થયા આપણા જોવામાં આવ્યો નથી. તમારા ખ્યાલમાં હશે કે ચાર મહિના પહેલાં એક યુવતિને લગતા કિસ્સામાં તે તમારી પાસે આવ્યો હતો. કોઇ પણ સુંદર યુવતિને જોતાં અંજનકુમાર તેની તરફ કેટલો બધો આકર્ષાય છે એ તો તમે જાણો છો.'

જ્યોતિપ્રસાદ હસ્યો. તેણે હકારદર્શક મસ્તક હલાવ્યું. જેમને અંજનકુમારનો પરિચય હતો તેઓ તેના સ્વભાવથી તેમ જ તેના પડછંદ દેહની ભિતરમાં રહેલા તેના કોમળ હૃદયથી માહિતગાર હતા.

અંજનકુમાર દેસાઇ એક શ્રીમંત પિતાનો પુત્ર હતો. તેની પાસે ગમે તેટલું ખર્ચ કરતાં પણ ન ખૂટે એટલું અઢળક દ્રવ્ય હતું. કમાણીના તેને પરવા ન હતી. અખાડાની તાલીમ તેણે લીધી હતી. માત્ર હિંદુસ્તાનનો જ નહિ પરંતુ દરિયાપારનો પ્રવાસ પણ તેણે

બેઠયો હતો. તેનું શરીર મજબૂત અને કસાએલું હતું. માત્ર તેના સ્વભાવમાં એક જ નબળાઇ હતી. કોઇ સુંદર સ્ત્રીને જોતાં તે તેની તરફ આકર્ષાતો. જો કે એ સૌંદર્ય તેના મનને કલુષિત બનાવી શકતું નહિ, તથાપિ પોતાને રૂપગુણસંપન્ન પત્ની મળે એવી ભાવનાને લીધે તે કોઇ પણ રૂપવતી કુમારિકાની સાથે પરિચયમાં આવવાનો યત્ન કરતો એ યત્ન છતાં અત્યારસુધીમાં તેનો હેતુ સફળ થયો ન હતો. તથાપિ તેનો યત્ન તો ચાલુ જ હતો. કોઇ કોઇ વાર આવા કિસ્સાને અંગે તેને મુશ્કેલી અને મુંઝવણમાં પણ મુકાવું પડતું. એવા એક બે પ્રસંગોને અંગે જ્યોતિપ્રસાદનો તેની સાથે પરિચય થયો હતો અને જ્યોતિપ્રસાદે તેને મુશ્કેલીમાંથી મુક્ત કર્યો હતો.

તેઓ ઉપર ગયા તે વખતે રાવસાહેબની ઓફીસમાં અંજનકુમાર એક ખુરસી પર બેઠો હતો. તેણે સળગાવેલી સીગારેટ પૂરી થવા આવી હતી. તેના વિષાદગ્રસ્ત ચહેરા સામે જોતાં કોઇ ગંભીર ઘટના બની હોય એમ સમજી શકાતું હતું.

'અહો, રાવસાહેબ ! સારૂં થયું કે તમે જલદી આવી પહોંચ્યા.' અંજનકુમાર ઉભો થયો અને તેની સામે જઇ જ્યોતિપ્રસાદની સાથે હાથ મિલાવતો બોલ્યો : 'હું તમારી મદદને માટે આવ્યો છું. પણ તેમાં જરીકે ઢીલ કરવા જેવું નથી. તે ગૂમ થઇ છે !'

'તે !' અરૂણ બોલ્યો : 'તે એટલે કોણ ?' અંજનકુમારના વિષાદ અને ચિંતાથી ઘેરાએલા ચહેરા સામે જોવા છતાં પણ પોતે ક્ષણવાર પહેલાં જ તેના સંબંધમાં ઉચ્ચારેલા શબ્દોનું અરૂણને સ્મરણ થયું અને તેથી તેના વદન પર કટાક્ષપૂર્ણ હાસ્ય પ્રગટયા વિના રહ્યું નહિ.

'તેનું નામ કુમારી મંજુલા છે. અને ખરેખર નામ પ્રમાણે જ મંજુલ તેનો સ્વર છે, તેનું સૌંદર્ય પણ એટલું જ મનોહારી છે.' અંજનકુમારના અવાજમાં અધીરાઇ હતી : 'પણ હું કહું છું કે તે ગૂમ થઇ ગઇ છે. તેને ગૂમ કરવામાં કોઇ બદમાશોનો હાથ હોય,

એવું મને ચોક્કસ લાગે છે—પછી પોલીસ ખાતાના મૂર્ખા અમલદારો ગમે તેમ માને તેની મને—'

'ઉતાવળા ન થાઓ!' જ્યોતિપ્રસાદ બોલ્યો; તેના અવાજમાં શાંતિ અને સ્વસ્થતા હતી: 'એમ અધૂરી વાત કરવાને બદલે શાંતિથી તમારે જે કહેવાનું છે તે પહેલેથી અમને સંભળાવો.'

તેણે કોટ અને ટોપી ઉતારીને ખીતી પર લટકાવ્યાં. અંજનકુમારને ખુરસી પર બેસવાનું કહ્યું. પોતે પણ એક ખુરસી પર બેઠો. અરૂણ બાજુની ખુરસી પર બેસી ગયો. જ્યોતિપ્રસાદે ટેબલના ખાનામાંથી સીગારેટની ચાંદીની ડબી કાઢી, તેમાંથી એક સીગારેટ અંજનકુમારને આપી, બીજી પોતે સળગાવી, અને પછી ધૂમ્રપાન કરતાં કહ્યું:

'અરૂણ તથા હું હજી હમણાં જ સૂર્યપૂરથી એક કેસ પૂરો કરીને આવીએ છીએ. દશબાર દિવસથી એ કેસમાં અમે રોકાયા હતા. દરમ્યાન ત્રણ ઉજાગરા કરવા પડયા. એટલે અમે અત્યંત થાકી ગયા છીએ. થોડા આરામની જરૂર છે. છતાં પણ હું તમને મદદ કરવાને માટે તૈયાર છું. પરંતુ તમે પહેલેથી જ બધી હકીકત મને સમજાવો. તમારો કેસ શો છે અને તમે કેવા પ્રકારની મદદ મારી પાસેથી મેળવવા ચાહો છો તે જણાવો. વારૂ, જે યુવતી ગૂમ થયાનું તમે કહો છો તે મંજુલા કોણ છે અને શું કરે છે?'

'મીસ મંજુલાનાં માતાપિતા તે નાની હતી ત્યારે જ મરણ પામ્યાં છે. તે અનાથાશ્રમમાં ઉછરેલી બાલિકા છે. તેણે સારૂં શિક્ષણ પ્રાપ્ત કર્યું છે. અત્યારે તે ચામરરોડ ઉપર રહે છે, અને સજ્જન સ્ટ્રીટમાં પ્રકાશકોના એજન્ટની ઓફીસમાં ટાઇપીસ્ટ તરીકે નોકરી કરે છે.' અંજનકુમારે કહેવાનો પ્રારંભ કર્યો: 'રાવસાહેબ! એ યુવતીનો મને વિશેષ પરિચય ન હોવાથી આથી વિશેષ તેના સંબંધમાં હું કશું કહી શકું તેમ નથી. પરંતુ આજથી થોડા દિવસ પહેલાં સજ્જન સ્ટ્રીટના નાકા ઉપર એક મોટરબસમાં બેસતી મેં તેને

જોઇ. પ્રથમ દૃષ્ટિએ જ મારા મનમાં તેને માટે આદરભાવ, માત્ર આદરભાવ જ નહિ પરંતુ પ્રેમ ઉત્પન્ન થયો. તમે જાણો છો કે મારા હૃદયને સ્પર્શે તેવી કોઇ રૂપગુણસંપન્ન યુવતીની હું શોધમાં છું. આ યુવતી મારા હૃદયને, મારા ગૃહસંસારને શીતળ બનાવશે એમ મને લાગ્યું. એટલે હું પણ તે જ મોટરબસમાં ચડી બેઠો. તે કયાં જાય છે અને કયે સ્થળે રહે છે, એ જાણવાની મારી ઇચ્છા હતી. તેના નિવાસસ્થાનનો પત્તો લાગ્યો. મેં ત્યાં તપાસ કરી. એ મકાનમાં તે ચોથે માળે રહેતી હતી. ત્રીજે માળે બરાબર તેના ખંડની નીચેનો ખંડ ખાલી હતો. વગરવિલંબે એ ખંડ મેં ભાડે રાખી લીધો અને—'

'અને હવે.' અરૂણ બોલ્યો : 'તે ત્યાંથી અન્ય સ્થળે ચાલી ગઇ છે. તમે તેનું નવું નિવાસસ્થાન શોધી શક્યા નથી. એટલે તેનો પત્તો મેળવવાને માટે રાવસાહેબની મદદ માગવાને માટે આવ્યા છો! કેમ, એમ જ છે ને?'

'અરૂણ, આ હસવાની વાત નથી. આ તો બહુ જ ગંભીર બાબત છે.'

પ્રસ્તુત શબ્દો ઉચ્ચારતી વખતે અંજનકુમારના અવાજમાં વ્યક્ત થતી ચિંતા ઉપરથી અરૂણને પણ લાગ્યું કે બાબત જરૂર ગંભીર હોવી જોઇએ. અને તેથી તેણે પણ તેવા જ ભાવપૂર્વક પ્રશ્ન કર્યો: 'પણ, ત્યારે શું થયું છે? મીસ મંજુલા ગૂમ થઇ ગઇ છે એમ તમે કહ્યું, એટલે તે કેવી રીતે ગૂમ થઇ ગઇ છે? તમે બધું કહો ત્યારે સમજાય ને!'

'વસાણીનું ખુન થયું છે એ તો તમારા જાણવામાં આવ્યું જ હશે. લક્ષ્મીનંદન વસાણી ડિટેક્ટિવ નવલકથાકાર.'

'તેના ખૂનને લગતી જે હકીકત અખબારોમાં પ્રગટ થઇ છે તે મારા વાંચવામાં આવી છે.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'એ સિવાય પોલીસ ખાતા તરફથી બીજી કશી વિશેષ માહિતી મને મળી નથી. કારણ કે અમે હજી હમણાં જ સૂર્યપૂરથી અહીં આવીએ છીએ.'

'વારૂ, મીસ મંજુલા પાસે મી. વસાણીની નવી નવલકથાની હસ્તપ્રત હતી. હું માનું છું કે એ હસ્તપ્રત મી. વસાણીનું ખુન થયું તેના થોડા સમય પહેલાં જ વસાણીએ પુરી કરેલી હોવી જોઇએ.' એ પ્રમાણે

કહીને અંજનકુમારે ટુંકાણમાં ગઇ રાત્રિએ ચામર રોડ ઉપર આવેલા મકાનમાં બનેલી ઘટનાની વિગત જ્યોતિપ્રસાદને જણાવી: બુરખાધારી બદમાશનું આગમન તથા પ્રસ્તુત નવલકથાની હસ્તપ્રત લઇ જવામાં બુરખાધારીને મળેલી નિષ્ફળતા વિષે ટુંકાણમાં પણ બરાબર સમજાય તેવી રીતે જણાવ્યું અને છેવટે ઉમેર્યું: ‘મેં ટેલીફોન કરેલો એ ઉપરથી પોલીસ ખાતાના ઇન્સ્પેક્ટર ત્યાં આવ્યા હતા. મેં ઇન્સ્પેક્ટરને કહ્યું કે લક્ષ્મીનંદન વસાણીના ખૂનની સાથે આ મકાનમાં બનેલી ઘટનાને કોઇ સંબંધ હોવો જોઇએ. પરન્તુ બુઠ્ઠા મગજના ઇન્સ્પેક્ટરે મારી વાતને હસી કાઢી. એ બુરખાધારી બદમાશ મી. વસાણીની હસ્તપ્રત લેવાને માટે મીસ મંજુલાના ખંડમાં આવ્યો હોય એમ માનવાને ઇન્સ્પેક્ટર તૈયાર ન હતો. તેની તો એવી જ માન્યતા હતી કે તે માણસ મીસ મંજુલાના દાગીનાની ચોરી કરવાને માટે આવેલો હોવો જોઇએ. આ બધું ગઇ રાત્રે બન્યું અને પછી—’

‘એ બુરખાધારી જે મોટરમાં પલાયન થઇ ગયો હતો તે મોટરનો નંબર તમારા જોવામાં આવ્યો હતો ખરો?’ જ્યોતિપ્રસાદે મુદ્દાનો પ્રશ્ન કર્યો.

તેના અવાજમાં જીજ્ઞાસા તરી આવતી હતી. અરૂણ પણ તેણે કરેલા પ્રશ્ન ઉપરથી એ સમજી શકતો હતો. સુપ્રસિદ્ધ ડિટેકટીવ નવલકથાકાર લક્ષ્મીનંદન વસાણીના ખૂન સાથે આ ઘટનાનો સંબંધ હોવાનું અંજનકુમારે સૂચન કરેલું એ ઉપરથી આ કિસ્સો જ્યોતિ-પ્રસાદના દિલમાં રસ જાગૃત કરી શકયો હોય એમ જોઇ શકાતું હતું.

અંજનકુમારે જવાબ આપ્યો: ‘ના, એ નંબર જોઇ શકવાની મને તક મળી નહિ. કારણ કે એક તો મોટરની પાછલી બત્તી ઝાંખી હતી અને બીજી વાત એ કે હું તે સ્થળે પહોંચ્યો એ વખતે મોટર દૂર નિકળી ગઇ હતી. મને એમ લાગ્યું કે એ બદમાશ હવે ફરીથી ત્યાં આવવાનો નથી. અને મેં એવી પણ કલ્પના કરી કે હવે તેઓ પુનઃ એ હસ્તપ્રત પોતાને હસ્તગત કરવાનો પ્રયત્ન નહિ કરે. પરંતુ આજે સવારે મીસ મંજુલાએ તેના [illegible]

રાત્રિની ઘટના જણાવી અને પછી તે વસાણીની હસ્તપ્રત લઈને પ્રકાશક મી. આર. એમ. ઉદાણીને આપવાને માટે મકાનમાંથી રવાના થઈ. અમે એવી ગોઠવણ કરી હતી કે તેણે બપોરે દોઢ વાગે સજ્જન સ્ટ્રીટના નાકે આવેલા રેસ્ટોરામાં મને મળવું, ત્યાં ચહા–નાસ્તો લેવાનું અમે નક્કી કર્યું હતું, પરંતુ રાવસાહેબ ! એ વખતે તે ત્યાં આવી જ નહિ.'

'તે રેસ્ટોરાંમાં એ સમયે ન આવી હોય તેને માટે તો સંખ્યાબંધ સંભવિત કારણો હોઈ શકે.' જ્યોતિપ્રસાદે સૂચવ્યું.

'એમ નથી. જે સમયે તેણે રેસ્ટોરાંમાં આવવાનું જણાવ્યું હતું ત્યારબાદ બે કલાક સુધી હું ત્યાં રોકાયો હતો.' અંજનકુમારે કહ્યું : 'એટલું જ માત્ર નહિ, પરંતુ તપાસ કરતાં મને માલૂમ પડયું કે તે તેના શેઠની ઓફીસમાં પણ ગઈ ન હતી. એથી મારી અધીરાઈ વધી. મેં મી. આર. એમ. ઉદાણીને ટેલીફોન કર્યો. તેને પૂછયું કે મીસ મંજુલા, લક્ષ્મીનંદન વસાણીની નવલકથાની હસ્તપ્રત લઈને તેમની પાસે કયારે આવી હતી અને ત્યાંથી કયારે નિકળી હતી ? તેનો ઉદાણી તરફથી મને શો જવાબ મળ્યો હશે ? તમે કલ્પના કરી શકો છો ? બેશક નહિ. ઉદાણીએ મને જવાબ આપ્યો કે મીસ મંજુલા તેમને ત્યાં આવી જ ન હતી !'

'અને મી. વસાણીની હસ્તપ્રતનું શું થયું ? એ હસ્તપ્રત પ્રકાશકને મળી નથી, એમ જ ને ?' જ્યોતિપ્રસાદે પ્રશ્ન કર્યો.

'હા, એમ જ બન્યું છે. મીસ મંજુલા તેમને ત્યાં ગઈ ન હતી, તેમ જ તેણે એ ચોપડી કોઈ બીજાની સાથે મી. ઉદાણીને ત્યાં મોકલી હોય એવું પણ બન્યું નથી. મંજુલાનો શેઠ બકુલચંદ્ર પણ ઉદાણીને ત્યાં રૂબરૂ મળી આવ્યો અને તેના જાણવામાં આવ્યું કે મંજુલાને આજે પ્રકાશકે જોઈ નથી, તેમ જ વસાણીની હસ્તપ્રત પણ તેને મળી નથી. રાવસાહેબ ! મારી ખાતરી છે, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આમાં કોઈ ગંદી અને ભેદી રમત રમાઈ છે, અને મંજુલા કોઈ ભીષણ ભયમાં સપડાઈ છે. એથી જ હું તમારી મદદને માટે આવ્યો છું. તમે કોઈ

રસ્તો શોધી કાઢો. મંજુલા બદમાશોના પંજામાં સપડાઇ હોય તો તેમાંથી તેને મુક્ત કરો.'

જ્યોતિપ્રસાદ થોડી વાર મૌન બનીને ઉંચે છત તરફ જતા સીગારેટના વક્રાકાર ધૂમ્રને જોઇ રહ્યો. પછી તે ઉભો થયો અને એક બાજુની દીવાલ પાસે ટેબલ ઉપર ટેલીફોન હતો, ત્યાં જઇને તેણે નંબર ફેરવ્યો. ત્યારબાદ ટેલીફોનનું ભૂંગળું ઉપાડીને તેણે વાત કરવા માંડી. તેના શબ્દોચ્ચાર પરથી અરૂણ તથા અંજનકુમાર સમજી શકયા કે તે પોલીસ ખાતાના વડાની સાથે વાત કરી રહ્યો હતો.

જ્યોતિપ્રસાદે ટેલીફોનમાં સવાલ કર્યો : 'મી. લક્ષ્મીનંદન વસાણીનું ખૂન થયું છે, તેના સંબંધમાં કાંઇ વિશેષ વિગત મળી શકી છે ખરી ?' પ્રસ્તુત શબ્દો તે પોલીસ ખાતાના વડાને ઉદ્દેશીને બોલ્યો હતો.

'હું સમજ્યો. ઇન્સ્પેક્ટર કંટકરાય હજી ત્યાં જ છે......વારૂ, એટલું જ હું જાણવા માગતો હતો. આભાર થયો. આપના કથન ઉપરથી સમજી શકાય છે કે વસાણીના કેસના સબંધમાં પોલીસ ખાતાને કોઇ ચોક્કસ મુદ્દો મળી શકયો નથી...બહુ સારૂ, સાહેબજી.'

તેણે ભૂંગળાને સ્ટેન્ડ ઉપર મૂકી દીધું અને પુનઃ તે ખુરસી ઉપર બેઠો. અત્યારે તેનું મગજ કોઇ ઉંડા વિચારમાં ગરકાવ બની ગયું હતું.

'વારૂ, કહો હવે તમે શું કરવા માગો છો ?' અંજનકુમારે પ્રશ્ન કર્યો. તેના અવાજમાં આતુરતા ભરી હતી.

થોડીક પળો સુધી તો જ્યોતિપ્રસાદે કશો પણ જવાબ આપ્યો નહિ. તે પછી તે અંજનકુમારના ચિંતાક્રાન્ત વદન સામે જોઇને બોલ્યો : 'અંજનકુમાર! મને પણ હવે એમ લાગે છે કે તમારી માન્યતામાં અમુક અંશે તથ્ય સમાએલું છે. ગઇ રાત્રે બનેલી જે ઘટનાની સાથે તમે સંબંધ ધરાવો છો તે ઘટના અને લક્ષ્મીનંદન વસાણીનું થએલું ખૂન એ બેઉ પરસ્પરની સાથે કોઇ રહસ્યભર્યો સંબંધ ધરાવે છે એવી તમારી જે માન્યતા છે, તે કાઢી નાંખવા જેવી નથી. એટલે હું એવા અનુમાન ઉપર આવું છું કે મીસ મંજુલા પાસે લક્ષ્મીનંદન વસાણીની છેલ્લી નવલકથાની હસ્તપ્રત હોવાને

કારણે જ તેને ગૂમ કરવામાં આવેલી હોવી જોઇએ. અર્થાત એ હસ્તપ્રતની સાથે જ મીસ મંજુલાનું અપહરણ કરવામાં આવ્યું હોય એમ આપણે માનીએ તો તેમાં કશું અસ્વાભાવિક લાગતું નથી. અત્યારે તો કદાચ તેને માત્ર કલ્પના જ કહી શકાય, પરંત જ્યારે બંને ઘટનાઓને લગતી તમામ વિગતો આપણા જાણવામાં આવે ત્યારે તેનું પૃથઃકરણ કરીને આપણે ચોક્કસ કરી શકીએ.'

' એટલે કે તમે મીસ મંજુલાના અપહરણનો કેસ હાથમાં લેવાનું સ્વીકારો છો ?' અંજનકુમારે પ્રશ્ન કર્યો.

' હા. હું એ કેસ હાથમાં લેવા ઇચ્છું છું.' જ્યોતિપ્રસાદે મક્કમ સ્વરે જણાવ્યું.

* * *

## ૧૨ : સેક્રેટરીનું આગમન

અંજનકુમારના આનંદનો પાર રહ્યો નહિ. તેનો એ આનંદ અને તેના મનની શાંતિ તેણે લીધેલા દીર્ઘ શ્વાસમાં પ્રતિત થતાં હતાં.

તેણે કહ્યું : 'રાવસાહેબ ! હું તમારો અત્યંત આભાર માનું છું. કારણ કે જો મંજુલાને કાંઇ પણ થાય, તેના જીવનને હાનિ પહોંચે તો તેને માટે હું મને પોતાને જ દોષિત માનું છું. જો મેં તેને ત્યાં આવેલા બુરખાધારીને છટકવા દીધો ન હોત અને તેના હાથ પગ બાંધી પોલીસના કબજામાં સોંપ્યો હોત તો મંજુલાનું અપહરણ થવા ન પામત એમ મને લાગે છે. પરંતુ જો તે વસાણીના ખૂનીઓના હાથમાં સપડાઇ હશે તો—'

'અંજનકુમાર ! હું તમને જણાવી દઉં કે હું પણ એમ જ માનું છું. જુઓ, આપણે વિગતો તપાસીએ. લક્ષ્મીનંદન વસાણીની છેલ્લી નવલકથાનું નામ 'ચમત્કારિક નવલકથા' છે એમ તમે જણાવો છો. કોઇ ન સમજી શકાય તેવાં કારણોસર અમુક બદમાશો તેને ખાસ મહત્ત્વ આપે છે. અને એવું પણ સ્પષ્ટ સમજી શકાય છે કે તે જ બદમાશોનો વસાણીના ખૂનમાં હાથ હોવો જોઇએ. બીજી તરફથી આજે મીસ મંજુલા અચાનક ગૂમ થાય છે. તેના તરફથી કશો સંદેશો મળતો નથી. ચમત્કારિક નવલકથાની હસ્તપ્રત તેના પ્રકાશકને મળતી નથી. એ ઉપરથી અનુમાન કરી શકાય કે મંજુલાનું અપહરણ થવા પામ્યું છે, અને તેના અપહરણનું કારણ એ વખતે તેની પાસે આ હસ્તપ્રત હતી તે જ છે. આટલું વિચાર્યા પછી એ સહેલાઇથી સમજી શકાય છે કે મંજુલા વસાણીના ખૂનીઓના હાથમાં સપડાઇ ગઇ હોવી જોઇએ !'

'પણ રાવસાહેબ ! તમે આ કેસની તપાસ કેવી રીતે અને કયે સ્થળેથી શરૂ કરવા માગો છો ?' તેના મદદનીશ અરૂણે પ્રશ્ન

કર્યો: ' આ કિસ્સામાં એવો એક પણ મુદ્દો મારા જોવામાં આવતો નથી કે જ્યાંથી આપણી તપાસ શરૂ થઇ શકે.'

'અરૂણ ! મને આમાં બે સંભવિતતા દેખાય છે. પહેલાં તો એ કે જે સ્થળેથી લક્ષ્મીનંદન વસાણીનું ખૂન થયું છે, ત્યાંથી આપણે તપાસ શરૂ કરી શકીએ. ખૂનીઓ તે સ્થળે કોઇ મુદ્દો મૂકતા ગયા હોવા જોઇએ. મારા મિત્ર ઇન્સ્પેકટર કંટકરાયને આ કેસ સુપ્રત થયેલો હોય, તેમણે તપાસ શરૂ કરી દીધી હશે. બનવા જોગ છે કે એ મુદ્દો તેમના જોવામાં આવ્યો હોય અથવા તેની તરફ તેમનું ધ્યાન ન પણ ગયું હોય. હવે બીજો મુદ્દો: આજે સવારે મીસ મંજુલા તેના મકાનેથી નિકળીને જે સ્થળે જવા માગતી હતી, તે આપણે જાણીએ છીએ. એટલે કે તે મી. ઉદાણીની દુકાને જવા માગતી હતી. અર્થાત તે જે રસ્તે ગઇ હોય તે રસ્તા ઉપર તપાસ આરંભીએ તો તેમાંથી કોઇ માર્ગ મળી આવે ખરો. એ ઉપરથી કદાચ એવું આપણા જાણવામાં આવી શકે કે અમુક સ્થળે તેનું અપહરણ કરનારાઓએ તેને અટકાવેલી જોઇએ, અને ત્યાંથી તેઓ તેને ઉપાડી ગએલા હોવા જોઇએ. વારૂ, મી. અંજનકુમાર ! મંજુલાએ તેના મકાનેથી નિકળીને મી. ઉદાણીને ત્યાં જવા માટે કયો રસ્તો લીધો હશે એ તમે કહી શકો છો?'

અંજનકુમારે કહ્યું: 'હા જી, ચામરરોડ તરફથી પસાર થતી નવ નંબર વાળી મોટરબસમાં તે બેઠી હતી. તે મોટરબસ સીધી સજ્જનસ્ટ્રીટ તરફ જાય છે. પરંતુ પુસ્તકપ્રકાશક ઉદાણીને ત્યાં જવાને માટે સજ્જનસ્ટ્રીટના નાકાથી આ બાજુએ લગભગ અર્ધા માઇલના અંતરે જે ચોક આવે છે ત્યાં ઉતરીને તે ચાલતી ઉદાણીની દુકાને ગયેલી હોવી જોઇએ. એ દુકાન તમે જોએલી તો હશે જ.'

'હા, કેટલીયે વાર મેં મી. ઉદાણીની દુકાનેથી પુસ્તકો ખરીદવાં હોય ત્યાં હું ગયો છું. તમારા કહેવા ઉપરથી રસ્તાનો બરાબર ખ્યાલ મને આવી ગયો છે. જો ઉદાણીને હસ્તપ્રત સોંપવાને માટે

મંજુલા બસમાંથી ઉતરીને તેની દુકાને ગઇ હોય તો તેને માત્ર થોડા અંતર ઉપર જ પગે ચાલવાનું રહે છે. એટલે મને લાગે છે કે તે બસમાંથી જે સ્થળે ઉતરીને ચાલતી ઉદાણીને ત્યાં ગઇ, તે સ્થળેથી આપણી તપાસનો પ્રારંભ કરીએ તો એ કદાચ ફળિભૂત થાય ખરી.' તેણે ઘડિયાળ સામે જોયું. તે ઉભો થયો, કોટ ટોપી પહેરી લીધાં પછી તેણે કહ્યું : ' જો આપણને અહીં ચંદ્રનગરમાં નિષ્ફળતા મળશે તો પછી લક્ષ્મીનંદન વસાણીનું જ્યાં ખૂન થવા પામ્યું છે તે સ્થળેથી તપાસનો આરંભ કરવો પડશે. તેનું ખૂન કદમપુર પાસે આવેલા ' બદામી વીલા 'માં થયું છે એવું મારા વાંચવામાં આવ્યું હતું. '

' હા, પરંતુ એ તો અહીંથી ઘણું દૂર છે. ' અંજનકુમાર નિરાશાના ભાવપૂર્વક બોલ્યો.

' દૂર હોય કે નજીક, આપણે બે કિસ્સાની તપાસ કરવાની છે. એક તો વસાણીનું ખૂન, અને બીજું મંજુલાનું અપહરણ. એ બે કિસ્સામાં—'

એ જ વખતે ઓફીસનાં બંધ દ્વાર ઉપર કોઇ ટકોરા કરતું હોય એવો અવાજ સંભળાયો, એટલે જ્યોતિપ્રસાદ બોલતો બંધ થઇ ગયો.

એક નોકર અંદર આવીને બોલ્યો : ' રાવસાહેબ ! કુંદનરાય નામના એક ગૃહસ્થ આપને મળવાને માટે આવ્યા છે. '

' કુંદનરાય !' જ્યોતિપ્રસાદે મસ્તક ધુણાવ્યું : ' એ નામનો કોઇ માણસ મને પરિચિત લાગતો નથી. તે મને શા માટે મળવા માગે છે, એ વિષે તેણે તને કશું જણાવ્યું છે ?'

' ના જી, તેણે તો મને એટલું જ કહ્યું છે કે તે તમને મળવા માગે છે. ' નોકરે જણાવ્યું.

અને એ જ વખતે તેની પાછળથી આવ્યો : ' રાવસાહેબ જ્યોતિપ્રસાદ ! હું આપને અગત્યના કામે મળવા આવ્યો છું. આપણે આજે પ્રથમ જ મળીએ છીએ. એટલે મારે આપને મારો

પરિચય આપવો જોઈએ. નવલકથાકાર શ્રીમાન લક્ષ્મીનંદન વસાણીને આપ જાણતા હશો. તેમનું અચાનક અને ભયંકર રીતે મૃત્યુ થવા પામ્યું છે. તે લક્ષ્મીનંદન વસાણીનો હું સેક્રેટરી છું.'

એ પ્રમાણે બોલતો તે માણસ અંદર આવ્યો. તેના દેખાવ પરથી તે પ્રૌઢાવસ્થામાં પ્રવેશી ચૂકેલો લાગતો હતો. તેનો પોષાક સાદો પરંતુ સ્વચ્છ અને ટાપટીપવાળો હતો. તે સહજ નીચા ઘાટે હતો. તેણે આંખો પર ચશ્મા ચડાવેલા હતા. તેના અવાજમાં વિનયશીલતા હતી, અને તેના દેખાવ ઉપરથી કોઈ પણ કહી શકે કે તે એક સીધો સાદો સજ્જન હોવો જોઈએ.

* * *

## ૧૩ : ખૂનનો મુદ્દો

જે નવલકથાકારનું ખૂન થયું છે તેનો સેક્રેટરી ! આગન્તુકે પોતાનો આપેલો પરિચય અચાનક હતો અને તેથી અંજનકુમાર સીગારેટના વધેલા ટુકડાને બહાર ફેંકી એકદમ ઉભો થઇ ગયો. તેના મુખમાંથી આશ્ચર્યોદ્ગાર સરી પડયો.

'શું ?' તે સેક્રેટરીની સામે તાકતો બોલ્યો : 'મી. વસાણીના સેક્રેટરી !' બીજી જ ક્ષણે તે બારણા તરફ ધસ્યો અને અંદર આવતા કુંદનરાયના બંને ખભા પકડીને તે બોલ્યો : 'મી. વસાણીએ લખેલી તેમની છેલ્લી નવલકથા જેનું નામ તેમણે 'ચમત્કારિક નવલ-કથા' રાખ્યું છે, એ વિષે તમે કાંઇ જાણો છો ? તમે તેની અંદર રહેલા રહસ્ય—'

પરંતુ તે આગળ બોલતો અટકી ગયો. કારણ કે આગન્તુક તેની સામે ભયભીત બનેલાં નેત્રો વડે જોઇ રહ્યો હતો. અંજનકુમારને પણ લાગ્યું કે એક તદ્દન અપરિચિત માણસની સાથે પોતાનું આ પ્રકારનું વર્તન યોગ્ય નથી. કુંદનરાય પણ આ રીતે પોતાને થએલા પ્રશ્નથી અને અંજનકુમારના આવેશપૂર્ણ વર્તનથી ગભરાઇ ગયો હતો.

'હું-હું—' સેક્રેટરી અચકાતો અચકાતો બોલ્યો : 'હું નથી માનતો કે મારે—'

આ બંનેની સામે જોઇને જ્યોતિપ્રસાદને લાગ્યું કે તેણે એ બેઉનો પરસ્પર પરિચય કરાવવો જોઇએ. એટલે તેણે કહ્યું : 'મી. કુંદનરાય ! આ ગૃહસ્થ મારા મિત્ર છે. તેમનું નામ અંજનકુમાર દેસાઇ છે, તમે પણ બરાબર સમયસર આવી પહોંચ્યા હો એમ લાગે છે. કારણ કે અત્યારે અમે મી. વસાણીના રહસ્યભર્યા મૃત્યુ વિષે જ ચર્ચા કરતા હતા.'

'શું ! તમે—તમે એ વિષયની ચર્ચા કરતા હતા ?' કુંદનરાયના મુખમાંથી પ્રશ્નોદ્ગાર સર્યો.

'હું આ કેસમાં અંગત રીતે રસ ધરાવતો બન્યો છું, તેનાં કેટલાંક કારણો છે.' જ્યોતિપ્રસાદે તેને કહ્યું: 'ખરૂં કહું તો મેં આ કિસ્સાની તપાસ કરવાનું નક્કી કર્યું છે. હું માનું છું કે તમે પણ એ કિસ્સાને લગતી બાબતમાં જ મારી સાથે વાત કરવાને માટે અહીં આવ્યા છો. કેમ ખરૂં ને?'

'હા, સાહેબ! હા' કુંદનરાયે તેના કથનનો સ્વીકાર કર્યો: 'સાહેબ, મને એમ લાગ્યું હતું કે શ્રીમાન વસાણી સાહેબના ખૂની અથવા ખૂનીઓને યોગ્ય સજાએ પહોંચાડવાની બાબતમાં તમારી મદદ અત્યંત મૂલ્યવાન થઇ પડશે. રાવસાહેબ! ખરૂં કહું તો વસાણી સાહેબ પ્રત્યે મારા દિલમાં અત્યંત માન અને પૂજ્યબુદ્ધિ છે. એટલે તેમનું આવી રીતે અચાનક ખૂન થવાથી મને બહુ જ લાગી આવ્યું છે. મારી એવી ઇચ્છા છે કે કોઇ પણ રીતે તેમના ખૂનીનો પત્તો મેળવવો જ જોઇએ. વળી તમે કહો છો કે તમે પણ આ કિસ્સામાં મારા આવ્યા પહેલાં જ રસ ધરાવો છો. એ તો બહુ જ સારૂં. કારણ કે એથી તમે મને વધારે ઉપયોગી બની શકશો.'

તે જ્યોતિપ્રસાદની નજીક આવ્યો અને ખાલી પડેલી ખુરસી પર બેસતાં અંજનકુમારની સામે જોઇ રહ્યો. એકાદ બે ક્ષણ પછી તે પુનઃ બોલ્યો: 'સાહેબ! મારે જે કાંઇ કહેવાનું છે તે ખુલ્લા દિલથી કહેવામાં કશો વાંધો નથી ને? અને આ આપના મિત્ર મી. અંજનકુમાર પોલીસ ખાતાના કોઇ અધિકારી—'

'ના ના, એ પોલીસ ખાતામાં નોકરી નથી કરતા. એ તો મારા અંગત મિત્ર છે' જ્યોતિપ્રસાદે કહ્યું: 'તમે તેમની હાજરીમાં ખુશીની સાથે વિનાસંકોચે જે કહેવું હોય તે કહી શકો છો.'

કુંદનરાય બોલ્યો: 'આ ગૃહસ્થ પોલીસ ખાતાના અધિકારી નથી, એ જાણીને મને સંતોષ થાય છે. કારણ કે પોલીસ ખાતાને જરીકે અપમાન પહોંચાડયા સિવાય પણ એક વાત કહ્યા વગર હું રહી શકતો નથી. રાવસાહેબ, મી. વસાણીના મૃત્યુના કિસ્સામાં પોલીસ ખાતાના ઇન્સ્પેક્ટર કંટકરાય જે રીતે તપાસ ચલાવી રહ્યા છે તે મને

સંતોષ આપી શકી નથી. મી. કંટકરાય બુદ્ધિમાન, ચાલાક અને પ્રતિભાસંપન્ન પોલીસઇન્સ્પેકટર હોવા છતાં પણ હું—'

'મને તેમનો પૂરો પરિચય છે.' કુંદનરાયને બોલતાં અચકાએલો જોઇને જ્યોતિપ્રસાદે કહ્યું: 'બોલો, મી. કુંદનરાય! ઇન્સ્પેકટરની તપાસના સંબંધમાં તમારે શી ફરિયાદ કરવાની છે?'

'સાહેબ! મને લાગે છે કે તે એકદમ કોઇ પણ નિર્ણય ઉપર આવી જવાના સ્વભાવવાળા છે. આ ભયાનક રહસ્યના ફેસલમાં અમુક બાબત મને મહત્ત્વની અને મૂલ્યવાન લાગેલી. મેં તેમને તે જણાવી, પરંતુ તેઓ તેને કશું મહત્ત્વ આપતા નથી. હું-હું—'

'હું સમજ્યો.' જ્યોતિપ્રસાદ વચ્ચે બોલ્યો: 'તમે એમ માનો છો કે અમુક બાબતની તપાસ થવાની જરૂર છે, જ્યારે ઇન્સ્પેકટર કંટકરાય એ મુદ્દાની ઉપેક્ષા કરે છે. હું એ બરાબર સમજી શકું છું. ઇન્સ્પેટકર તેમના વિષયમાં હુશિયાર અને ચાલાક છે, છતાં પણ કોઇ કોઇ બાબતમાં તે એટલા જ હઠીલા અને આગ્રહી બની જાય છે. અલબત એ એમની ભૂલ ગણાય. વારૂ, પણ તમે મારી પાસે આવ્યા તે સારૂં કર્યું.'

જ્યોતિપ્રસાદે તેની ઘડિયાળ સામે જોયું. અંજનકુમાર પણ અધીરો બની ગયો હતો. તેને જાણે આ એક નકામી લપ વળગી હોય એમ લાગતું હતું. કારણ કે તે તો જ્યોતિપ્રસાદની સાથે મંજુલાની તપાસને માટે ઉપડવા માગતો હતો.

જ્યોતિપ્રસાદ ઘડિયાળમાં જોઇને બોલ્યો: 'મી. કુંદનરાય, હું અમુક બાબતની તપાસને માટે બહાર જવાની તૈયારીમાં જ હતો. તે તપાસને ઢીલમાં નાંખવી એ વાજબી નથી. છતાં પણ તમારે જે કહેવાનું હોય તે ખુશીથી કહો. માત્ર તમને એટલું સૂચવું છું કે બને તેટલી ટુંકાણમાં તમારી મુદ્દાની હકીકત મને જણાવજો. કારણ કે અમે જે તપાસને માટે ઉપડવાના છીએ, તેમાં એક યુવતીની સલામતીનો પ્રશ્ન રહેલો છે.'

'યુવતીની સલામતી!' કુંદનરાયના અવાજમાં ભારોભાર આશ્ચર્ય હતું: 'એ યુવતી કોણ છે અને એનું શું છે?'

'એ હું તમને પછીથી જણાવીશ. પ્રથમ તો તમારે મને જે કહેવાનું હોય તે મુદ્દાસર કહી દો.' એમ બોલતો જ્યોતિપ્રસાદ ઉભો થયો. તેણે સીગારેટ સળગાવી અને તે વસાણીના સેક્રેટરીની સામે વેધક દૃષ્ટિએ જોઇ રહ્યો. જાણે તે કુંદનરાયના અંતરને વાંચવાનો યત્ન કરી રહ્યો હોય એમ લાગતું હતું. તેણે પુનઃ કહ્યું: 'વારૂ, મી. કુંદનરાય! ત્યારે હવે તમે તમારી હકીકતનો પ્રારંભ કરો.'

'બહુ સારૂ, સાહેબ!' કુંદનરાયે તેના ચશ્મા રૂમાલ વડે લૂછી પુનઃ નાક પર ચડાવ્યા અને પછી પોતાની હકીકતનો પ્રારંભ કર્યો: કંટકરાય ઇન્સ્પેક્ટર તેના શેઠને શા કારણસર મળવા આવેલો એ હકીકત તેણે જણાવી. તે વસાણીને મળીને સ્ટેશન તરફ વિદાય થયો, પુનઃ તેની હોકલી લેવાને માટે આવ્યો, અને એકી સાથે તેમની બન્નેની નજરે વસાણીનો મૃતદેહ પડયો, ત્યાં સુધીની હકીકત જણાવી.

'વારૂ, પછી શું બન્યું?' જ્યોતિપ્રસાદે તેને પુછ્યું.

'તુરત જ ઇન્સ્પેટકર કંટકરાયે કદમપુરના પોલીસઅધિકારીને બોલાવ્યા. તેમ જ અહીં તેમના પોલીસખાતાના વડાને પણ ટેલીફોનથી એ હકીકત જણાવી. પ્રથમ દૃષ્ટિએ તો ખૂનીની પિછાન કરાવી શકે એવો કોઇ મુદ્દો જોવામાં આવ્યો નહિ. પરંતુ એક અગત્યની બાબત મારી નજરે ચડી. તે દિવસે સાંજે તેમના ટેબલ ઉપર તેમની તૈયાર થયેલી છેલ્લી નવલકથાની હસ્તપ્રત હતી. એ હસ્તપ્રતની ચોરી થવા પામી હોય એવું મને જણાયું.'

'ચોરી!' એ પ્રશ્નોદ્‌ગાર અંજનકુમારના મુખમાંથી નિકળ્યો: 'પરંતુ મી. વસાણીએ તો એ હસ્તપ્રત પ્રકાશકને આપવાને માટે તેમના અહીં ખાતેના એજન્ટ ઉપર મોકલાવી હતી ને!'

કુંદનરાય તેની સામે સહેજ તુચ્છકારથી જોતો બોલ્યો: 'તમારી ભૂલ થતી લાગે છે. મીસ્તર—હં—હં—મી. અંજનકુમાર! સામાન્ય રીતે તેમના દરેક પુસ્તકની હસ્તપ્રત હું પોતે જ તેમના [illegible]

એજન્ટ મી. બકુલચંદ્ર તરફ રવાના કરૂં છું. એ રીતે આ પુસ્તક પણ હું રવાના કરવાનો હતો. પરંતુ તે પહેલાં જ તે ગૂમ થઇ ગયું. જ્યારે તેમનો મૃતદેહ અમારા જોવામાં આવ્યો ત્યારે તેમના હાથમાં કેટલાક ટાઇપ કરેલા કાગળના કકડા પકડેલા હતા. તપાસ કરતાં માલૂમ પડ્યું કે તે આ નવલકથાની હસ્તપ્રતમાંથી ફાટેલા ટુકડા હતા. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એ પુસ્તક તેમના એજન્ટ તરફ મોકલાયેલું નથી.'

'પરંતુ હું કહું છું કે તે મેં મારી નજરે જોયેલું છે.' અંજનકુમારે આગ્રહપૂર્વક કહ્યું: 'અને—'

'અંજનકુમાર! રહો, મને પૂછવા દો.' જ્યોતિપ્રસાદ વચ્ચે બોલ્યો: 'મી. કુંદનરાય! ત્યારે શું તમારી એવી માન્યતા છે કે વસાણીનો ખૂની એ પુસ્તક ચોરી ગયો છે?'

'સંયોગો ઉપરથી તો એવું જ લાગે છે, સાહેબ!'

'આ પણ જરીક વિચિત્ર ખરૂં.' જ્યોતિપ્રસાદ બોલ્યો: 'કારણ કે 'ચમત્કારિક નવલકથા' એ નામના પુસ્તકની હસ્તપ્રત ગઇ કાલે સાંજ પહેલાં અહીં મી. વસાણીના એજન્ટ બકુલચંદ્રને મળી ગઇ છે. અને એ બાબતની અમારી ખાતરી છે.'

'શું તમે ખાતરીથી કહો છો?' જાણે જ્યોતિપ્રસાદના શબ્દો પોતાના માન્યામાં ન આવતા હોય એવા ભાવપૂર્વક કુંદનરાયે પૂછ્યું.

'હા. અમારી તો એ વિષયમાં ચોક્કસ ખાતરી છે.' એમ બોલતાં જ્યોતિપ્રસાદે મનમાં કાંઇક ગણત્રી કરી અને કહ્યું: 'વસાણીના ખૂનીએ તેમનું ખૂન કર્યા પછી એ પુસ્તક હસ્તગત કર્યું હોય અને તે અહીં બકુલચંદ્ર ઉપર મોકલ્યું હોય, તો તેને માટે પૂરતો સમય હતો. વળી તેમાં જે પાનાં તૂટીને વસાણીના હાથમાં રહી ગયાં હતાં, તેટલો ભાગ હાથે લખીને ઉમેરી દેવામાં આવ્યો હોય તે બનવા જોગ છે. બીજી રીતે જોઇએ તો એ પણ બનવા જોગ છે કે બકુલચંદ્ર ઉપર મોકલવામાં આવેલું પુસ્તક વસાણીનું ન હોતાં બીજું કોઇ હોય. એ વિષે અત્યારે અમે ચોક્કસપણે કશું કહી શકીએ તેમ નથી.'

'હું એ વિષયની આપને ખાતરી કરાવી શકું તેમ છું.' કુંદનરાયે સૂચવ્યું: 'કારણ કે હું જ તેમની નવલકથા ટાઇપરાઇટર ઉપર ટાઇપ કરતો હતો. એટલે બકુલચંદ્રને મળેલું પુસ્તક જોતાં તે એ જ છે કે બીજું તે હું જરૂર કહી શકીશ.'

જ્યોતિપ્રસાદે કહ્યું: 'એ વાત સાચી, પરંતુ કમનસીબે એ પુસ્તક અત્યારે આપણને મળી શકે તેમ નથી.'

'મળી શકે તેમ નથી! તમે તો એમ કહો છો કે તે પુસ્તક મી. બકુલચંદ્રને મળી ગયું છે, તો પછી—'

'હા, પરંતુ ત્યારબાદ એ પુસ્તક કોઈ અદ્‌ભુત રીતે ગૂમ થઈ ગયું છે!' જ્યોતિપ્રસાદે ખુલાસો કર્યો: 'અને તે પુસ્તક ગૂમ થવાની સાથે એક યુવતી જે આજે સવારે એ પુસ્તક લઈને તેના પ્રકાશકને આપવાને માટે જતી હતી, તે પણ અદૃશ્ય થઈ છે. એ યુવતીનું નામ મીસ મંજુલા છે અને મીસ્તર બકુલચંદ્રની ઓફીસમાં ટાઈપીસ્ટ તરીકે નોકરી કરે છે. ઉપરાંત તે આ અંજનકુમારની મૈત્રિણી છે. હવે તો આ બાબતમાં મીસ્તર અંજનકુમારની ચિંતા અને આતુરતાનો ખ્યાલ તમને આવી શકયો હશે. પ્રસ્તુત સંયોગોમાં અમે એમ માનીએ છીએ કે લક્ષ્મીનંદન વસાણીના પુસ્તકને ખાતર મીસ મંજુલાનું અપહરણ કરવામાં આવ્યું છે, અને તેમાં કોઈ એક અથવા એકથી વધારે માણસોનો હાથ છે. જો કે એ માણસો કોણ છે તેનો ભેદ અમારાથી હજી ઉકેલી શકાયો નથી.'

કુંદનરાય ક્ષણવાર જ્યોતિપ્રસાદ તરફ તો ક્ષણવાર અંજનકુમાર સામે અને પુનઃ અંજનકુમાર તરફથી જ્યોતિપ્રસાદ સામે નજર કરવા લાગ્યો. તેણે એક હાથમાં ચશ્મા પકડી બીજા હાથે રૂમાલ વડે લૂછી નાંખ્યા અને પુનઃ નાક પર ચડાવ્યા.

'અહો, આ તો ભારે વિચિત્ર!' છેવટે તે બોલ્યો.

'જરૂર, જેટલું વિચિત્ર છે, તેટલું અદ્‌ભુત પણ છે.' જ્યોતિપ્રસાદે પણ અનુમોદન આપ્યું: 'ખરી રીતે કહીએ તો આ આખાય

કિસ્સાની પાછળ કોઇ અદ્દભુત ઘટના ભાગ ભજવી રહી છે. તેની અંદરનું રહસ્ય ગમે તે હોય, પરંતુ બાહ્યતઃ આ બનાવ એક અદ્દભુત કિસ્સા જેવો લાગે છે. વારૂ, એટલું તો આપણે સમજી શકીએ છીએ કે મી. વસાણીનું ખુન કરનાર માનવી અત્યંત ક્રૂર અને ઘાતકી સ્વભાવનો હોવો જોઇએ. એવા માનવીને મી. વસાણીની નવલકથામાં શો રસ પડયો હશે? કારણ કે જો તેને ખાસ રસ ન હોય તો તે આ નવલકથા શા માટે ઉઠાવી જાય? એ વિષયમાં તમે કશું કહી શકો તેમ છો ખરા?'

'હું પણ કશું સમજી શકતો નથી.' કુંદનરાયે કહ્યું: 'આ અચાનક ઘટનાથી મારૂં મગજ બિલકુલ મુંઝાઇ ગયું છે. પરંતુ મને લાગે છે કે એક મુદ્દો આપને સહેતુક લાગશે. ઇન્સ્પેક્ટર કંટકરાય તેને કશું મહત્વ આપતા નથી—' તેણે તેના ગજવામાં હાથ નાંખ્યો: 'તથાપિ સાહેબ, મને એમ લાગે છે કે આ ઘટનાના રહસ્યને ઉકેલવામાં આ મુદ્દો જરૂર ઉપયોગી થઇ પડશે.' તેણે ગજવામાંથી એક ચામડાનું પાકીટ કાઢયું. તે પાકીટને ખુલ્લું કરી, તેમાંથી એક કાગળનો કકડો બહાર કાઢીને જ્યોતિપ્રસાદની સામે ધર્યો.

* * *

## ૧૪ : ખૂની કોણ ?

કુંદનરાયે આપેલો કાગળ લઇને જ્યોતિપ્રસાદે તેનું અવલોકન કર્યું. એ ઉપરથી સમજાયું કે તે કોઇ નાની નોંધપોથીમાંથી ફાડેલો કાગળ હતો. તે કાગળ ઉપર મથાળે તારીખ છાપેલી હતી. તે તારીખ આજથી બરાબર સાત દિવસ પહેલાંની હતી. તેની નીચેના કોરા ભાગમાં મોટા અક્ષરે પહેલી એ. બી. સી. ડી. માં 'બી. ડી.' એ પ્રમાણે લખેલું હતું. એ અક્ષરો પરથી સ્વાભાવિક અનુમાન થઇ શકતું હતું કે આ કોઇ માણસની ટુંકી સહીના એ અક્ષરો હોવા જોઇએ.

'આ શાનો કાગળ છે!' જ્યોતિપ્રસાદે કુંદનરાયને પ્રશ્ન કર્યો.

'મી. વસાણીના કેટલાક કાગળોમાંથી આ કાગળ મને મળી આવ્યો હતો. પેલી કહેવત છે એ પ્રમાણે તમને કદાચ એમ લાગશે કે હું 'રાઇનો પર્વત' બનાવું છું. પરંતુ આ કાગળ જોતાં મને અચાનક એવું સ્ફુરણ થયું કે તેમાં જે ટુંકાક્ષરી સહી છે, તે સહી આ કિસ્સામાં સૂચક લાગે છે. જો કે એ સ્ફુરણ શા માટે થયું તે હું કહી શકતો નથી. આ સહી બળવંતરાય દેવીપ્રસાદ નામના એક માણસની છે એમ મારો અંતરાત્મા કહે છે. તેને ખૂનના આરોપસર ફાંસીને બદલે જન્મટીપની સજા થઇ હતી અને તેને દિલીપનગર સેન્ટ્રલ જેલમાં રાખવામાં આવ્યો હતો. હજી સુધી પણ તે પકડાયો નથી. એ ઉપરથી મને લાગે છે કે કદાચ —'

'બળવંતરાય દેવીપ્રસાદ.' જ્યોતિપ્રસાદ જાણે મનોગત બબડતો હોય તેવી રીતે બોલ્યો : 'હા, એક કેદી સેન્ટ્રલ જેલમાંથી પલાયન થવાનું મેં વર્તમાન-પત્રમાં વાંચ્યું હતું. હા, હવે મને યાદ આવે છે. તેની ઉપર ખૂનનો આરોપ હતો. વારૂ, પણ લક્ષ્મીનંદન વસાણીનો એ બળવંતરાય સાથે કોઇ સંબંધ હતો ખરો ?'

'તેમનો બળવંતરાયની સાથે સંબંધ હોય એવું મારા જાણવામાં નથી, પરંતુ—'

'તો પછી આ અક્ષરો બળવંતરાયની ટૂંકી સહીના છે, એવો વિચાર તમને કેવી રીતે આવ્યો ?' જ્યોતિપ્રસાદે પૂછ્યું. તેને પણ કંઈક આશ્ચર્ય તો થયું જ હતું.

'એ વિચાર મને કેવી રીતે આવ્યો તે હું તમને સ્પષ્ટપણે સમજાવી શકતો નથી; પરંતુ એવો એક ભયંકર ખૂની સેન્ટ્રલ જેલમાંથી નાસી છૂટવાનું જાણવામાં આવતાં સ્વાભાવિક રીતે જ દરેક માણસના મનનાં તેનું સ્મરણ રહ્યા કરે. તે કારણને લઈને આ કાગળ ઉપર લખેલા અક્ષરો જોતાં મને એ માણસનો વિચાર આવ્યો હોય એવું મારૂં માનવું છે. વળી એક બીજું પણ કારણ છે. વસાણી સાહેબ આ પ્રકારના અનેક ગુન્હેગારોના પરિચયમાં આવતા હતા. એટલે મને લાગ્યું કે— '

'તેઓ ગુન્હેગારોના પરિચયમાં આવતા હતા ? એ કેવી રીતે અને શા માટે આવતા ?'

'સાહેબ, તમે મારા કથનનો કોઈ જુદો અર્થ ન લેશો. તેઓ માત્ર ધંધાની દૃષ્ટિએ જ એવા માનવીઓના પરિચયમાં આવતા હતા. તમે જાણતા હશો કે તેઓશ્રી મોટે ભાગે ડિટેક્ટીવ નવલકથાઓ લખતા હતા, અને તેમાં જાતજાતના ગુન્હાઓ તથા ગુન્હેગારીને લગતા પ્રસંગો આવતા હતા. તેમનાં પુસ્તકો ઉપરથી દરેક એમ માને છે કે આવા ગુન્હેગારો અને જુદા જુદા ગુન્હાઓને લગતી તેમની માહિતી અદ્ભુત અને સંપૂર્ણ હતી. તેનું કારણ એ છે કે તે અંધારી આલમના અનેક પ્રકારના ભયંકર માનવીઓનો અંગત પરિચય સાધતા, અને તેમના પ્રસંગમાં આવી તેમનો બરાબર અભ્યાસ કરતા હતા. એક બે વાર એ બાબત મેં તેમને ચેતવ્યા હતા. આવા ભયંકર માણસોના પ્રસંગમાં આવવું તે મોટું જોખમ ખેડવા જેવું છે, એવું મેં તેમને સૂચવ્યું હતું. પરંતુ તે માનવસ્વભાવના પ્રખર અભ્યાસી હતા, એટલે મારી સૂચના તરફ તેમણે કદી પણ લક્ષ આપ્યું ન હતું. તેઓ એ લોકોને લગતી

ગુપ્ત માહિતી મેળવવાને માટે અવાર નવાર ઉઠાઉગીરોના અડ્ડા જતા હતા. વસ્તુસ્થિતિ એ પ્રકારની હોવાથી—'

'હું સમજ્યો.' જ્યોતિપ્રસાદે કહ્યું. તેનાં નેત્રોમાં એક પ્રકાર ચમક હતી: 'મી. કુંદનરાય! તમારો આ મુદ્દો કાઢી નાંખવા જે નથી. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે અંધારી આલમ ગુન્હેગારોની સાથે અમુક અંશે લક્ષ્મીનંદન વસાણી પરિચય આવતા હતા.'

'હા જી, પરંતુ તે કેવળ ધંધાની જ દૃષ્ટિએ. એટલે કે તેમ નવલકથાઓમાં આવતાં પાત્રોને જીવંત અને વાસ્તવિ બનાવવાના હેતુથી.'

'એ બરાબર છે. તેમ છતાં પણ તેમના ખૂનના કિસ્સામાં મુદ્દો ઓછો મહત્ત્વનો નથી.' જ્યોતિપ્રસાદની દૃષ્ટિ તેણે હાથ પકડી રાખેલા કાગળ પ્રત્યે ગઈ: 'તમે કહો છો કે આ બળવંતર દેવીપ્રસાદની ટુંકી સહી છે. તે ખૂનના તહોમત માટે સજા પામે હતો અને ત્યારપછી જેલમાંથી પલાયન થઈ ગયો છે. બીજી તરફ એમ પણ તમે કહો છો કે મી. વસાણીનો તેની સાથે પરિ હોય, એવું તમારા જાણુવામાં નથી.'

'હા જી, મારા જાણુવામાં નથી. પરંતુ તેની સાથે ભુતકાળ એમનો પરિચય થયો હોય એ બનવાજોગ છે. તે અંધારી આલમ અનેક માણુસોના સહવાસમાં આવતા હતા, એટલે કદાચ આ માણુસ પણ તેમને પરિચય થયો હોય તો ના નહિ. વસાણી સાહેબે વિષયમાં મને કદી પણ વિશ્વાસમાં લીધેલો ન હોઈ, હું કહી શક નથી. પરંતુ એટલું તો મને લાગે છે કે આ કેદી બળવંત જેલમાંથી નાઠા પછી વોર્ડરો તથા પોલીસ તેને પકડવાને માટે તે પાછળ પડયા હશે અને તેથી તે તેમના હાથમાંથી છટકવાને કદાચ 'બદામી વીલા'માં આવ્યો હશે.'

'અને ત્યાં આવીને તેણે મી. વસાણીનું ખૂન કર્યું હશે!'

કુંદનરાયે કહ્યું : 'હા સાહેબ ! મારા મનમાં પણ એ જ કલ્પના આવી હતી. અલબત હું કબૂલ કરૂં છું કે આવી કલ્પના કરવાને માટે કોઇ સંગીન આધાર નથી, પરંતુ આ માણસ જેલમાંથી પલાયન થયો છે એ ચોક્કસ છે; અને તેટલું જ ચોક્કસ એ પણ છે કે ત્યાંથી પલાયન થઇને તે અમારી બાજુએ આવ્યો હતો. એ પણ સ્પષ્ટ છે કે જ્યારે હું 'બદામી વીલા'માંથી પેટ્રોલ લેવાને માટે અમારા નજીકના પડોશીને ત્યાં ગયો હતો, તે દરમ્યાન કોઇ માણસે મકાનમાં દાખલ થઇને વસાણી સાહેબનું ખૂન કર્યું હતું. તો તે ખુની આ બળવંતરાય શા માટે ન હોય ? એ જ પ્રશ્ન મારા મનમાં ઉદ્‌ભવ્યા કરે છે.'

'મી. કુંદનરાય ! તમે મને જે હકીકત જણાવી તે ઉપરથી આવી કલ્પના કરવાને માટે કોઇ સંગીન આધાર કે પુરાવો હોય એવું પ્રથમ દૃષ્ટિએ મને લાગતું નથી.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'મી. વસાણીનું ખૂન કરનાર અજ્ઞાત માનવી આ બળવંતરાય હોય કે પછી કોઇ બીજો માણસ પણ હોઇ શકે. મી. વસાણીનો બળવંતરાયની સાથે પરિચય હોવાનું ચોક્કસપણે આપણે જાણતા નથી. એટલે માત્ર આ બે અક્ષરો ઉપરથી કશું પણ સૂચિત થઇ શકે નહિ. આ અક્ષરો બળવંતરાયની ટુંકી સહીના હોઇ શકે, તે જ રીતે બીજા કોઇનું ટુંકું નામ પણ એ જ અક્ષરો ઉપરથી ફલિત થઇ શકે. અથવા તો પ્રસ્તુત ગુન્હાની સાથે આ બે અક્ષરોનો કશો સંબંધ ન પણ હોઇ શકે એ બનવાજોગ છે.'

'પરંતુ એ જેલમાંથી નાઠેલો માણસ હજી પણ સપડાયો નથી અને એ તરફના પ્રદેશમાં છુપાઈ રહેલો હોવાનું માનવામાં આવે છે. એટલે—'

'એટલા ઉપરથી તેણે મી. વસાણીનું ખૂન કરીને તેમની છેલ્લી નવલકથાની હસ્તપ્રત ચોરી લીધી છે એમ કેવી રીતે માની શકાય !' એ પ્રમાણે કહેતાં જ્યોતિપ્રસાદે પુનઃ પોતાની ઘડિયાળ તરફ જોયું :

'વારૂ, એ બાબતમાં આપણે પછીથી વિચાર કરીશું. અત્યારે તો ગૂમ થએલી યુવતી મીસ મંજુલાની સલામતીનો પ્રશ્ન વધારે મહત્ત્વનો છે. એટલે તેની તપાસને માટે મારે જવું જોઇએ. વારૂ, મી. કુંદનરાય! તમે મને તમારૂં શિરનામું આપો. એટલે તમારી જરૂર પડે તો તે સ્થળે હું તમને મળી શકું અથવા ખબર આપી શકું.'

'સાહેબ! હું કદમપુર તો આવતી કાલે જવાનો છું. આજે તો મારા શેઠના અહીંના મકાનમાં રોકાઇશ. કારણ કે તેમને લગતી એક બે બાબતોની વ્યવસ્થા મારે કરવાની છે.'

'વારૂ, એ મકાનનું શિરનામું આપો.'

'લખી લ્યો: નં. ૨૯–૩૩, 'દરિયા મહાલ', બંદર રોડ.'

* * *

## ૧૫ : બેભાન બનાવી

જ્યોતિપ્રસાદે એ શિરનામું લખી લીધું, અને મોટરને તૈયાર કરવાની અરૂણને આજ્ઞા આપી. થોડી વારે તે તથા અંજનકુમાર અને કુંદનરાય નીચે ઉતર્યા. અરૂણ મોટર સાથે પ્રવેશદ્વાર પાસે રસ્તા પર તૈયાર ઉભો હતો. તે આગલી બેઠક પર મોટર હાંકવાને બેઠો. જ્યોતિપ્રસાદ અને અંજનકુમાર પાછલી બેઠક ઉપર ગોઠવાયા. મોટર ચાલુ થઇ. કુંદનરાય તો પ્રવેશદ્વારની પાસે જ ફુટપાથ ઉપર મોટરની પાછળ જોતો ઉભો રહ્યો.

જ્યોતિપ્રસાદ સજ્જન સ્ટ્રીટ તરફ જતો હતો. તેનો એવો વિચાર હતો કે પુસ્તકપ્રકાશક આર. એમ. ઉદાણીને ત્યાં જવાને માટે મીસ મંજુલા જે સ્થળે નીચે ઉતરેલી હોવાનું તેઓ માનતા હતા તે સ્થળે જઇને તપાસ કરવાથી, તેના તથા 'ચમત્કારિક નવલકથા'ના અપહરણના સંબંધમાં કોઇ મુદ્દો મળી આવશે ખરો.

કુંદનરાય મોટરની પાછળ જોઇ રહ્યો. તેણે ચશ્મા સાફ કર્યા અને પછી રૂમાલ વડે વદન ઉપરનો પરસેવો લુછી નાંખ્યો. જ્યોતિપ્રસાદે પોતાની સાથે મોટરમાં આવવાનું તેને આમંત્રણ આપ્યું હતું અને રસ્તામાંથી ઉતારી દેવાનું કહ્યું હતું. પરંતુ એ આમંત્રણનો અસ્વીકાર કરી 'દરિયા મહાલ' તરફ પોતે ચાલતો જ જશે એવું કહીને કુંદનરાય તેમનાથી છૂટો પડયો હતો.

જ્યોતિપ્રસાદની મોટર મનહર સ્ટ્રીટ પસાર કરી, બાજુના રસ્તા ઉપર વળીને અદૃશ્ય બની ગઇ, એ પછી પુનઃ કુન્દનરાય જ્યોતિપ્રસાદના મકાન તરફ ફર્યો અને તેણે બંધ પ્રવેશદ્વાર ઉપર અવાજ કર્યો.

બારણું ઉઘડયું. અંદર સુમતિબહેન દેખાયાં. તેમણે કુંદનરાય જ્યોતિપ્રસાદને મળવા આવેલો તે વખતે તેને જોયો હતો. એટલે તેમણે કહ્યું : 'પાછા કેમ આવ્યા ? રાવસાહેબ તો હમણાં જ બહાર ગયા છે.'

'હા બહેન, એ હું જાણું છું. એમની સાથે જ હું પણ અહીંથી નિકળ્યો હતો. તે મોટરમાં ગયા અને હું ચાલતો જતો હતો, ત્યાં

રસ્તામાં મને યાદ આવ્યું કે મારૂં પાકીટ હું અહીં ભૂલી ગયો છું. એટલે જો તમે મને રજા આપો તો–'

'વારૂ, હું ઉપર જઇને તમારૂં પાકીટ લાવી આપું છું.' સુમતિબ્હેને તેને કહ્યું.

કુંદનરાય અંદર દાખલ થયો. તેણે આસપાસ દષ્ટિ કરી. સુમતિબ્હેન સિવાય બીજું કોઇ અહીં દેખાતું ન હતું. જે નોકર પોતે અહીં આવ્યાના ખબર આપવાને માટે ઉપર ગયો હતો, તે જોવામાં ન આવ્યો. કદાચ તે અંદરના ભાગમાં કામ કરતો હોય અથવા તો આ બાઇએ તેને બજારમાં કોઇ કામે પણ મોકલ્યો હોય. એ પ્રમાણે વિચાર કરતાં તેણે કહ્યું : 'ચાલો, હું પણ તમારી સાથે આવું. એ પાકીટ ઘણું કરીને તો રાવસાહેબના ટેબલ ઉપર અથવા તો જે ખુરસી પર હું બેઠો હતો તે ખુરસી પર પડયું હશે કિંવા તેની આસપાસ નીચે પડયું હશે.'

સુમતિબ્હેને તેના પોતાની સાથે ઉપર આવવા સામે કશો વાંધો લીધો નહિ. બંને જણાં દાદર પર ચડવા લાગ્યાં. તેઓ ઠેઠ ઉપર ચડયાં તે વખતે સુમતિબ્હેનના ડાબા બાવડામાં કાંઇક કાંટા જેવું ભોંકાયું હોય એમ તેમને લાગ્યું. તેમને થયું કે તેમણે ઓઢેલી સાડીમાં કોઇ ફાંસ ચોટી રહી હશે તે હાથમાં ભોંકાઇ હશે; અને તેથી જ્યાં લાગ્યું હતું તે સ્થળે હાથ મસળવા લાગ્યાં. બંને જણાં ઉપર ગયાં અને તેઓ જ્યોતિપ્રસાદની ઓફીસમાં દાખલ થયાં. સુમતિબ્હેને આસપાસ દષ્ટિ કરતાં કહ્યું: 'જુઓ, તમારૂં પાકીટ કયે સ્થળે છે? ટેબલ ઉપર તો લાગતું નથી.'

પરંતુ તેનો કુંદનરાયે શો જવાબ આપ્યો તે સુમતિબ્હેનના સાંભળવામાં આવી શકયું નહિ. એટલું જ માત્ર નહિ, પણ હવે તો તેમની આંખે અંધારાં પણ આવતાં હતાં. જાણે આખી ઓફીસ ફરતી હોય એમ તેમને લાગતું હતું. તેમને એક લથડીયું આવ્યું. કુંદનરાયે તુરત જ સુમતિબ્હેનને પકડી લીધી. અત્યારે તેનાં નેત્રો બંધ થઇ ગયાં હતાં.

કુંદનરાય સંભાળપૂર્વક તેને એક ખુરસી પાસે લઇ ગયો. તેની ઉપર તેને બેસારી. સુમતિબહેનના હોઠ ફફડતા હતા. તે કાંઇક બોલવાનો પ્રયત્ન કરતી હોય, એવું જણાતું હતું. પરંતુ કશો ઉચ્ચાર સમજાતો ન હતો. પછી તો તે બોલવું પણ બંધ થઇ ગયું. તેણે ખુરસીની પીઠ પર માથું નાંખી દીધું. ભારે શ્વાસપ્રશ્વાસ ચાલવા લાગ્યા. તે પૂરેપૂરી બેભાન બની ગઇ.

કુંદનરાયે ગજવામાંથી ઇંજેકશન આપવાને માટે ઉપયોગમાં લેવાય છે એવી લાંબી સોય કાઢી. આ સોયનો ઉપયોગ તેણે ક્ષણવાર પહેલાં કર્યો હતો. પણ ફરીથી તે જ હાથમાં તેણે સોય ભોંકી દીધી અને તેની અંદરનું દ્રવ્ય આ વખતે કાંઇક વધુ પ્રમાણમાં સુમતિબહેનના દેહમાં દાખલ કર્યું. પછી તેણે બારણું બંધ કરી દીધું. તે પોતે જે હેતુથી અહીં આવ્યો હતો, તે હેતુ સિદ્ધ થાય અને તેનું કાર્ય પતી જાય, ત્યાંસુધી આ બાઇ બેભાન રહે એવી તેની ઇચ્છા હતી.

આ દ્રવ્ય એવા પ્રકારનું હતું કે તે શરીરની અંદર દાખલ થતાં માણસને બેભાન બનાવી દે. અમુક સમય પછી એની અસર દૂર થઇ જતાં એ માણસ પુનઃ શુદ્ધિમાં આવી જાય, એટલું જ માત્ર નહિ પરંતુ પોતાને બેભાન બનાવેલ હોવાનો તેને ખ્યાલ પણ ન રહે. અને એ પહેલાં શું બન્યું હતું એનુ પણ તેને વિસ્મરણ થઇ જાય.

કુંદનરાયે સુમતિબહેનના બેભાન બનેલા દેહ તરફ આનંદ અને સંતોષપૂર્ણ દૃષ્ટિ ફેંકી અને ગજવામાંથી બે હાથમોજાં કાઢીને તેના બંને હાથ પર ધારણ કરી લીધાં.

તે રાવસાહેબ જ્યોતિપ્રસાદની ઓફીસમાં અમુક ચોક્કસ પ્રકારની શોધખોળ કરવા માગતો હતો. એટલે તે કાર્ય દરમ્યાન પોતાનાં આંગળાંની છાપ કોઇ પણ સ્થળે પડવી ન જોઇએ એવી તેની ઇચ્છા હતી.

* * *

જ્યોતિપ્રસાદ, અંજનકુમાર અને અરૂણને લઇ જતી મોટરગાડી પુસ્તકપ્રકાશક આર. એમ. ઉદાણીની દુકાન પાસે જઈને ઉભી રહી. આ દુકાન મોટી અને વિશાળ હતી. તેમાં નીચેના ભાગમાં ઉદાણી તરફથી પ્રગટ કરવામાં આવતાં તેમ જ બીજાં પુસ્તકો રાખવામાં આવતાં હતાં. એટલે છુટક ખરીદનાર ત્યાંથી એ પુસ્તકો ખરીદી શકે. બીજા માળ ઉપર બહારગામથી પુસ્તકો માટે આવતા ઓર્ડરોની વ્યવસ્થા કરવાનું કામ ચાલતું હતું, અને ત્રીજા માળ ઉપર આર. એમ ઉદાણીની ઓફીસ હતી.

અંજનકુમાર તથા અરૂણને નીચે મોટરમાં રાખીને જ્યોતિપ્રસાદ ઉદાણીની દુકાનમાં ગયો. ત્યાં તેણે તેની તપાસનો આરંભ નીચેથી જ કરી લીધો. પરંતુ તેની તપાસમાં તેને સફળતા મળી નહિ. આજે સવારે અને તે પછીથી દુકાનના કોઇ પણ માણસે મંજુલાને અહીં જોઇ ન હતી. તેઓ તેને ઓળખતા હતા, કારણ કે ઘણી વાર તે બકુલચંદ્રના કામકાજને અંગે અહીં આવતી હતી. ઉપરાંત જ્યોતિપ્રસાદને એ પણ માલૂમ પડયું કે 'ચમત્કારિક નવલકથા'ની હસ્તપ્રત પણ આ લોકોને મળી ન હતી.

નીચે ભોંયતળીએ અને પહેલે માળે તપાસ કરીને જ્યોતિપ્રસાદ ઉપલે માળે મી. ઉદાણીની પાસે ગયો. ત્યાં પણ મંજુલાના સંબંધમાં તેને નિષ્ફળતા જ મળી.

ઉદાણી જ્યોતિપ્રસાદને પિછાનતો હતો. એટલે તેની હકીકત સાંભળ્યા પછી તેણે કહ્યું : 'રાવસાહેબ ! મી. વસાણીનું ખુન થયાના સમાચારે મને ભારે આઘાત પહોંચાડયો છે. મેં તેમની ઘણી નવલકથાઓ પ્રગટ કરી છે. તેમનાં પુસ્તકો એકદમ ઉપડી જતાં હોઇ તેમાં મને કમાણી પણ સારી રહેતી હતી. વળી તેઓ એક સમર્થ નવલકથાકાર હોવા છતાં, તેમનું અમારી સાથેનું વર્તન સરળ અને

સીધું હતું હું આશા રાખું છું કે પોલીસ તેના ખૂનીને પકડવામાં સફળતા મેળવે. પરંતુ તેમની આ છેલ્લી નવલકથાની હસ્તપ્રત સંબંધમાં મને અત્યંત આશ્ચર્ય થાય છે. મને લાગે છે કે એ બાબતમાં કાંઇક ગોટાળો થવા પામ્યો છે.'

તે ક્ષણવાર જ્યોતિપ્રસાદની સામે જોઇ રહ્યો અને પછી પુનઃ બોલ્યો: 'એ હસ્તપ્રત અમારે માટે અત્યંત કિંમતી છે, પરંતુ તે અમને જ ઉપયોગની છે: બીજાને તે કશા કામની નથી. કારણ કે કોઇ બીજો પ્રકાશક એવી રીતે કોઇ લેખકના પુસ્તકની હસ્તપ્રતની ચોરી કરીને પ્રગટ કરવાનું સાહસ ખેડે એમ હું માનતો નથી. મારે માટે તો આ હસ્તપ્રત બે રીતે વધારે કિંમતી છે. એક તો એ કે મી. વસાણીનાં પુસ્તકો સારા પ્રમાણમાં ખપે છે, અને બીજી વાત એ છે કે તેમનું ખૂન થવા પામ્યું તે પહેલાં જ આ છેલ્લું પુસ્તક લખાયેલું હોઇ, આ પુસ્તક પ્રગટ થતાં લોકોમાં ભારે સનસનાટી ફેલાય, તેની નકલો ચપોચપ ઉપડવા લાગે અને તેથી તેની નવી આવૃત્તિ પણ થોડા સમયમાં પ્રગટ કરવાની તક મળી શકે. જો એ હસ્તપ્રત ગૂમ થઇ—' તેણે ટેબલ પર જોરથી હાથ પછાડયો અને કહ્યું: 'નહિ. રાવસાહેબ ગમે તેમ કરીને પણ એ હસ્તપ્રત તો પાછી મેળવવી જ જોઇએ.'

'મી. ઉદાણી! વસાણીની નવલકથાની હસ્તપ્રત લઇને આવનાર મંજુલાનું અપહરણ થવા પામ્યું છે. તેની સલામતીને માટે મને ચિંતા છે અને તેનો પત્તો મેળવવાનું કાર્ય મેં મારે માથે લીધું છે.' જ્યોતિપ્રસાદે ઉભા થતાં કહ્યું: 'પરંતુ તેની સાથોસાથ આ ગૂમ થએલા પુસ્તકનો પત્તો મેળવવાનો પણ હું પ્રયત્ન તો કરવાનો જ છું. કેમકે જો એ પુસ્તકનો પત્તો મળે તો તે મંજુલાને શોધી કાઢવામાં ઉપયોગી તત્ત્વ બની શકે.'

'રાવસાહેબ! આ ઘટનાની પાછળનું રહસ્ય શું છે?' તેની સામે વેધક દૃષ્ટિએ જોતો ઉદાણી બોલ્યો: 'મને એમ લાગે છે કે આમાં કોઇ ભારે રહસ્ય સમાએલું છે. તમે મને બધી વાત કરી

નથી, પરંતુ હું એટલું તો સમજી શકું છું કે જો એક છોકરીના અપહરણની સામાન્ય બાબત હોત કિંવા એકાદ પુસ્તકની હસ્તપ્રત ગૂમ થવા જેવી સાધારણ ઘટના હોત તો તમે તેની તપાસમાં કદી પણ પડયા ન હોત. વળી આ હસ્તપ્રત ગૂમ થાય છે, એ જરીક નવાઇ તો ઉપજાવે છે.'

'મને પણ તમારા જેટલી જ નવાઇ લાગે છે. પરંતુ હજી સુધી હું તેની ભીતરનું રહસ્ય જાણી શકયો નથી.' જ્યોતિપ્રસાદે જવાબ આપ્યો.

ઉદાણીની દુકાનની બહાર રસ્તા પર એક બાજુએ મોટર હતી. તેની અંદર અરૂણ અને અંજનકુમાર તેની રાહ જોતા હતા. તે તેમની નજીક ગયો એટલે અંજનકુમારે પૂછ્યું: 'કેમ કાંઇ બાતમી મળી?'

'કશી પણ નહિ.' જ્યોતિપ્રસાદે જવાબ આપ્યો.

તેણે રસ્તાની બેઉ બાજુએ આગળ અને પાછળ દૃષ્ટિ કરી. આ રસ્તા પર સામસામે કેટલીક દુકાનો તથા ઓફીસો આવેલી હતી. તે મનમાં કાંઇક ગણત્રી કરતો એ દુકાનો અને ઓફીસોનું નિરીક્ષણ કરી રહ્યો હતો.

થોડી વારે તે અંજનકુમારને ઉદ્દેશીને બોલ્યો: 'જુઓ, આ રસ્તાને પેલો રાજમાર્ગ સાંધે છે. એ રાજમાર્ગ ઉપર થઇને ચામર રોડ પરથી નીકળેલી મોટરબસ સજ્જન સ્ટ્રીટ તરફ જાય છે. હવે જો મંજુલા વસાણીની હસ્તપ્રત ઉદાણીને આપવા માટે તેની દુકાને જવાની હોય તો તેણે આ રસ્તાના નાકા ઉપર મોટરબસનું સ્ટેન્ડ છે તે સ્થળે ઉતરી જવું જોઇએ. ત્યાંથી તે ચાલતી ઉદાણીની દુકાને પહોંચે. અટલે કે મોટરબસના સ્ટેન્ડથી ઉદાણીની દુકાન સુધીના રસ્તામાં તેનું અપહરણ થએલું હોવું જોઇએ. તે સાથે એટલું પણ ખરૂં કે સ્ટેન્ડથી આ તરફ આવતાં જે જગ્યાએ તેનું અપહરણ થવા પામ્યું હોય ત્યાંસુધીમાં વચ્ચે આવેલી બેઉ બાજુની દુકાનો અને ઓફીસો માંહેના કોઇ માણસે તેને જોએલી પણ હોવી જોઇએ.'

તે અરૂણ તરફ ફર્યો અને તેને ઉદ્દેશીને બોલ્યો: 'આ તપાસ થકવનારી અને કંટાળાભરી છે ખરી, છતાં આપણને કાંઇક જાણવાનું

મળી શકશે. ચાલો આપણે બેઉ બાજુની દરેક દુકાન અને ઓફીસ પર પૂછપરછ કરી જોઇએ. અંજનકુમાર! મંજુલા સવારે આ તરફ આવવાને નિકળી એ વખતે તમે તેને જોઇ હતી. એટલે તે વખતના તેના દેખાવનું તમે બરાબર વર્ણન કરો. તેણે શો અને કેવો પોષાક પહેર્યો હતો તે જણાવો.'

અંજનકુમારે મંજુલાના પોષાકનું વર્ણન કર્યું. એ પછી તેમણે જ્યોતિપ્રસાદે સૂચવ્યા પ્રમાણેની તપાસનો પ્રારંભ કર્યો. પાંચ સાત સ્થળોએ તો તેમને નિષ્ફળતા મળી. પરંતુ ઉદાણીની દુકાનની સામેની બાજુમાં તેની બરાબર સામે નહિ પણ આ રસ્તો રાજમાર્ગ તરફ જતો હતો, એ બાજુએ એક શિલ્પશાસ્ત્રીની ઓફીસ હતી. એ ઓફીસનો પટાવાળો પ્રવેશદ્વાર પાસે એક સ્ટૂલ પર બેઠો હતો. તેને પૂછતાં, જ્યોતિપ્રસાદે મંજુલાનું વર્ણન કરેલું તેવા પોષાક અને દેખાવવાળી સ્ત્રીને તેણે આજે સવારે જોએલી હોવાનું તેને યાદ આવ્યું. સવારે મંજુલા જે વખતે અહીં આવી પહોંચવાનો સંભવ હતો, તે જ સમયે આ પટાવાળાએ તેને રસ્તા પર ચાલતી જોઇ હતી. તેણે કહ્યું: 'હા, સાહેબ! એ સ્ત્રીને મેં જોઇ હતી. તેના હાથમાં એક નાનું કાગળનું બંડલ પણ હતું.'

જ્યોતિપ્રસાદે પૂછ્યું: 'તેની તરફ તમારૂં ધ્યાન કેવી રીતે ખેંચાયું?'

'સાહેબ! સામી બાજુએ એક મોટરકાર ઉભી હતી. એ મોટરકાર ઉપર મારી નજર હતી અને તેની પાસે એ સ્ત્રી આવી એટલે તે પણ મારી દૃષ્ટિએ પડી.'

'મોટરકાર! એ કોની ગાડી હતી અને કેવી હતી?' જ્યોતિપ્રસાદે ઉતાવળો પ્રશ્ન કર્યો.

'એ બાઇ અહીં આવી તે પહેલાંથી જ મોટર એ સ્થળે ઉભી હતી.' પટાવાળાએ ખુલાસો કર્યો: 'એ લીલી મોટર હતી, તેમાં એક માણસ આગલી બેઠક પર સ્ટીઅરીંગ વ્હીલ પાસે બેઠો હતો. બે જણા અંદરના ભાગમાં બેઠા હતા. સામાન્ય રીતે આવી સ્થિતિમાં કોઇ પણ મોટર એક સ્થળે લાંબો વખત રોકાય નહિ. એટલે અને

વિચાર થએલો કે આ મોટર શા માટે અહીં રોકાઈ હશે ? અને તેથી કેવળ જીજ્ઞાસાની ખાતર એ મોટર તરફ હું નજર રાખી રહ્યો હતો. થોડી વાર પછી આપે જણાવ્યું તે પ્રમાણેનો પોષાક ધારણ કરેલી એક સ્ત્રી રાજમાર્ગ તરફથી આ બાજુએ આવી.'

'અને પછી શું બન્યું ?' અંજનકુમારે પ્રશ્ન કર્યો.

'તે સામી બાજુના ફુટપાથ પર ચાલતી હતી. તેના હાથમાં એક કાગળનું બંડલ હતું. એ ઉપરથી મને એમ લાગેલું કે કદાચ તે ઉદાણી સાહેબની દુકાને જતી હશે. એ વખતે લીલી મોટરમાં બેઠેલા બે માણસોમાંથી એક માણસ અંદરથી બહાર નિકળી એ બાઈની પાસે ગયો, તેની સાથે કાંઈ વાત કરવા લાગ્યો. પછી તો મને લાગ્યું કે તેઓ એ બાઈની જ રાહ જોતા હોવા જોઈએ. કારણ કે તે બાઈ તેમની સાથે ચાલી ગઈ.'

'એટલે તમારૂં એમ કહેવું છે કે એ લોકો તે બાઈને મોટરમાં લઈ ગયા ?' જ્યોતિપ્રસાદે પૂછ્યું.

'હા સાહેબ ! એમ જ.'

'એ બાઈ રાજીખુશીથી મોટરની અંદર દાખલ થઈ હોય, એવું તમને લાગ્યું હતું ખરૂં ?' જ્યોતિપ્રસાદે સવાલ કર્યો.

'એ હું બરાબર કહી શકતો નથી. કારણ કે મેં તેને મોટરની અંદર દાખલ થતી જોઈ ન હતી.' પટાવાળાએ જણાવ્યું: એ જ વખતે મારા શેઠે બોલાવ્યાથી હું અંદર ગયો હતો. બહાર આવ્યા પછી મેં મોટરને પસાર થતી જોઈ. એ બાઈ તેની અંદર હતી અને તે કોઈની તરફ હાથ હલાવતી હોય, એવું મારા જોવામાં આવ્યું હતું. પરંતુ તે બહાર રસ્તા પર ઉભેલા કયા માણસ તરફ જોઈને હાથ હલાવતી હતી તે હું કહી શકતો નથી.'

'તે કોઈની તરફ હાથ હલાવતી હતી કે પછી અંદર બેઠેલા આતતાયીઓના પંજામાંથી છૂટવાને માટે પ્રયત્ન કરતી હતી ?' જ્યોતિપ્રસાદે પૂછ્યું.

આ પ્રશ્ન સાંભળીને પટાવાળો તેની સામે આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યો.

'મેં તો એમ માનેલું કે રસ્તા પર એ બાઇનો કોઇ ઓળખીતો ઉભો હશે, તેની સામે તે હાથ હલાવતી હશે. પણ તમે આવો પ્રશ્ન—'

'કાંઇ નહિ. એ બાબત તમારે જાણવાની જરૂર નથી. વારૂ, તે મોટરનો નંબર તમારા જોવામાં આવ્યો હતો?'

'ના સાહેબ, એટલે કે મેં નંબર જોએલો પણ તે નંબર યાદ રાખવાનું મને કોઇ કારણ ન હતું.'

'એ મોટર કઇ બનાવટની હતી? તમે તેના દેખાવનું, તેમ જ તેની અંદર બેઠેલા માણસોનું પણ તમને યાદ હોય તે રીતે બરાબર વર્ણન કરો.'

પટાવાળાએ તેને ખ્યાલ હતો તેવી રીતે એ મોટરનું વર્ણન કર્યું. પરંતુ તે બહુ ઉપયોગમાં આવે તેવું ન હતું. એ લીલા રંગની બેઠા ઘાટની બંધ મોટર હતી. કઇ બનાવટની હતી તેનો ખ્યાલ આ માણસને ન હતો. એવી મોટરો તો ચંદ્રનગરમાં સેંકડો ફરતી હોય. તેની અંદર બેઠેલા માણસોનું તેણે કરેલું વર્ણન પણ એટલું જ અસ્પષ્ટ અને અર્થહીન હતું. એ ત્રણમાંથી એક માણસે યુરોપિયનના જેવો પોષાક પહેર્યો હતો અને તેના મસ્તક ઉપર કાળી બનાતની નરમ હેટ હતી. મોટરનો હાંકનાર શોફરના યુનિફોર્મમાં હતો. બસ આટલું જ તે માણસ કહી શકયો.

જ્યોતિપ્રસાદે કહ્યું: 'હું એ મોટરનો પત્તો મેળવવા માગું છું. એટલે તમે જરીક વિચાર કરીને મને કહો કે તમે તેનું જે વર્ણન કર્યું તે ઉપરાંત તેના બહારના દેખાવમાં કોઇ વિશિષ્ટતા હતી?'

પટાવાળો થોડી વાર વિચારમાં પડી ગયો. છેવટે તેણે કહ્યું: 'હા સાહેબ, મને એક બાબત યાદ આવે છે. તે મોટરના આગલા મડગાર્ડને સહેજ ઇજા થવા પામી હતી. એટલે કે તે સહેજ દબાઇ ગયો હતો. કારણ કે એ મોટર પહેલાં આ તરફ આવતી હતી ત્યારે વખતે એક માણસ જાતજાતનાં ફળથી ભરેલી લારી લઇને જતો

હતો તેની સાથે અથડાઇ હતી. એ બનાવને લીધે જ એ મોટર તરફ સૌથી પહેલાં મારું ધ્યાન ખેંચાયું હતું. કારણ કે મોટર અથડાવાને લીધે લારીમાંથી નારંગી, મોસંબી અને બીજાં ફળો જમીન ઉપર પડી ગયાં હતાં. લારીવાળો ફેરીઓ એ ફળો જમીન પરથી એકઠાં કરતો હતો, આ લોકોને પુષ્પાંજલી આપતો હતો અને પોલીસમાં જાહેર કરવાની ધમકી પણ આપતો હતો. પરંતુ એ વખતે મોટરમાં બેઠેલા યુરોપિયન પોષાકવાળા માણસે ફેરીયાના હાથમાં પાંચ રૂપીયાની નોટ મૂકી અને તેની સાથે સમાધાન કરી લીધું. એ વેળાએ મારા જોવામાં આવેલું કે લારી સાથે અથડાવાને કારણે મોટરના મડગાર્ડને ઇજા થવા પામી હતી.'

'લીલા રંગની, બેદા ઘાટની બંધ મોટર અને તેના આગલા મડગાર્ડને સહેજ ઇજા થએલી છે.' આંગળી ઉપર ગણત્રી કરતો અંજનકુમાર બોલ્યો: 'પરંતુ એનો શો અર્થ? એવી તો અનેક મોટર અહીં ફરતી હશે. કેટલી યે મોટરોના મડગાર્ડ ઇજા પામેલા હશે.'

'રહો, એમ આકળા ન થાઓ.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'આ બિના આપણને ઉપયોગી થાય તેવી છે. કારણ કે તે મોટર ફળ વેચનાર ફેરીઆની લારી સાથે અથડાઇ હતી.' અને પછી તે આ પટાવાળાની સામે ફરી તેને ઉદ્દેશીને બોલ્યો: 'મોટરની સાથે અથડાવાથી એ ફેરીઆને અથવા તો તેની લારીને કાંઇ ઇજા થઇ હતી ખરી?'

'ના જી, એને કાંઇ બહુ ઇજા થઇ ન હતી. તેણે જમીન પર વેરાએલાં ફળો વીણીને લારીમાં ભરી દીધાં અને મોટરવાળા પાસેથી તેને પાંચ રૂપીઆ મળેલા એટલે તે તેની લારી લઇને ચાલ્યો ગયો.'

'તમે એ ફેરીઆને ફરીથી જુઓ તો ઓળખો ખરા?'

'હા સાહેબ, હું કદાચ તેને ઓળખું ખરો.' પટાવાળાએ જવાબ આપ્યો.

ત્યારબાદ જ્યોતિપ્રસાદે એ ફેરીઆના દેખાવ અને પોષાકનું વર્ણન કરવાનું તેને કહ્યું. તેના જવાબમાં પટાવાળાએ જણાવ્યું કે: ‘ એ ફેરીઓ મુસલમાન હતો. તેણે લેંઘો અને ખમીસ પહેર્યાં હતાં. તેના માથે લાલ ટોપી હતી. ’

હવે આ માણસને કશું પૂછવા જેવું લાગ્યું નહિ, એટલે જ્યોતિપ્રસાદે તેના હાથમાં બક્ષીસ તરીકે એક રૂપીઓ મુક્યો, અને તેઓ જ્યાં તેમની મોટર રાખી હતી તે તરફ જવાને માટે ચાલી નિકળ્યા.

રસ્તામાં ચાલતાં અંજનકુમાર બોલ્યો : ‘ આ માણસે આપેલી માહિતી આપણને ઉપયોગી બને એમ મને તો લાગતું નથી. ’

‘ ઉપયોગી નહિ બને એમ કહો છો ? ’ જ્યોતિપ્રસાદ બોલ્યો : ‘ અરે આ તો આપણને બહુ જ કિંમતી માહિતી મળી છે. તમને એટલો તો ખ્યાલ આવી શકયો હશે કે ફેરીયાએ જરૂર મોટરનો નંબર યાદ રાખી લીધેલો હોવો જોઇએ. કારણ કે તે મોટર તેની લારી સાથે અથડાઇ હતી. એટલે તેની વિરૂદ્ધ પોલીસમાં ફરિયાદ કરવી હોય તો મોટરના નંબરની તેને ખાસ જરૂર પડે. વારૂ, એ ફેરીયાને આપણે શોધી કાઢવો જોઇએ. એ કાંઇ મોટી મુશ્કેલીની વાત નથી. આપણે ત્યાં આવી લારી ચલાવતા તમામ ફેરીયાઓને લાયસન્સ લેવાં પડે છે. પોલસ પાસેથી એવાં લાયસન્સ ધરાવનાર તમામ ફેરીયાઓની યાદી આપણને મળી શકશે. તે યાદીમાંથી આ માણસનો પત્તો આપણે લગાડી શકીશું.’

એ પછી તે અરૂણને ઉદ્દેશીને બોલ્યો : ‘ એ ફેરીયાનો પત્તો લગાડવાનું કાર્ય હું તને સુપ્રત કરૂં છું. એ કામ જરીક મહેનતનું અને વખત લગાડે એવું છે ખરૂં, પરંતુ મારી ખાતરી છે કે છેવટે તને તેમાં સફળતા મળશે અને પછી જે મોટરમાં મીસ મંજુલાનું અપહરણ કરીને લઇ જવામાં આવી છે, તે મોટરનો નંબર આપણે એ ફેરીઆ પાસેથી મેળવી શકીશું. ’

‘ જરૂર, રાવસાહેબ ! ’ અરૂણ ઉત્સાહપૂર્વક બોલ્યો : ‘ હું એ ફેરીયાનો પત્તો મેળવી આપીશ. ’

જ્યોતિપ્રસાદે કાંડા ઉપરની ઘડિયાળ સામે જોયું અને કહ્યું : 'હું બનતાં સુધી આવતી કાલે સાંજ પહેલાં અહીં ચંદનગર આવી પહોંચીશ. હું અહીં આવું તે પહેલાં જો તું એ લીલી મોટરનો નંબર મેળવી શકે તો પોલીસ સુપરિન્ટેન્ડન્ટને મળીને તે નંબરવાળી મોટરના માલિકનો પત્તો મેળવજે, અને જરૂર પડે તો મારૂં નામ આપીને મીસ મંજુલાનું અપહરણ કરવાના આરોપસર તેને ગિરફતાર કરાવજે. જો તે દરમ્યાન તું નહિ મેળવી શકયો હોઇશ તો હું કાલે આવીશ ત્યારે આપણે—'

'તમે અત્યારે કયાં જવાના છો ?' અરૂણે પૂછ્યું.

'હું કદમપુર જાઉં છું.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'જે મકાનમાં લક્ષ્મીનંદન વસાણીનું ખૂન થવા પામ્યું છે, એ 'બદામી વીલા'ની મુલાકત લેવાની મારી ઇચ્છા છે. બનવાજોગ છે કે આ ફેરીયાનો પત્તો આપણને ન મળે અને કદાચ પત્તો મળે તો તેની પાસેથી મોટરનો નંબર મળી જ શકશે એમ આપણે ચોક્કસપણે ન કહી શકીએ. એટલે તું એ તપાસ કરે એ દરમ્યાન હું અહીં નકામો બેસી રહું તે કરતાં મારી રીતે તપાસ કરવાનું મને યોગ્ય લાગે છે. 'બદામી વીલા'માં જઇને મી. વસાણીના ખૂનીનો પિછો લેવાથી તેમની નવલકથાના પુસ્તકને હસ્તગત કરનાર કોઇ માણસ અથવા માણસોની બાતમી મળી શકવાનો સંભવ છે. એટલે હું અત્યારે જ ત્યાં જવાનું પસંદ કરૂં છું.' તે અંજનકુમાર તરફ ફરીને બોલ્યો : 'તમે મારી સાથે કદમપુર આવો છો ? અરૂણ તો આ તપાસને માટે અહીં જ રોકાશે. એટલે જો તમને અવકાશ હોય અને તમે મારી સાથે આવો તો મને તમારી સંગતિનો લાભ મળશે.'

'હું જરૂર આવીશ.' અંજનકુમારે કહ્યું : 'હું મારી મોટર લઇ આવું અને પછી આપણે મારી મોટરમાં જ કદમપુર જઇએ.'

'તે વધારે સારૂં.' જ્યોતિપ્રસાદે સ્વીકાર્યું : 'અરૂણ ! ત્યારે હવે આપણી મોટર તું તારા ઉપયોગમાં રાખી લે. વારુ, ચાલો આપણે,

અહીંથી પોલીસ કચેરીએ જઈએ. મારે પણ ત્યાં થોડુંક કામ અંજનકુમાર તમે તમારી મોટર લઈને પોલીસ કચેરીએ આવ ત્યાંથી આપણે સીધા કદમપુર જવાને માટે ઉપડીશું.'

'બહુ સારૂ, હું હમણાં જ આવી પહોંચુ છું.'

*　　*　　*

## ૧૭ : બળવંતરાયનો પરિચય

આપણે જાણીએ છીએ કે ચામર રોડ ઉપરનાં મકાનમાં જે ખંડમાં મંજુલા રહેતી હતી, તેની નીચેનો ખંડ અંજનકુમારે ભાડે રાખ્યો હતો. એ તો તેણે માત્ર પોતાનો અમુક હેતુ સિદ્ધ કરવાને માટે થોડા સમયને સારૂ કામચલાઉ ભાડે રાખ્યો હતો. તેનો પોતાનો બંગલો તો બંદર રોડ ઉપર આવેલો હતો. જ્યોતિપ્રસાદથી છૂટો પડી એક ટેક્ષી ભાડે કરીને તે તેના બંગલે ગયો અને ત્યાંથી તેની મોટરમાં પોલીસકચેરીએ પહોંચી ગયો. જ્યોતિપ્રસાદ તેની રાહ જ જોતો હતો. એટલે બંને જણા કદમપુર જવાને માટે મોટરમાં રવાના થયા.

અત્યારે અંધકારનું સામ્રાજ્ય પથરાઇ ગયું હતું. ચંદ્રનગર વીજળીના પ્રકાશથી જળાહળા બની ગયું હતું. તેની વચ્ચે થઇને પસાર થતી મોટર પશ્ચિમ તરફના દરવાજાની બહાર નિકળી એસ્ફાલ્ટના બાંધેલા રસ્તા પર આગળ વધવા લાગી. અંજનકુમાર મોટર હાંકતો હતો. જ્યોતિપ્રસાદ તેની બાજુમાં બેઠો હતો અને મોટરની અંદરની વીજળીની બત્તીના પ્રકાશમાં તે એક ટાઇપરાઇટરથી ટાઇપ કરેલો કાગળ વાંચી રહ્યો હતો. આ કાગળ તે પોતાની સાથે પોલીસકચેરીમાંથી લાવ્યો હતો.

આ પ્રમાણે વાંચવામાં મશગુલ બનેલા જ્યોતિપ્રસાદ તરફ અંજનકુમાર અવારનવાર જોતો હતો. છેવટે તેની જીજ્ઞાસાવૃત્તિ તીવ્ર બની અને તેણે પ્રશ્ન કર્યો : 'તમે એ શું વાંચો છો ?'

જ્યોતિપ્રસાદ બેઠક પર આડે પડખે થયો. ગજવામાંથી સીગારેટની ડબી કાઢી, એક સીગારેટ અંજનકુમારને આપી અને બીજી પોતે સળગાવી. પછી તેણે અંજનકુમારના પ્રશ્નનો ઉત્તર આપ્યો : 'મારે ત્યાં લક્ષ્મીનંદન વસાણીનો સેક્રેટરી કુંદનરાય આવ્યો હતો. તેણે સૂચવ્યું હતું કે દિલીપનગર સેન્ટ્રલ જેલમાંથી નાસી છુટેલો કેદી બળવંતરાય મી. વસાણીનો ખૂની હોવો જોઇએ. તે તમને યાદ તો હશે જ. વારૂ, એ વખતે મેં તેને જણાવ્યું હતું કે તેની એ શંકાને માટે

કોઈ ચોક્કસ અને મજબૂત આધાર નથી. તેમ છતાં પણ બળવંતરાયે મી. વસાણીનું ખૂન કર્યું હોય એ બાબતની સંભવિતતાને મેં તદ્દન ઉવેખી દીધી ન હતી. એટલા માટે જ હું પોલીસકચેરીએ ગયો હતો. ત્યાં તેમના દફતરમાંથી બળવંતરાય દેવીપ્રસાદના સંબંધમાં જે કાંઈ માહિતી મળી શકી તેની મેં નોંધ કરાવી લીધી છે. એ નોંધ અત્યારે હું વાંચતો હતો. જુઓ, આ એ માણસનો ફોટો છે.' તેણે એ ફોટો અંજનકુમારની સામે ધર્યો.

અંજનકુમારે મોટરના સ્ટીઅરીંગ વ્હીલ ઉપર કાબૂ રાખીને ફોટા તરફ દૃષ્ટિ કરી. કાગળ ઉપર મથાળે એક બાજુએ ફોટો ચોડ્યો હતો. તેમાં મસ્તક અને કેડ સુધીનો ભાગ દેખાતો હતો. આ માનવીનો ચહેરો પાતળો છતાં મજબૂત અને મુખ કરડું તથા હડપચી સહેજ ઉપસેલી દેખાતી હતી. સામાન્ય રીતે તેનો દેખાવ ખરાબ ન હતો.

'દેખાવે તો આ માણસ ખડતલ લાગે છે.' અંજનકુમારે કહ્યું: 'આ માણસે શું કોઈનું ખૂન કર્યું હતું?'

'હા, એ કિસ્સો તે વખતે શ્યામપુર ખૂન કેસ નામથી જાણીતો બન્યો હતો.' જ્યોતિપ્રસાદે જણાવ્યું: 'અગાઉ અખબારોમાં મેં એ કેસ વાંચ્યો હતો, પરંતુ અત્યારે આ નોંધ વાંચીને હું તેની વિગતોને લગતી મારી સ્મરણશક્તિને તાજી બનાવતો હતો. કેટલીક બાબતોમાં આ કેસ મને જરીક વિલક્ષણ લાગે છે.'

'શું બન્યું હતું? મને એ કિસ્સાની ખાસ માહિતી નથી.'

'એમ જણાવવામાં આવે છે કે આ બળવંતરાયે યમુનાબાઈ નામની એક શ્રીમંત સ્ત્રીનું ખૂન કર્યું હતું. તે વિધવા હતી. તેનો પતિ સ્થાવર તથા જંગમ મિલકત મળીને મોટી કિંમતનો વારસો તેને સુપ્રત કરી ગયો હતો. તે શ્યામપુરમાં રહેતી હતી. બળવંતરાય અમુક પેઢીએ તેનો કુટુંબી થતો હતો. એટલે કે સગપણને હિસાબે તે બળવંતરાયની કાકી થતી હતી. બીજી તરફથી એક મુદ્દો લક્ષમાં લેવા જેવો છે. બળવંતરાયને અને તેને અમુક પેઢીઓનું અંતર હતું, તથાપિ એક રીતે જોઈએ તો બળવંતરાય તેનો નજીકનો

વારસદાર હતો. એટલે એ બાઇના મૃત્યુથી તેની તમામ મિલકત બળવંતરાયને મળે તેમ હતી. તે ખાનદાન કુટુંબનો હતો, સારી કેળવણી પામેલો હતો, પરંતુ કેટલાંક વરસો પહેલાં તે કુસંગતિને કારણે આડે રવાડે ચઢી ગયો હતો. એક વાર તેણે એક ચેક ઉપર બનાવટી સહી કરીને પૈસા મેળવેલા તે ઉપરથી તેને સજા થવા પામી હતી. તથાપિ તે તુરંગમાંથી છૂટો થઇને ઘેર આવ્યો અને તેણે પશ્ચાત્તાપ કરવાથી યમુનાબાઇએ તેની ઉપર રહેમ દર્શાવી તેને પોતાની સાથે રાખ્યો. યમુનાબાઇ તરફથી તેના ખર્ચ માટે તેને સારી રકમ મળતી હતી. વળી મેં કહ્યું તે પ્રમાણે યમુનાબાઇએ કરેલા વિલમાં બળવંતરાયને જમીન, જાગીર તથા મોટી રકમ આપવાનું જણાવવામાં આવ્યું હતું.'

અંજનકુમાર વચ્ચે બોલ્યો: 'યમુનાબાઇની તેની તરફની આટલી ભલમનસાઇ હોવા છતાં બળવંતરાય તેનું ખૂન કરવાને તત્પર થયો એ તો ઘણું જ ખરાબ!'

'બેશક, તેનું એ વર્તન તિરસ્કારને પાત્ર જ ગણાવું જોઇએ. જ્યારે આ ખૂનનો બનાવ બન્યો તે વખતે તે શ્યામપુરમાં તેની કાકીની સાથે જ રહેતો હતો. એક દિવસે યમુનાબાઇ તેના બિછાનામાં મૃત્યુ પામેલી જોવામાં આવી. તેના માથાને છુંદી નાંખવામાં આવ્યું હતું. એવું પણ જાહેરમાં આવ્યું કે આગલી સાંજે બળવંતરાયને તેની કાકી સાથે ઝઘડો થયો હતો. યમુનાબાઇના નોકરોએ તેમને ઝઘડતાં સાંભળ્યાં હતાં. ઝઘડાનું કારણ એ હતું કે યમુનાબાઇની પ્રબોધચંદ્ર સાથેની મિત્રતા બળવંતરાયને ગમતી ન હતી. એ પ્રબોધચંદ્ર અમુક સમય થયા યમુનાબાઇની નજીકમાં રહેવાને આવ્યો હતો. તે હિપ્નોટીઝમની તથા યોગની કેટલીક કળાઓ જાણતો હતો. કેટલાક સમયથી યમુનાબાઇ જ્ઞાનતંતુના દરદથી પીડાતી હતી. તેથી લગભગ અશક્ત અને અપંગ જેવી બની ગઇ હતી. એ સ્થિતિમાં આ પ્રબોધચંદ્રે તેના પ્રાણવિનિમયના પ્રયોગદ્વારા તેને કેટલેક અંશે રાહત આપેલી હોઇ, યમુનાબાઇની તેની ઉપર શ્રદ્ધા બેઠી હતી. અને એ કારણે

તેમની વચ્ચે ગાઢ મૈત્રી બંધાઇ હતી. અદાલતમાં કેસ રજુ થએલો તે વખતે ફરિયાદ પક્ષ તરફથી એવી દલીલ કરવામાં આવી હતી કે પ્રબોધચંદ્રે યમુનાબાઇ તરફ દર્શાવેલી દિલસોજી અને તેની અસ્વસ્થ શારીરિક સ્થિતિમાં આપેલી રાહતના બદલામાં યમુનાબાઇ તેને પોતાની મિલકતનો મોટો ભાગ આપી દેશે, અને એ બાબતનો તેના વસીયતનામામાં ફેરફાર કરશે એવી બળવંતરાયને બીતિ હતી; એટલે તે વસીયતનામામાં કશો પણ ફેરફાર કરી શકે તે પહેલાં જ તેનો અંત લાવી દેવાનો બળવંતરાયે નિર્ણય કર્યો હતો. ખૂન થયું તે વખતે એવો દેખાવ કરવામાં આવ્યો હતો કે કોઇ ગણુક-ગીર ઘરફોડ ચોરી કરવાને માટે આવ્યો હોય, તેમાં અંતરાય આવતાં તેણે યમુનાબાઇનું ખૂન કર્યું હશે એવું પ્રથમ દૃષ્ટિએ જોતાં કોઇને લાગી આવે. પરંતુ તેની બરાબર તપાસ કરતાં એ દેખાવ કેવળ બનાવટી હોય એમ જણાઇ આવ્યું હતું. બળવંતરાયની ટ્રંક-માંથી લોહીના ડાઘાવાળી એક લોઢાની હથોડી મળી આવી હતી. આવો મજબૂત પૂરાવો મળ્યા પછી એ દેખીતું છે કે બળવંતરાય પોતે નિર્દોષ હોવાની ગમે તેટલી વાતો કરે છતાં પણ કોઇને તેના શબ્દો ઉપર વિશ્વાસ ન જ બેસે.'

'પરંતુ તો પછી તેને ફાંસીની સજા કેમ ન થઇ?'

'કાયદાની કાંઇક બારીકીને લીધે એમ બનવા પામ્યું હતું. સર-ન્યાયાધીશે તો તેને ફાંસીની સજા જ કરી હતી, પરંતુ એ વખતે તેણે તેના તૈયાર કરેલા ફેંસલામાં અમુક લખાણમાં ભૂલ કરી દીધી હતી, અને તેથી આ કેસ જ્યારે હજુર ઓપીલમાં ગયો, ત્યારે ફાંસીને બદલે જન્મટીપની સજા કરવામાં આવી. બળવંતરાય એટલો ભાગ્યશાળી ગણાય ખરો.'

'હા, ભાગ્યશાળી તો ખરો જ. મને તો એ કેસ સ્પષ્ટ અને સીધો લાગે છે. છતાં તમે તે જરીક વિલક્ષણ છે, એમ શા ઉપરથી કહો છો?'

'આ બળવંતરાયની ઉમર અત્યારે ત્રીસ વર્ષની હશે. પેલો પ્રબોદચંદ્ર તેના કરતાં ઘણી મોટી ઉમરનો છે. એ પ્રબોધચંદ્રને ગંજીપાની એક રમતનો શોખ છે. અંગ્રેજીમાં એ રમતને 'પેશન્સ' અથવા 'સોલીટેર' કહે છે. એ રમત એવા પ્રકારની હોય છે કે એક જ માણસ ગંજીપાના પાના વડે રમી શકે છે. તેણે એ રમત યમુનાબાઇને પણ શીખવી હતી. કારણ કે યમુનાબાઇ હરીફરી શકતી ન હતી, કયાંય બહાર જઇ શકતી ન હતી, એકાંતમાં જીવન વિતાવતી હતી. તેની એ એકાંતિક અવસ્થામાં તેનું મન પ્રસન્ન રહે એ હેતુથી પ્રબોધચંદ્રે તેને આ રમત શીખવી હતી. એ ગંજીપાનું પાનું સામાન્ય ગંજીપા કરતાં નાનું હોય છે. અને અદાલતમાં એવું જાહેર થયું હતું કે જે હથોડી વડે યમુનાબાઇનું ખૂન થયું હતું, તે હથોડીની સાથે એ ગંજીપાનું પાનું પણ બળવંતરાયના ટ્રંકમાંથી મળી આવ્યું હતું. બળવંતરાયે પ્રતિજ્ઞાપૂર્વક કહેલું કે તેને એ રમતનું જ્ઞાન નથી, તેની પાસે એવો કોઇ ગંજીપો પણ નથી અને તેની ઉપર આ ભયંકર આરોપ સિદ્ધ કરવાને માટે હથોડી તેની ટ્રંકમાં મૂકવામાં આવેલી તે વખતે એ હથોડીની સાથે ગંજીપાનું પાનું પણ આવી ગયું હશે. એ મુદ્દો જરીક વિચારવા જેવો ખરો. કારણ કે એ પાનું તેની ટ્રંકમાં કેવી રીતે આવ્યું ? તેનો ઉકેલ થઇ શકયો નહોતો.'

આ પ્રમાણે તેઓ વાતો કરી રહ્યા હતા. મોટર આગળ ને આગળ ધસતી હતી. આસપાસ સર્વત્ર અંધકાર હતો. પવન સુસવાટાભેર ફુંકાતો હતો. જ્યોતિપ્રસાદે બળવંતરાયને લગતી નોંધવાળા કાગળો ગજવામાં મૂકી દીધા અને આરામથી બેસીને તે ધુમ્રપાન કરવા લાગ્યો.

'અને અંજનકુમાર ! એ બળવંતરાય હજી પણ પકડાયો નથી.' થોડી વારે તેણે જણાવ્યું : 'અત્યારે પોલીસ કચેરીમાં મેં પુછ્યું હતું, ત્યારે ત્યાંથી પણ મને જવાબ મળ્યો કે બળવંતરાયનો હજી કશો પત્તો લાગ્યો નથી. વારૂ, પણ આજે વસાણીનો સેક્રેટરી

કુંદનરાય મને મળવાને માટે આવ્યો હતો, એમાં તમને કાંઇ વિચિત્ર લાગ્યું હતું ખરૂં ?'

'વિચિત્ર ! ના ના. મને તો એટલું જ લાગ્યું હતું કે તેના દિલમાં તેના શેઠ પ્રત્યે સદ્ભાવ અને લાગણી હતાં. તેથી સ્વાભાવિક રીતે જ તેના શેઠનો ખૂની કોઇ પણ રીતે પકડાવા પામે એ માટે તે તમારી પાસે આવ્યો હતો.'

'બરાબર છે, પરંતુ તેમાં એક વસ્તુ મને ચમત્કારિક લાગી. દિલિપનગરની સેન્ટ્રલ જેલમાંથી નાઠેલો આ બળવંતરાય મી. વસાણીનો ખૂની હોય, એવી માન્યતા મારા દિલમાં ઉત્પન્ન કરવાને માટે તે ખૂબ આતુર હતો. મેં તેને જણાવ્યું હતું કે તેની એ શંકાને કોઇ પણ મજબૂત આધાર નથી. તેમ છતાં પણ તે તો એની માન્યતાને આગ્રહપૂર્વક વળગી રહ્યો હતો. એ વખતે જ મારા મનમાં વિચાર ઉદ્ભવ્યો હતો કે તેના એ આગ્રહની પાછળ કોઇ કારણ હશે ?'

'એટલે તમે શું કહેવા માગો છો ?' અંજનકુમારને પણ જ્યોતિપ્રસાદના શબ્દોથી આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ.

'મને એવો વિચાર આવે છે કે કુંદનરાય આપણને જે કાંઇ જણાવે છે, તે કરતાં આ બાબતમાં તે કાંઇક વધુ પણ જાણતો હોવો જોઇએ.'

'તમારૂં એમ કહેવું છે કે બળવંતરાયને મી. વસાણીના ખૂની તરીકે માનવાને માટે તેની પાસે સંગીન કારણો હોવા છતાં તે તમારી પાસે ગમે તે કારણે પોતાના દિલની તમામ વાત કહી શકયો નથી.'

'હા, મને એમ લાગે છે ખરૂં.' જ્યોતિપ્રસાદે કહ્યું. અને તેની નજર મોટરની ગતિના કાંટાની બાજુમાં ઘડિયાળ હતી, તેની તરફ ગઇ.

કદમપુર ચંદ્રનગરથી લગભગ પોણોસો માઇલ દૂર હતું અને ત્યાંથી લગભગ દોઢેક માઇલ દૂર 'બદામી વીલા' હતું. એ સ્થળે કોઇ અજ્ઞાત માનવીએ વસાણીનું ખૂન કર્યું હતું. આ કેસની તપાસનો ચાર્જ ઇન્સ્પેકટર કંટકરાયને સુપ્રત કરવામાં આવ્યો હતો. જ્યોતિપ્રસાદ બને તેટલી ત્વરાથી તે સ્થળે પહોંચવાને ઇંતેજાર હતો.

કંટકરાય ઇન્સ્પેકટરનો તેને પરિચય હતો, એટલે તેના મનમાં એક બાબતની શંકા હતી કે કંટકરાય પોતાની રીતે એ મકાનની તપાસ કરશે, તે દરમ્યાન કદાચ કોઇ અગત્યનો મુદ્દો ભુંસાઇ જવાનો કિંવા વિલય પામવાનો સંભવ છે.

અંજનકુમાર પણ તે સ્થળે પહોંચવાને માટે એટલો જ આતુર હતો. તેને વસાણીના ખૂનની બહુ પડી ન હતી, પરંતુ ગૂમ થએલી મંજુલાને શોધી કાઢવાની તેની આતુરતા વધતી જતી હતી. તેને એમ લાગતું હતું કે 'બદામી વીલા'માં જઇને વસાણીના ખૂનની બાબતમાં તપાસ કરવાથી મંજુલાનું અપહરણ કરનારાનો પત્તો કદાચ મળી આવશે. એથી તે પણ તેની મોટરને ઝડપથી ચલાવતો હતો.

* * *

## ૧૮ : બદામી વીલામાં

પવનના સુસવાટા વધતા જતા હતા. ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. આસપાસના પ્રદેશ ઉપરથી જ્યોતિપ્રસાદને લાગ્યું કે હવે તેઓ કદમપુરની નજીક આવી ગયા હતા. રસ્તામાં બે, ત્રણ સ્થળોએ તેમની મોટરને હથિયારબંધ સિપાઇઓએ અટકાવી હતી. એ સિપાઇઓ સાથેની વાતચીત ઉપરથી સમજાતું હતું કે હજી પણ દિલીપનગરની સેન્ટ્રલ જેલમાંથી નાઠેલા કેદી બળવંતરાયની જાંચને માટે પૂરતી તકેદારી રાખવામાં આવી હતી. ઘડિયાળમાં દશ વાગ્યા હતા. એ વખતે તેઓ કદમપુર પાસે આવી પહોંચ્યા.

કદમપુર માત્ર બે હજાર માણસોની વસતિનું ગામ હતું. એ ગામના નાકા ઉપર એક નાની ધર્મશાળા હતી. એ ધર્મશાળામાં એક રખેવાળ રહેતો હતો. તે વીશી ચલાવતો અને વળી તેણે નાની હોટેલ પણ રાખી હતી. એ ધર્મશાળાની પાસે લાવીને અંજનકુમારે મોટરને ઉભી રાખી. ચંદ્રનગરથી નિકળતાં પહેલાં જ્યોતિપ્રસાદને પોલીસકચેરી પરથી જાણવાને મળ્યું હતું કે ઇન્સપેકટર કંટકરાય આ ધર્મશાળામાં રાત્રિ ગાળવાનો હતો. વાત પણ સાચી હતી. હમણાં લગભગ થોડી વાર પહેલાં જ કંટકરાય બહારથી આવ્યો હતો અને ધર્મશાળાના ડેલા ઉપર મેડી હતી, ત્યાં બિછાના ઉપર પડીને તે સૂવાની તૈયારી કરતો હતો.

રખેવાળ જાગતો હતો. તેની હોટેલમાં અત્યારે એક–બે ગ્રાહકો બેઠા હતા. તેને પૂછવાથી જણાયું કે કંટકરાય અત્યારે મેડી ઉપર સૂતા હશે. જ્યોતિપ્રસાદ અને અંજનકુમાર મેડી ઉપર ગયા. કંટકરાય હજી નિદ્રાધીન થયો ન હતો. જ્યોતિપ્રસાદે તેને પોતાના આગમનનું કારણ જણાવ્યું અને અત્યારે જ 'બદામી વીલા'ની મુલાકાત લેવાની ઇચ્છા વ્યક્ત કરી. કંટકરાય તેમાં સંમત થયો, અને ત્રણે જણા 'બદામ વીલા' તરફ જવા માટે મોટરમાં રવાના થયા.

કંટકરાયને ગઇ બે રાત્રિનો ઉજાગરો હતો. દિવસે પણ આરામ મળ્યો ન હતો. અત્યારે તેની આંખો ઘેરાતી હતી. બીજો કોઇ

હોત તો તેણે ખૂનને સ્થળે જવાનું આવતી કાલની સવાર પર મુલતવી રાખ્યું હોત. પરંતુ જ્યોતિપ્રસાદની સાથે તેનો મિત્રતાનો સંબંધ હતો, તેમણે અનેક વાર ગુન્હેગારીને લગતા કિસ્સાઓની તપાસમાં સાથે ભાગ લીધો હતો. એટલે અત્યારે આ કિસ્સાની તપાસને માટે જ્યોતિપ્રસાદને આવેલો જોઇ તેને આનંદ થયો. જ્યોતિપ્રસાદ અત્યારે ને અત્યારે જ તે સ્થળે જઇને તપાસ કરવા માગતો હતો, અને કંટકરાય પણ તેના એ વિચારની સાથે સંમત થયો.

મોટર ચાલુ થઇ અને કદમપુર છોડીને તેઓ આગળ વધ્યા. તેણે જ્યોતિપ્રસાદને કહ્યું : 'હું નથી માનતો કે તમને એ સ્થળેથી આ કિસ્સા ઉપર પ્રકાશ પાડે એવો કોઇ મુદ્દો મળી શકે. દાંતીયાથી આપણે વાળને ઓળીએ છીએ અને તેમાં એક પણ જુ અથવા લીખને છુપાયેલી રહેવા દેતા નથી, તેવી રીતે મેં એ આખા મકાનની બારીકાઇથી તપાસ કરી છે. મારી તપાસ દરમ્યાન મી. વસાણીનું ખૂન કોણે કર્યું છે એ બતાવનારો એક પણ મુદ્દો મને મળી આવ્યો નથી. ખરૂં પુછાવો તો હવે આ તપાસને કેવી રીતે આગળ વધારવી એનો જ મને વિચાર થઇ પડયો છે.'

જ્યોતિપ્રસાદે કહ્યું : 'ખૂનીએ જે છરીનો ઉપયોગ કર્યો છે, તે છરીને તમે તપાસી તો હશે જ.'

કંટકરાયે જવાબ આપ્યો : 'હા, પણ તેની ઉપર એક પણ આંગળાનું નિશાન જોવામાં આવ્યું નથી. તેમ જ એ છરી વસાણીની પોતાની માલિકીની હોઇ, તે કાગળો કાપવાને માટે ટેબલ ઉપર રાખતો હતો. એટલે એ છરી ગુન્હેગારને શોધી કાઢવામાં આપણને બહુ ઉપયોગી બને એમ મને લાગતું નથી. હા, જો ખૂની પોતે પોતાની છરી વડે વસાણીનું ખૂન કરીને તે છરી ત્યાં ભૂલી ગયો હોત તો જુદી વાત હતી.'

ક્ષણવાર તે જ્યોતિપ્રસાદની સામે જોઇ રહ્યો :

'વારૂ, પણ આ કેસમાં તમને રસ ઉત્પન્ન થવાનું કારણ શું? જો તમને ખાસ રસ ન હોત તો તમે આટલી મોડી રાત્રે ચંદ્રનગરથી અહીંસુધી તપાસને માટે આવ્યા ન હોત.'

જ્યોતિપ્રસાદે ટુંકાણમાં તેનો ખુલાસો કર્યો.

'બરાબર, હવે હું સમજ્યો.' કંટકરાયે કહ્યું. વસાણીની નવલકથાની ચોપડીની સાથે મીસ મંજુલા નામની યુવતી ગુમ થયાની હકીકત આજે સાંજે જ તેના જાણુવામાં આવી હતી. ચંદ્રનગરની પોલીસ કચેરી તરફથી તેને એ હકીકત ટેલીફોનદ્વારા પહોંચાડવામાં આવી હતી. પરંતુ મુખ્ય મુદ્દાની વાત તેના કિંવા પોલીસ ખાતાના જાણવામાં આવી ન હતી. આપણે જાણીએ છીએ કે જ્યોતિપ્રસાદે કરેલી તપાસમાં ત્રણ જણ મીસ મંજુલાને ચોપડીના બંડલની સાથે ઉપાડી ગયાનું તેના જાણુવામાં આવ્યું હતું. એ હકીકત તેણે પોલીસકચેરીમાં જણાવી ન હતી. કારણ કે અનુભવ ઉપરથી તેને એમ લાગ્યું હતું કે કેટલીક બાબતોમાં પોલીસને તમામ હકીકત જણાવી દેવાથી પોલીસની દરમ્યાનગીરી એ કિસ્સાની તપાસમાં મુશ્કેલી ઉત્પન્ન કરનારી બને છે. એટલે એવી બાબતની તપાસ તે પોતાની રીતે તથા સ્વતંત્રપણે કરવા માગતો હતો. માત્ર જ્યારે અને જેટલા પૂરતી પોલીસની મદદની જરૂર જણાય, ત્યારે અને તેટલા પૂરતી જ તેની મદદ લેવી એવો તેનો નિયમ હતો. એ પ્રમાણે કરવાથી તેનો ઘણો સમય બચી જતો હોવાનો તેને અનુભવ હતો.

'આ પણ એક વિચિત્ર ગણી શકાય એવો કિસ્સો છે.' ઇન્સ્પેક્ટર બોલ્યો : 'એમ લાગે છે કે કોઇ અજાણ્યો માણસ વસાણીની નવલકથાની હસ્તપ્રત હાથ કરવા માગતો હોવો જોઇએ. પરંતુ શા માટે? એ જ મારાથી સમજી શકાતું નથી. તમે એ વિષયમાં કોઇ કલ્પના કરી શકો છો ખરા?'

આ છેલ્લો પ્રશ્ન સાંભળીને જ્યોતિપ્રસાદે સહેજ સ્મિત કર્યું. ઇન્સ્પેક્ટર કંટકરાયના સ્વભાવનો તેને પરિચય હતો. સામાની પાસેથી

કેવી ખૂબીથી વાત કઢાવવી તે તેને આવડતું હતું. અને તેથી જ સ્વાભાવિક રીતે પૂછતો હોય, તે રીતે તેણે આ પ્રશ્ન કર્યો હતો.

'ના ના, હજી આ કિસ્સામાં ઉંડા ઉતરવાની તો મને તક જ મળી નથી. એટલે કોઇ કલ્પના, તર્ક કિંવા અનુમાન કરવાનું કેવી રીતે બની શકે? વારુ, આ સામે દેખાય છે એ જ મકાન ને?'

'સામે વૃક્ષઘટાની વચ્ચે ઘોર અંધકારના સામ્રાજ્યમાં એક મકાનનો ઓછાયો દેખાતો હતો. તેના દેખાવ ઉપરથી જ લાગતું હતું કે તે જૂની બાંધણીનું હોવું જોઇએ.'

'હા, તે જ મકાન.'

'આ તો કોઇ જૂનું પુરાણું કાચરાની સાલનું મકાન લાગે છે.' કમ્પાઉન્ડના પ્રવેશદ્વાર પાસે મોટરને ઉભી રાખતો અંજનકુમાર બોલ્યો: 'તેના દેખાવ અને બાંધણી ઉપરથી જણાય છે કે તે બસો, અથવા ત્રણસો વરસ પહેલાંનું જૂનું હશે.'

'તમારી વાત સાચી છે.' કંટકરાયે કહ્યું: 'મને પણ નવાઇ લાગે છે કે વસાણી જેવો શ્રીમંત માણસ ચંદ્રનગરમાં અધતન અને સુંદર બંગલામાં રહેનારો હોવા છતાં ચંદ્રનગરથી આટલે દૂર અને વળી આવા જૂના મકાનમાં આવીને રહેવાનું તેણે શા માટે પસંદ કર્યું હશે?'

જ્યોતિપ્રસાદ રસપૂર્વક અને વેધક દૃષ્ટિએ આ મકાનનું નિરીક્ષણ કરી રહ્યો હતો. કંટકરાયના કથન ઉપરથી તેની તરફ ફરીને તે બોલ્યો: 'મી. કંટકરાય! તમે કહો છો તે વિચારવા જેવું છે ખરૂં. લક્ષ્મીનંદન વસાણી શા કારણસર અહીં રહેવાને માટે આવ્યો હશે? અને વળી તેની પાસે પૈસો પુષ્કળ હતો. એટલે જો તેણે ધાર્યું હોત તો તે આના કરતાં કોઇ સરસ મકાનની પસંદગી કરી શકત. એટલે તમારો આ મુદ્દો જરીક વિચારવા જેવો છે ખરો.'

તેઓ મોટરમાંથી નીચે ઉતર્યા. જ્યોતિપ્રસાદે કમ્પાઉન્ડના દરવાજાને ઉઘાડયો અને ત્રણે જણા અંદર દાખલ થયા.

મકાનની અંદર બત્તીનો પ્રકાશ દેખાતો હતો એ ઉપરથી સમજી શકાતું હતું કે આ મકાન પર ચોકી કરવાને માટે પોલીસ ખાતાના જમાદારને રાખવામાં આવ્યો હતો. તે હજી જાગતો હતો.

મોટરના આગમનનો અવાજ તેણે સાંભળ્યો હતો, અને તેથી અત્યારે અહીં કોણ આવ્યું હશે એ જોવાને માટે તેણે બારણું ઉઘાડ્યું હતું. આ ત્રણ જણા મકાનની નજીક ગયા એટલે તેમણે દ્વારની વચ્ચે ઉભેલા એક ઉંચા પડછંદ આદમીને જોયો. અંદરના ભાગમાં હરીકેન ફાનસ બળતું હતું.

'અહો! કોણ આપ છો, સાહેબ!' ઇન્સ્પેકટરને જોઇને જમાદાર બોલ્યો.

'હા, જમાદાર! રાવસાહેબ જ્યોતિપ્રસાદ હમણાં જ ચંદ્રનગરથી અહીં આવ્યા છે. તેઓ આ મકાનની તપાસ કરવા માગે છે.' કંટકરાયે ખુલાસો કર્યો, અને રાવસાહેબ જ્યોતિપ્રસાદનું નામ સાંભળીને જમાદારે તેને સલામ કરી.

'કેમ છો, જમાદાર?' જ્યોતિપ્રસાદ બોલ્યો: અહી તમે એકલા જ હશો. વારૂ, અત્યારે રાત્રે એવો કોઇ ખાસ બનાવ તો બન્યો નથી ને?'

'શેનો બનાવ સાહેબ?'

'હું તો સ્વાભાવિક પૂછું છું. એટલે કે કોઇ અણધાર્યો પરોણો અચાનક આવી પડ્યો હોય. દાખલા તરીકે કેદી બળવંતરાય સેન્ટ્રલ જેલમાંથી નાસીને આટલામાં ક્યાંક છુપાઇ રહેલો હોવાનું માનવામાં આવે છે તે.'

'બળવંતરાય! રાવસાહેબ, જો એ માણસ અહીં આવે તો મારા જેટલો આનંદ બીજા કોઇને પણ ન થાય. એને પકડવાની મને તક મળે એવું હું હૃદયપૂર્વક ઇચ્છું છું.' જમાદારના અવાજમાં પૂરું ગાંભીર્ય હતું.

* * *

## ૧૯ : યમુનાબાઇને ભેટ

કંટકરાય મી. વસાણીને મળવા અહીં આવેલો તે રાત્રે પુનઃ તંબાકુની હોકલી લેવાને માટે તે 'બદામી વીલા'માં આવ્યો હતો. તે વખતે પોતે તથા સેક્રેટરી કુંદનરાયે જે ખંડમાં મૃત્યુ પામેલા લક્ષ્મીનંદન વસાણીને ખુરશી પર બેઠેલો જોયો હતો, તે ખંડમાં કંટકરાય ડિટેક્ટીવ જ્યોતિપ્રસાદ તથા અંજનકુમારને લઈ ગયો. એ ખંડમાં ટેબલ ઉપર લાંબી ચીમનીવાળો લેમ્પ જલતો હતો. તેના પ્રકાશની સહાયથી જ્યોતિપ્રસાદે આખાય ખંડનું બારીક નિરીક્ષણ કરવા માંડ્યું.

કંટકરાય અને અંજનકુમાર તેના એ કાર્ય તરફ નજર રાખી રહ્યા. જ્યારે વસાણીનો મૃતદેહ પહેલી વાર દૃષ્ટિએ પડ્યો તે વખતે એ જે સ્થિતિમાં હતો તે સ્થિતિનું વર્ણન કંટકરાયે કર્યું હતું.

'આ બારી ઉઘાડી હતી ?' એક બારી પાછળના બગીચામાં પડતી હતી, તેની પાસે જઈને તેનું નિરીક્ષણ કરતો જ્યોતિપ્રસાદ બોલ્યો.

'હા, એ ઉઘાડી હતી.' કંટકરાયે કહ્યું : 'અને તેથી પાછળ બગીચામાં કોઇનાં પગલાં પડેલાં છે કે નહિ, એ જાણવાને માટે મેં તપાસ કરેલી. પરંતુ ત્યાં એક પણ પગલું મારા જોવામાં આવ્યું ન હતું.'

'એ સ્વાભાવિક છે.' જ્યોતિપ્રસાદે બારીનાં બેઉ બારણાં ખુલ્લાં કરીને બહાર નીચે ડોકીયું કરતાં કહ્યું: 'તે રાત્રે વરસાદ વરસતો હતો, તેને કારણે કોઇનું પગલું પડેલું હોય, તો પણ તે તત્કાળ ભુંસાઇ જાય તેમાં નવાઇ નથી.' તેણે એ બારી બંધ કરી દીધી અને ઓરડાનું નિરીક્ષણ કરવા માંડ્યું. ગજવામાંથી વીજળીની બત્તી કાઢી. તેના પ્રકાશની સહાયથી તેણે ઓરડાના ખૂણામાં પણ તપાસ કરી. કંટકરાય તેની એ તપાસ જોઇ રહ્યો હતો. અત્યારસુધીમાં જ્યોતિપ્રસાદને એક પણ મુદ્દો આ કિસ્સાની તપાસને આગળ વધારનારો મળી આવ્યો ન હતો.

એ ઉપરથી મલકાતે વદને કંટકરાય બોલ્યોઃ 'રાવસાહેબ, મેં તમને કહ્યું હતું કે અહીંથી તમને કશું જ મળવાનું નથી. જે

આ કિસ્સા પર પ્રકાશ નાંખે એવો કોઇ મુદ્દો આ મકાનમાં હોત તો મારી ખાતરી છે કે તે મારી નજર બહાર રહ્યો ન હોત. હું તો માનું છું કે તમે તમારો સમય નકામો ગુમાવો છો.'

પરંતુ જ્યોતિપ્રસાદે તેના પ્રસ્તુત શબ્દો સાંભળ્યા જ ન હોય, તેવી રીતે તપાસ જારી રાખી. આ ખંડના એક ખૂણામાં પાંચ ખાનાંવાળો પુસ્તકોથી ભરેલો એક ઘોડો હતો. તે ઘોડામાં ગોઠવેલાં પુસ્તકોનું તે નિરીક્ષણ કરવા લાગ્યો. એકાએક એ પુસ્તકોમાંથી એક પુસ્તક તેણે ખેંચી કાઢયું. તે એ પુસ્તક લઇને ટેબલલેમ્પની પાસે આવ્યો,

કંટકરાય અને અંજનકુમાર પણ તેની પીઠ ઉપર લખેલા નામ પરથી સમજી શક્યા કે તે લક્ષ્મીનંદન વસાણીની લખેલી એક નવલકથા હતી.

એ જોઇને કંટકરાય જાણે જ્યોતિપ્રસાદની મજાક ઉડાવતો હોય તેવા સ્વરે બોલ્યો: 'શું આ મૃત્યુના રહસ્યનો ઉકેલ કરવાને માટે કોઇ પ્રેરણા મેળવવાને સારૂ તમે વસાણીની લખેલી આ ડિટેકટીવ નવલકથા વાંચી જવા ધારો છો ?

જ્યોતિપ્રસાદે કાળજીપૂર્વક એ નવલકથા ખુલ્લી કરી. તેને બત્તી પાસે રાખીને તે અંદરનું મુખપૃષ્ટ જોવા લાગ્યો. તુરત જ પુસ્તકને બંધ કરી ટેબલ ઉપર મૂકી દીધું.

પછી તેણે કહ્યું: 'મને લાગે છે કે આપણે બીજા ઓરડાઓની પણ તપાસ કરી લઇએ. જો કે એ તપાસ બહુ ઉપયોગી થશે એમ હું માનતો નથી.' જ્યોતિપ્રસાદના એ શબ્દોથી કંટકરાયના દિલને જાણે ભારે સંતોષ થયો. આ ખંડમાંથી જ્યોતિપ્રસાદ કોઇ પણ અગત્યનો મુદ્દો શોધી શક્યો નહિ, એ જોઇને ઇન્સ્પેકટરના દિલમાં ઉંડે ઉંડે છૂપો આનંદ થઇ રહ્યો હતો. ત્યારબાદ બીજા ઓરડાઓની તપાસ કર્યા પછી જ્યોતિપ્રસાદે અગત્યની શોધ કરવામાં પોતાને મળેલી નિષ્ફળતા જાહેર કરી, ત્યારે વળી કંટકરાયને વિશેષ આનંદ થયો :

'રાવસાહેબ, મેં તમને શું કહ્યું હતું ? હું જાણતો જ હતો કે અહીંથી તમને કશું પણ મળી આવવાનું નથી. મેં પ્રથમથી જ એવું તમને કહ્યું હતું, ખરૂં કે નહિ ?'

'એમ માનવામાં અને મને એમ કહેવામાં તમે મોટી ભૂલ કરી હતી.' જ્યોતિપ્રસાદે જણાવ્યું.

કંટકરાય તેની સામે તાકી રહ્યો.

'શું કહ્યું?' જાણે તે ડઘાઈ ગયો હોય એવા સ્વરે બોલ્યો: 'પરંતુ તમે હમણાં જ જણાવ્યું કે તમારી તપાસમાં તમને નિષ્ફળતા મળી છે.'

'હા, બીજા ઓરડાઓની મેં જે તપાસ કરી, તેમાં મને નિષ્ફળતા મળ્યાનું મેં જણાવ્યું હતું. એ ઓરડાઓની તપાસ આ કિસ્સામાં બહુ ઉપયોગી થશે, એમ હું માનતો જ ન હતો. પરંતુ આ ઓરડામાંથી મેં એક મહત્ત્વનો મુદ્દો શોધી કાઢયો છે. જુઓ, આ પુસ્તકનું તમે નિરીક્ષણ કરો.' તેણે પુસ્તકોવાળા ઘોડામાંથી જે નવલકથા લઈને ટેબલ ઉપર મૂકી હતી, તેની તરફ અંગુલી-નિર્દેશ કર્યો. કંટકરાયે એ પુસ્તક હાથમાં લઈ આમ–તેમ તેના ઉપરના પૂંઠાની તપાસ કરી.

'મને તો કાંઈ જણાતું નથી.' પરંતુ તે આગળ બોલી શકયો નહિ, કારણ કે એ જ વખતે તેની દૃષ્ટિ એ પુસ્તકની એક બાજુએ પડેલા ડાઘા ઉપર ગઈ: 'અરે! આ તો લોહીના ડાઘ જેવું જણાય છે.'

'હા, એ લોહીનો જ ડાઘ છે.' જ્યોતિપ્રસાદે જણાવ્યું: 'અને તેને ઉપલક દૃષ્ટિએ જોતાં પણ જણાઈ આવે છે કે તે ડાઘ તાજો છે. મારું અનુમાન એવું છે કે વસાણીના ખૂનીએ એ ગુન્હો કર્યા પછી આ પુસ્તક હાથમાં લીધેલું હોવું જોઈએ.'

'હા, એમ જ હોવું જોઈએ.' કંટકરાયે પણ સ્વીકાર્યું.

પછી તેણે પુસ્તકને ઉઘાડી અંદરનાં પાનાં જોવા માંડયાં. છેવટે તે બોલ્યો: 'આ લોહીના ડાઘ તરફ મારું ધ્યાન ગયું ન હતું, એ વસ્તુનો હું સ્વીકાર કરું છું. તેમ છતાં પણ આ ડાઘ આપણને ઉપયોગી થાય એવું મને લાગતું નથી. કારણ કે આ ખંડની તપાસ ઉપરથી એવા અનુમાન પર આવી શકાયું છે કે વસાણીના ખૂનીએ

તેના હાથ પર મોજાં પહેરેલાં હોવાં જોઇએ. એટલે અહીંથી તેનાં આંગળાંની છાપ મળી આવવાનો સંભવ નથી.'

'તેનાં આંગળાંની છાપ મળી આવે એવી તો મને પણ આશા નથી. પરંતુ તેણે ખૂન કર્યા પછી આ પુસ્તક ઘોડામાંથી ઉપાડયું છે, અને પુનઃ તે જ સ્થળે તેને ગોઠવી દીધું છે. એ ઉપરથી એટલું તો લાગે છે કે તેમાં તેનો કોઇ ખાસ હેતુ હોવો જોઇએ. સામાન્ય રીતે એક માણસ ખૂન કર્યા પછી તુરત જ કોઇ પણ ખાસ કારણ વગર આવી રીતે તેની નવલકથાઓની તપાસમાં ન રોકાય, એટલું તો તમે પણ સમજી શકો છો.'

'હા. એ બરાબર છે.' કંટકરાય બોલ્યો : 'પરંતુ હજી પણ મને સમજાતું નથી—'

'ત્યારે હું તમને સમજાવું.'

જ્યોતિપ્રસાદે આશ્ચર્યચકિત બનેલા કંટકરાયના હાથમાંથી એ પુસ્તક લીધું, અને તેનું પૂંઠું ઉઘાડીને કહ્યું : 'જુઓ, આ પૂંઠા તથા અંદરના મુખપૃષ્ટની વચ્ચે અસ્તરનું કોરૂં પાનું ફાડી નાંખવામાં આવેલું હોય, એમ જણાય છે. હું વિશ્વાસપુર્વક કહું છું કે એ પાનું ખૂનીએ જ ફાડયું છે. અને તે પાનું ફાડવાને માટે તેણે આ પુસ્તક ઘોડાની અંદરથી બહાર કાઢેલું હોવું જોઇએ. તો પછી સ્વાભાવિક રીતે જ પ્રશ્ન ઉઠે છે કે તેણે એમ શા માટે કર્યું હશે?'

'એ પ્રશ્નનો જવાબ આપણે કેવી રીતે આપી શકીએ?' ઇન્સ્પેક્ટરે કહ્યું. તે અત્યારે બરાબર પાછો પડી ગએલો લાગતો હતો : 'પરંતુ એ પાનું ખૂનીએ જ ફાડયું છે, એવી તમારી માન્યતા સાચી હોય તો—'

'મારી એ માન્યતા સાચી જ છે. અને તેણે શા કારણસર એ પાનું ફાડયું છે, તેનો જવાબ પણ આપણે આપી શકીએ તેમ છીએ. જુઓ, એક માણસ અમુક પુસ્તક બીજાને ભેટ કરવા માગે છે. તે વખતે સામાન્ય રીતે અસ્તરના કોરા પાના ઉપર જ જેને

ભેટ આપવા માગતો હોય, તેનું નામ લખે છે. એ અસ્તરનું પાનું તો ફાડી નાંખવામાં આવ્યું છે, પરંતુ આ પુસ્તક પાતળા કાગળ ઉપર છાપવામાં આવેલું હોઇ અસ્તરના પાના ઉપર કરેલા લખાણની છાપ કલમના દબાણને લીધે મુખપૃષ્ટના પાના ઉપર પડેલી જણાય છે. તમે બત્તીની નજીક પુસ્તક રાખીને ધ્યાનપૂર્વક જોશો તો તમને એ જણાઇ આવશે.' જ્યોતિપ્રસાદે એ પુસ્તક કંટકરાયને આપ્યું.

કંટકરાયે મુખપૃષ્ટનું નિરીક્ષણ કર્યું. તેના મુખમાંથી આશ્ચર્યોદ્દગાર સરી પડયો : 'અહો ! હવે મને સમજાયું.' અને પછી તેણે ધીમેથી વાંચ્યું : 'શ્રીમતી યમુનાબાઇને લેખક તરફથી ભેટ.'

તે આશ્ચર્યથી વિકસેલાં નયનો વડે જ્યોતિપ્રસાદ સામે જોતો બોલ્યો : 'આ યમુનાબાઇ કોણ છે ?'

'હેં ! યમુનાબાઇ !' અંજનકુમારના મુખમાંથી પણ આશ્ચર્યોદ્દગાર નિકળ્યો. એ નામ તેને પરિચિત હોય એમ લાગ્યું.

અને જ્યોતિપ્રસાદ તેની સામે જોતો બોલ્યો : 'હા, તે જ યમુનાબાઇ. તેનું ખૂન કરવાને માટે જ દિલીપનગર સેન્ટ્રલ જેલમાંથી નાસી છૂટેલા બળવંતરાયને જન્મકેદની સજા મળી હતી.'

* * *

## ૨૦ : અરૂણનો ટ્રંકકોલ

કંટકરાય ક્ષણભર તો જ્યોતિપ્રસાદની સામે સ્થીર દૃષ્ટિથી જોઈ રહ્યો. છેવટે તે બોલ્યો: 'આ પણ કાંઈક વિલક્ષણ તો ખરૂં જ. યમુનાબાઈ તો પેલી શ્યામપુરવાળી વિધવા સ્ત્રી; અને તેના ભત્રીજા બળવંતરાયે તેનું ખૂન કર્યું હતું. પરંતુ એ ઘટનાને આ કિસ્સાની સાથે શો સંબંધ હશે? પછી કદાચ આ જોગાનજોગ હોય તો ના નહિ.'

'નહિ, કંટકરાય! આ પ્રકારના જોગાનજોગમાં હું માનતો નથી.' જ્યોતિપ્રસાદે તેનો અભિપ્રાય વ્યક્ત કર્યો: 'વળી ખૂનીએ વસાણીનું ખૂન કર્યા પછી ખાસ આ જ પુસ્તક શોધી કાઢી, તેમાંથી યમુનાબાઈના નામવાળું અસ્તરનું પાનું ફાડી નાંખ્યું હતું, એ જ બતાવે છે કે તેમાં કોઈ હેતુ રહેલો છે. મને તો લાગે છે કે આપણે કરેલી આ શોધ જરૂર ઉપયોગી બનશે.'

'એ શોધ આપણને કેવી રીતે ઉપયોગી બની શકે?' ઇન્સ્પેકટરે પૂછ્યું.

આ પુસ્તક લેખકે યમુનાબાઈને ભેટ આપેલું હતું. એ ઉપરથી આપણે એટલું જોઈ શકીએ છીએ કે બળવંતરાયનો ભોગ થઈ પડેલી યમુનાબાઈની સાથે વસાણીનો પરિચય હતો.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'વળી તે ઉપરથી એવું પણ અનુમાન કરી શકાય કે વસાણી તથા બળવંતરાયનો પણ પરિચય હોવો જોઈએ. આ વિષયમાં એથી વિશેષ અત્યારે આપણે કશું પણ કહી શકીએ તેમ નથી. જો કે મને એટલું તો લાગે છે કે આ શોધ આપણને અત્યંત મુલ્યવાન બનશે.'

ત્યારબાદ જ્યોતિપ્રસાદ અંજનકુમારની સામે જોઈને બોલ્યો : 'બળવંતરાય આ મકાનમાં આવેલો હોવાનું કુંદનરાયે આપણને કહ્યું હતું તે સાચું હોવાનો સંભવ છે. તેણે નોંધપોથીના પાના ઉપર બળવંતરાયના નામની ટુંકી સહીવાળા અક્ષરો આપણને બતાવ્યા હતા. મેં તેને કહેલું કે એ મુદ્દો બળવંતરાય ઉપર ખૂનનો શક

લઈ જવાને માટે આધારરૂપ ન ગણાય. છતાં પણ કુંદનરાય તો મારા મન ઉપર એવી છાપ પાડવા માગતો હતો કે બળવંતરાય જ વસાણીનો ખૂની છે. અહીં હવે આ મુદ્દો આપણી સમક્ષ રજૂ થાય છે. કુંદનરાય પણ મક્કમતાપૂર્વક પોતાના વિચારને વળગી રહે છે. ત્યારે એટલું ચોક્કસપણે માનવાને તેને શું કારણ હશે?'

'મને તો લાગે છે કે તેણે આપણને જે કાંઈ કહ્યું છે, તે કરતાં તે વિશેષ જાણતો હોવો જોઈએ.' અંજનકુમારે જણાવ્યું: 'આપણે તેની પાસેથી પૂરી હકીકત ન કઢાવી શકીએ?'

'તે સહેલાઈથી પૂરી હકીકત જણાવે એમ મને લાગતું નથી. તે મારી પાસે વસાણીના ખૂનીને સપડાવવામાં મદદની માગણી કરવાને માટે આવ્યો હતો. એટલે ખરી રીતે તો એ વિષયમાં જે કંઈ જાણતો હોય, તે તમામ તેણે મને કહેવું જોઈતું હતું. છતાં પણ અમુક બાબત તે છુપાવે છે, ત્યારે તેની પાછળ કોઈ મજબૂત કારણ હોવું જોઈએ.'

'શું તમે એમ માનો છો કે બળવંતરાય અહીં આવ્યો હશે અને તેણે વસાણીનું ખૂન કર્યું હશે?' કંટકરાયે સવાલ કર્યો.

'એ બનવાજોગ છે.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'પરંતુ વસાણી અને બળવંતરાય વચ્ચેની સાંકળ આપણે નક્કી કરી શકયા, તેટલા ઉપરથી વસાણીનું ખૂન કરનાર બળવંતરાય છે, એવા નિર્ણય ઉપર આવવાની ઉતાવળ ન કરવી જોઈએ.' તેની દૃષ્ટિ કંટકરાયે ટેબલ ઉપર મૂકેલી નવલકથા તરફ ગઈ અને તેણે આગળ ચલાવ્યું: 'આ ઉપરથી એક બીજો મુદ્દો પણ વિચારવાનો રહે છે. વસાણીના હસ્તાક્ષરે આ નવલકથાના અસ્તરના કોરા પાના ઉપર શ્રીમતી યમુનાબાઈને ભેટ આપવાનું લખવામાં આવ્યું છે. એ ઉપરથી સમજાય છે કે તે પુસ્તક તેણે યમુનાબાઈને ભેટ તરીકે આપ્યું હશે. તો પછી એ પુસ્તક વસાણીની પાસે પાછું કેવી રીતે આવ્યું? આ એક નાનકડો મુદ્દો છે, તથાપિ નાના મુદ્દા પણ કેટલીક વાર વિચારમાં લેવા જેવા લાગે છે.'

'હું માનુ છું કે યમુનાબાઇના મૃત્યુ પછી તેને આ પુસ્તક પાછું આપવામાં આવ્યું હશે.' કંટકરાયે સૂચવ્યું.

'બરાબર છે, એમ જ હોવું જોઇએ. અને જો એમ હોય તો યમુનાબાઇએ કરેલા વસીયતનામામાં જેને પોતાનો વારસ બનાવ્યો છે, તેની માલીકીનું આ પુસ્તક હોવું જોઇએ.'

'યમુનાબાઇએ કોના નામનું વસીયતનામું કર્યું છે?' કંટકરાયે પૂછ્યું.

'તેણે તેના વસીયતનામા દ્વારા તેની મિલકતનો વારસ પ્રબોધચંદ્ર પિંઢારકરને બનાવ્યો છે.'

'નામ જરીક નવું લાગે છે.' કંટકરાય બોલ્યો : 'એ તમારા જાણવામાં કેવી રીતે આવ્યું?'

'બળવંતરાયની ઉપર ખૂનનો આરોપ આવેલો તેનો જે કેસ ચાલ્યો હતો, તેની વિગતો મેં પોલીસ ખાતા પાસેથી મેળવી હતી. તે હું વાંચી ગયો છું. જ્યારે કેસ ચાલતો હતો તે વખતે ફરિયાદ પક્ષ તરફથી એમ જણાવવામાં આવ્યું હતું કે યમુનાબાઇએ વસીયતનામું કરીને બળવંતરાયને તેની મિલ્કતનો વારસ બનાવ્યો હતો. પાછળથી યમુનાબાઇનો વિચાર ફરી ગયો હતો. તે પોતાની મિલકત પ્રબોધચંદ્ર પિંઢારકરને સોંપવા માગતાં હતાં. પરંતુ એ માટે તે તેના વીલમાં કશો ફેરફાર ન કરી શકે, એ માટે બળવંતરાયે તેનું ખૂન કર્યું હતું! હવે જો પ્રસ્તુત હેતુ સાધવાની આશાથી તેણે યમુનાબાઇનું ખૂન કર્યું હોય તો પણ તેનો મૂળ હેતુ સિદ્ધ થઇ શકયો નથી. કારણ કે પાછળથી એવું જાહેરમાં આવ્યું હતું કે યમુનાબાઇએ છૂપી રીતે વસીયતનામામાં ફેરફાર કરી નાંખ્યો હતો અને એ વાત તે પોતે તથા તેના વકીલ સિવાય બીજું કોઇ જાણતું ન હતું.'

'જો આપણે બળવંતરાયને પકડી શકીએ—' કંટકરાય ઇંતેજારીભર્યા સ્વરે બોલ્યો. તે બારી પાસે ગયો. બારી ઉઘાડીને બહારના અંધકારમાં દૂર દૂર સુધી દૃષ્ટિ કરવા લાગ્યો. આછાં વાદળાંમાંથી

ચમકતા તારાના અતિ મંદ પ્રકાશમાં દૂર દૂર સુધી ગાઢી વનશ્રી દૃષ્ટિએ પડતી હતી : ' તે અહીં જંગલમાં કોઇ સ્થળે છુપાઇ રહેલો હોવો જોઇએ. '

' એ તો કેમ કહેવાય ! ' જ્યોતિપ્રસાદે કહ્યું : ' સેન્ટ્રલ જેલમાંથી પલાયન થયાને એને ત્રણ દિવસ થઇ ગયા છે. '

' છતાં પણ તે આ જંગલમાં છૂપાઇ રહેલો હોવો જોઇએ. ' જાણે પોતાની ખાતરી હોય એવા સ્વરે કંટકરાય ફરીથી બોલ્યો : 'આ આખાય જંગલની આસપાસ જેલના વોર્ડરો તથા પોલીસના માણસો તકેદારી રાખી રહ્યા છે. એટલે તેને છટકવાને માટે એક પણ બારી રહી નથી. '

જ્યોતિપ્રસાદે જણાવ્યું : ' વસાણીનો બળવંતરાયની સાથે કેવા પ્રકારનો સંબંધ હતો એ જાણવાને માટે બળવંતરાય પકડાય તેની રાહ જોવાની કશી પણ જરૂર નથી. જો આપણે આ પ્રબોધચંદ્ર પિંઢારકરને શોધી કાઢીએ તો તેની પાસેથી પણ એ વિષેની માહિતી આપણને મળી શકે. હું માનું છું કે પ્રબોધચંદ્ર એ બળવંતરાય તથા મી. વસાણી એ બંનેને પિછાનતો હોવો જોઇએ. પછી ભલે તેનો તેમની સાથે સ્વલ્પ પરિચય હોય. બળવંતરાયની સાથે તો તેમનો સંબંધ હોવો જ જોઇએ; અને યમુનાબાઇના વસિયતનામા પ્રમાણે પ્રબોધચંદ્રની માલીકીની બનેલી આ નવલકથા મી. વસાણીની પાસે પાછી આવી છે, તે ઉપરથી વસાણીની સાથે પણ પ્રબોધચંદ્રનો પરિચય હોવાનું સાબિત થાય છે. જો એ પ્રબોધચંદ્ર આપણને મળી શકે તો વસાણીના ખૂનીએ આ નવલકથાના અસ્તરનું પાનું શા માટે ફાડી નાંખ્યું હશે, તેનું કારણ તે જરૂર સૂચવી શકે. '

' બરાબર છે, બરાબર છે. ' કંટકરાય આવેશમાં આવી ગયો: ' હું અત્યારે જ ચંદ્રનગર સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને ટેલીફોન કરીને પ્રબોધચંદ્રનો પત્તો મેળવવાની તેમને વિનંતિ કરૂં છું. તેનું પૂરૂં નામ શું કહ્યું ? પ્રબોધચંદ્ર પિંઢારકર ? '

'હા, પિંઢારકર નામ ઉપરથી તે કોઇ મહારાષ્ટ્રીય હોય એમ લાગે છે.'

'મહારાષ્ટ્રીય હોય કે મદ્રાસી હોય, તેનો કોઇ પણ રીતે પત્તો મેળવવો જ જોઇએ. હું અત્યારે જ ચંદ્રનગર ટ્રંક કોલ કરી દઉં.' અને તે આ ઓરડામાંથી નીકળી જે ખંડમાં ટેલીફોન હતો એ સ્થળે ગયો. તે જ વખતે ટેલીફોનની ઘંટડીનો રણકાર થયો.

ચંદ્રનગરથી અરૂણકુમારે એ કોલ કર્યો હતો. કંટકરાયના કહેવાથી જ્યોતિપ્રસાદે તેના હાથમાંથી ભુંગળું લઇને કાન પર ધર્યું અને પુછ્યું : 'કેમ કાંઇ પત્તો લાગ્યો ?'

'ના જી, હજીસુધી કશો પત્તો લાગ્યો નથી. પોલીસ ખાતા પાસેથી ફેરીયાઓનું લીસ્ટ મેળવીને હું તપાસ કરી રહ્યો છું. પરંતુ જે ફેરીયાની આપણને જરૂર છે તે હજી સુધી મળી આવ્યો નથી. કામ પણ જરીક કઠણ છે. તે લોકો જુદે જુદે સ્થળે રહે છે. હમણાં જ હું પંદર વીશ ફેરીયાઓને મળ્યા પછી ઘેર આવ્યો છું. મારા મનને થયું કે આપને કોલ કરીને પુછી જોઉં કે 'બદામી વીલા'માંથી કોઇ મુદ્દો મળી આવ્યો છે ખરો ?'

'હા, એક મુદ્દો મળ્યો છે અને જેલમાંથી નાસેલા કેદી બળવંતરાયની આસપાસ જાળું ગોઠવાતું હોય એમ લાગે છે. તેની વિગત તો રૂબરૂ મળીશું ત્યારે કહીશ. તું ત્યાં તારી તપાસ ચાલૂ રાખજે. એ ફેરીયાનો પત્તો મેળવવાની ખાસ જરૂર છે.'

આ વખતે જ્યોતિપ્રસાદના દિલમાં મંજુલાની સુરક્ષિતતાનો વિચાર ચાલૂ હતો. અહીં 'બદામી વીલા'માંથી તેણે અગત્યની શોધ કરી હતી એ વાત સાચી; પરંતુ ગૂમ થએલી મંજુલાનો બને તેટલી ત્વરાથી પત્તો મેળવવાને માટે સૌથી પહેલું કાર્ય લીલી મોટરને શોધી કાઢવાનું હતું, કારણ કે એ મોટરમાં જ લક્ષ્મીનંદન વસાણીની 'ચમત્કારિક નવલકથા' સાથે મંજુલાનું અપહરણ થયું હતું.

'વારૂ, વારૂ, રાવસાહેબ! આપ નિશ્ચિંત રહો. હું મારી તપાસ ચાલૂ જ રાખીશ. હમણાં જ હું પાછો બહાર જાઉં છું.' અરૂણ બોલ્યો : 'હા...એક બીજી વાત આપને કહેવાની છે. હું અહીં આવ્યો ત્યારે મને માલૂમ પડયું કે આપણે અહીંથી નિકળ્યા તે વખતે મારી બાને અચાનક મુર્ચ્છા આવી ગઇ હતી. જ્યારે આપણો નોકર રામજી મેડી ઉપર આપની ઓફીસમાં આવેલો ત્યારે મારી બા ખુરસી પર બેભાન અવસ્થામાં પડેલાં તેના જોવામાં આવ્યાં.

'થોડી વારે તે પોતાની મેળે જ શુદ્ધિમાં આવ્યાં હતાં. એટલે તેમને રામજી તેમના સુવાના ઓરડામાં લઇ ગયો અને ડોકટરને બોલાવ્યા. ડોકટરે તેમની તબીયત તપાસી તો બેભાન થવાનું કોઇ કારણ જાણવામાં આવ્યું નહિ. તેમણે દવા આપી છે. અત્યારે મારી બા ઉંઘી ગયાં છે. ખાસ ચિંતા કરવા જેવું બન્યું નથી.'

એ પ્રમાણે કહીને અરૂણે ટેલીફોનનું જોડાણ બંધ કરી દીધું. જ્યોતિપ્રસાદે કંટકરાયને ભૂંગળું આપ્યું. ત્યારબાદ કંટકરાયે ચંદ્રનગરના પોલીસ ખાતાને કોલ કર્યો. અત્યારે પોલીસ કચેરીમાં જમાદાર હાજર હતો. તેને પ્રબોધચંદ્ર પિંઢારકરનું નામ તથા તેને લગતી થોડી વિગત આપીને તેનો પત્તો મેળવવાની સુચના કરી.

હવે આ મકાનમાં કશી તપાસ કરવાની ન હતી. એટલે ત્રણે જણા અહીંથી નિકળીને જે ધર્મશાળામાં કંટકરાયે મુકામ રાખ્યો હતો ત્યાં ગયા. ધર્મશાળાના રખેવાળને જગાડી ત્રણ કપ ચહા બનાવવાનો કંટકરાયે ઓર્ડર આપ્યો.

ચહાપાન કર્યા પછી જ્યોતિપ્રસાદ અને અંજનકુમાર ચંદ્રનગર જવા માટે તૈયાર થયા. કંટકરાયે રાવસાહેબને કહ્યું: 'મને તો ચોક્કસ લાગે છે કે બદમાશ બળવંતરાય નજીકના જંગલમાં જ છુપાએલો હોવો જોઇએ; પરંતુ ત્યાં તે ઝાઝો વખત રહી શકશે નહિ. છેવટે તેને જંગલમાંથી બહાર નિકળવું જ પડશે.'

'એ બરાબર છે. પરંતુ મને લાગે છે કે હવે મારી અહીં જરૂર નથી. હું ચંદનગર જઇને મારી તપાસ આગળ વધારવા માગું છું.'

'હું તો માનું છું કે તમે અત્યારે અહીં રોકાઇ જાઓ. બે ચાર કલાકની નિદ્રા તમારા તનમનને આરામ અને તાજગી આપશે. અને આવતી કાલે તો જરૂર બળવંતરાય પકડાઇ જશે.'

'ના ના, અહીં રોકાવાનું મને જરૂરી લાગતું નથી. તેમ જ ઉજાગરાની મને પરવા નથી.' જ્યોતિપ્રસાદે કહ્યું.

તે તથા અંજનકુમાર ધર્મશાળાની બહાર નિકળ્યા. અહીં આવતી વખતે અંજનકુમાર મોટર હાંકતો હતો. તેને આરામ આપવાને માટે જ્યોતિપ્રસાદે મોટરનું સ્ટીઅરીંગ વ્હીલ પોતાના હાથમાં લીધું. અંજનકુમાર તેની બાજુમાં બેઠો અને બન્ને જણા ત્યાંથી રવાના થયા.

મોટરની પાછળ જોતો કંટકરાય મનોગત બોલ્યો : 'જ્યોતિપ્રસાદ પણ જબરો છે. તેને આરામ, ઉંઘ, ભૂખ કે તરસની પરવા જ નથી. આવો માણસ તેના ગુન્હાશોધનના કાર્યમાં સફળતા મેળવે તેમાં શું આશ્ચર્ય ?'

* * *

## ૨૧ : ઓફીસમાં અકસ્માત

તેઓ ચંદનગરમાં દાખલ થયા તે વખતે સૂર્યોદય થવા આવ્યો હતો. બન્નેને આખી રાત્રિનો ઉજાગરો હતો. છતાં જ્યોતિપ્રસાદ તો સંપૂર્ણ સ્ફુર્તિમાન લાગતો હતો, જ્યારે અંજનકુમારના ચહેરા ઉપર ઉજાગરાની અસર જણાઇ આવતી હતી, છેવટે મોટર જ્યોતિપ્રસાદના મકાન પાસે પહોંચી. બન્ને જણા મોટરમાંથી નીચે ઉતર્યા. તે વખતે સ્વાભાવિક રીતે જ જ્યોતિપ્રસાદની દૃષ્ટિ ઉપલા માળે આવેલી ઓફીસની બારી તરફ ગઇ. તે બોલ્યો : ' અહો ! ઓફીસમાં દીવાનો પ્રકાશ દેખાય છે. કદાચ અરૂણ— '

તે આગળ બોલતો અટકી ગયો. કેમકે તે જ વખતે ઓફીસની અંદરના ભાગમાં બારી આડે લગાવેલા પરદા પર કોઇ માણસનો ઓળો દેખાયો. તે અરૂણનો પડછાયો ન હતો.

જ્યોતિપ્રસાદનો હાથ સ્વાભાવિક રીતે જ પોતાની બાજુમાં ઉભેલા અંજનકુમારના ખભા પર ગયો અને તેણે કહ્યું : ' અંજનકુમાર ! અહીં કોઇ વિલક્ષણ ઘટના બનતી હોય એમ લાગે છે. આ પડછાયો અરૂણનો નથી. '

તેઓ બારી સામે જોઇ રહ્યા હતા. એકાએક અંદરની બતીનો પ્રકાશ વિલય પામી ગયો.

' એ અરૂણ જ હોવો જોઇએ. ' અંજનકુમારે કહ્યું : ' તે ફેરીયાઓની તપાસ કરીને હમણાં જ કદાચ ઘેર આવ્યો હશે. '

' એમ હોય જ નહિ. હું કાંઇ અરૂણના પડછાયાને ઓળખ્યા વગર રહું ખરો ? '

તે બન્ને ફુટપાથ ઉપર થઇને મકાનના પ્રવેશદ્વારની પાસે આવ્યા. આ પ્રવેશદ્વારનું બારણું એક જ ચાવી વડે અંદર અને બહારથી ઉઘાડવાસ થઇ શકે તેવી કળવાળું હતું. જ્યોતિપ્રસાદે ગજવામાંથી ચાવી કાઢીને ધીમેથી ફેરવી અને જરી પણ અવાજ થવા ન પામે તેવી રીતે બારણાને ખુલ્લું કર્યું. અંજનકુમારને પણ બિલકુલ અવાજ

ન થવા દેવાની સૂચના કરીને તે મકાનમાં દાખલ થયો. અહીં સર્વત્ર અંધકાર હતો. તેણે તેના કાન સરવા બનાવ્યા.

ઉપલા માળે કોઇ માણુસ ચાલતો હોય એવો ધીમો અવાજ સંભળાતો હતો.

જ્યોતિપ્રસાદનો જમણો હાથ તેના ગજવામાં ગયો અને બીજી જ ક્ષણે તેના હાથમાં એક નાની પિસ્તોલ ચમકવા લાગી. આ વખતે ઉપરથી આવતો અવાજ બંધ થઇ ગયો હતો.

બીજા હાથ વડે તેણે ગજવામાંથી વીજળીની બત્તી કાઢી. કારણુ કે નીચેના ખંડમાં ચાંપ દબાવીને વીજળીની બત્તી પ્રગટાવે તો ઉપરના ખંડમાં કોઇ અજાણ્યો માણુસ ભરાયો હોય, તેને પોતાના આગમનની બાતમી મળી જાય એવી બીતિ હતી. અતિ મંદ સ્વરે અંજનકુમારને સૂચના આપી, પોતાની ટોર્ચનો પ્રકાશ જમીન ઉપર રેલાવતો તે આગળ ચાલ્યો. બીજી જ ક્ષણે તે આગળ વધતો સ્થંભી ગયો.

ટોર્ચનાં કિરણો જમીન પર પડેલા કોઇ માનવીના ઉપર પડયાં. દાદરનાં પગથિયાં પાસે એ માનવી નિઃસ્તબ્ધ દશામાં પડયો હતો.

અને ટોર્ચનો પ્રકાશ એ માનવીના આખાય શરીર પર ફરી વળ્યો. જ્યોતિપ્રસાદના મુખમાંથી નિકળેલો દીર્ઘ સીસકારો અંજનકુમારને કર્ણગોચર થયો. તેણે નીચે દૃષ્ટિ કરી તો તે સ્થળે અરૂણુનો દેહ પડેલો દેખાયો.

તેનાં નેત્રો બંધ હતાં. ટોર્ચના પ્રકાશમાં તેનો ફિક્કો પડી ગએલો ચહેરો દેખાતો હતો. મસ્તકની એક બાજુએ કપાળ પાસે થએલી ફુટમાંથી થોડું લોહી વહી ગયું હતું. તેના હાથ પીઠ પાછળ બાંધેલા હતા. એ જ રીતે બન્ને પગ પણુ બાંધેલા હતા અને તેના મ્હોંમાં ડુચો ભરાવી મોઢાને રેશમી રૂમાલ વડે કસકસાવીને બાંધ્યું હતું.

વિજળીની બત્તી અંજનકુમારના હાથમાં આપીને જ્યોતિપ્રસાદ અરૂણુના દેહની પાસે નીચે જમીન પર બેસી ગયો. તેણે અરૂણુની તપાસ કરી અને તેના વદન પર નિશ્ચિંતતા દેખાઇ. એ ઉપરથી

અંજનકુમારને પણ લાગ્યું કે અરૂણ બેભાન છે ખરો, પરંતુ તેને ગંભીર ઇજા થવા પામી નથી. પછી જ્યોતિપ્રસાદ કશો પણ અવાજ કર્યા વગર ઉભો થયો.

'બહુ ઇજા નથી થઇ.' તે અતિ મંદ સ્વરે બોલ્યો : 'જે માણસે અરૂણની આ સ્થિતિ કરી છે તે હજી ઉપલા માળે જ હોવો જોઇએ. તે જ માણસનો પડછાયો આપણા જોવામાં આવ્યો હતો. હું માનું છું કે આપણા આગમનની તેને ખબર નથી પડી. કશો પણ અવાજ ન કરશો. આપણે અરૂણને આ સ્થિતિમાં જ અહીં રહેવા દઇએ. બે–ચાર મીનીટ તે આ સ્થિતિમાં રહેશે તો એથી તેને કશી વિશેષ ઇજા થવાની નથી. ચાલો મારી પાછળ આવો.'

એક હાથમાં ટોર્ચ અને બીજા હાથમાં પિસ્તોલ રાખીને અવાજ ન થાય એવી રીતે તે દાદર પર ચઢવા લાગ્યો. અંજનકુમારે પણ તેનું અનુસરણ કર્યું. તેઓ અર્ધા દાદરે પહોંચ્યા એ વખતે ઉપરથી પુનઃ અવાજ સંભળાયો. એ અવાજ ઓફીસવાળા ખંડમાંથી આવતો હતો.

ઓફીસનું દ્વાર અધખોલું હતું. તેઓ બે–ચાર પગથિયાં ઉપર આવ્યા, એ વખતે ઓફીસવાળા ખંડમાં વીજળીની હાથબત્તીનો પ્રકાશ જોવામાં આવ્યો. જ્યોતિપ્રસાદે તેની બત્તી બંધ કરી દીધી. તે અંદર જોતો આ સ્થળે ઉભો રહ્યો.

બારીના કાચનાં બારણાં આડા પડદા હતા. એ પડદામાં થઇને પ્રાતઃકાળનાં બાલ રવિનાં કિરણો અંદર દાખલ થવાનો યત્ન કરતાં હતાં. પરંતુ હજી ઓફિસમાં અંધારૂં હતું. એથી અંદરના માનવીને હાથબત્તીના પ્રકાશની સહાય લેવી પડતી હતી. તે કોઇ વસ્તુની તપાસ કરી રહ્યો હતો. તેની હીલચાલ ઉપરથી સમજાતું હતું કે આ બે જણા બહાર દાદર ઉપર ઉભેલા હોવાની તેને કશી પણ શંકા ગઇ ન હતી. એ વાત સાચી કે તેણે ઓફીસના વીજળીના દીવાની ચાંપ દબાવીને તેનો પ્રકાશ બંધ કરી દીધો હતો. એમ

કરવામાં રસ્તા ઉપરથી કોઇનું ધ્યાન આ ખંડ તરફ ન ખેંચાય એવો તેનો હેતુ હોવો જોઇએ. આ લોકો કશા પણ અવાજ વગર મકાનમાં દાખલ થયેલા હોઇ, ઉપરના માણસને તેમના આગમનની જાણ થઇ ન હતી.

બંને જણા દાદર પર શાંતપણે ઉભા હતા. અંદરથી ટેબલનું ખાનું ઉઘાડવાનો અને કાગળોના ફફડાટનો અવાજ આવ્યો. જ્યોતિપ્રસાદ જે સ્થળે ઉભો હતો, ત્યાંથી આ ખંડમાં નજર નાંખી શકતો હતો. તેને એક માણસનો કાળો આકાર જણાયો. તે એક ટેબલ પાસે ઉભો હતો અને હાથબત્તીના પ્રકાશની સહાય વડે ઉઘાડેલા ખાનામાંથી કાઢેલા કાગળો તપાસતો હતો.

આ માણસ કદમાં ઉંચો હતો. તણે લાંબો કાળો કોટ પહેર્યો હતો. મસ્તક ઉપરની ટોપી પણ કાળી હતી. તેનો ચહેરો સ્પષ્ટપણે જોઇ શકાતો ન હતો.

થોડા સમય પહેલાં શું બન્યું હશે એ વિષે જ્યોતિપ્રસાદના મનમાં વિચારો ઉભરાવા લાગ્યા.

થોડા સમય પૂર્વે બની ગયેલી ઘટનાનો ખ્યાલ હવે આવી શકતો હતો. અરૂણ આખી રાત્રિની તપાસ પછી અહીં આવ્યો હશે, તે સૂવાની તૈયારી કરતો હશે, એ વખતે નીચે પ્રવેશદ્વાર ઉપર આ અજાણ્યા આગંતુકે અવાજ કર્યો હશે. એથી અરૂણે નીચે જઇને બારણું ઉઘાડ્યું હશે અને આગંતુકે અંદર દાખલ થતાની સાથે જ અરૂણને કશી પણ શંકા આવે એ પહેલાં તેના મસ્તક પર ફટકો લગાવ્યો હશે. ત્યારપછી બારણું બંધ કરી અરૂણના બેભાન બનાવેલા દેહને તે દાદર પાસે લાવ્યો હશે. એ પછી તેના હાથપગ બાંધી તે કદાચ શુદ્ધિમાં આવે તો બૂમ પાડી ન શકે તે માટે મોઢાને પણ બાંધી લીધું હશે. સુમતિબહેન તો તેમના ખંડમાં તેમના ઓરડામાં ગાઢ નિદ્રામાં હોઇ, તેમને આ બનાવની ખબર ન પડી હોય એ બનવાજોગ છે. આટલું કર્યા પછી આ અજાણ્યા આગંતુકને ચોરી-

ચમાં દાખલ થઇ, તેની અંદર તપાસ કરવામાં કશી પણ અડચણ ન પડે તે સ્વાભાવિક છે.

પરંતુ એ માણસ અહીં શા માટે આવ્યો હશે ? અને શી તપાસ કરવા માગતો હશે ? તેની કલ્પના થઇ શકે તેમ ન હતી.

એ વિચારને મુલતવી રાખી જ્યોતિપ્રસાદ લેશ પણ અવાજ ન થાય એવી રીતે દાદરનાં બાકીનાં પગથિયાં ચડી ગયો. અંજનકુમાર પણ એટલી જ શાંતિથી તેની પાસે પહોંચી ગયો. બંને જણા અધખોલા દ્વાર પાસે ઉભા રહ્યા. તેઓ ટેબલ પાસે તેનું બીજું ખાનું ખોલતા માનવીને જોઇ શકતા હતા. તે માણસ તેની હાથ-બત્તીના પ્રકાશથી ખાના માંહેના કાગળોની તપાસ કરતો હતો.

તુરત જ જ્યોતિપ્રસાદ એક ફાળ ભરીને બારણાની અંદર દાખલ થયો. તેનો એક હાથ બારણાની બાજુમાં વીજળીની બત્તી પ્રગટાવવાને માટે જે ચાંપ હતી, તે તરફ વળ્યો, અને બીજા હાથમાં પકડેલી પિસ્તોલ તેણે આ ભેદી માનવી સામે તાકી રાખી.

પરંતુ તેનો હાથ વીજળીની બત્તીની ચાંપને દબાવી શકયો નહિ.

ઓફીસની અંદર ઘુસેલા માનવીને હજી પણ જ્યોતિપ્રસાદ અને અંજનકુમારની હાજરીનો ખ્યાલ આવ્યો ન હતો. તે તો તેના કાર્યમાં જ મશગુલ હતો. તેણે એક બીજું ખાનું ઉઘાડયું, અને તે જ વખતે તેણે પ્રવેશદ્વારમાં જ્યોતિપ્રસાદની હલચલનો અવાજ સાંભળ્યો ! તેના મુખમાંથી ભયનો ચિત્કાર સર્યો. તે આ ઉઘાડેલા ખાના પાસેથી એક બાજુએ ખસી ગયો, અને પિંજરામાં સપડાએલું પ્રાણી પિંજરાનું પ્રવેશદ્વાર બંધ થતું સાંભળી એ તરફ જેવી રીતે તાકી રહે તેવી રીતે તેની ભયપૂર્ણ દષ્ટિ પ્રવેશદ્વાર ઉપર ઠરી રહી.

એકાદ સેકન્ડ તો આખાય ખંડમાં શબવત્ શાંતિ છવાઇ રહી. એ પછી એકાએક ટેબલના છેલ્લા ઉઘાડેલા ખાનામાંથી ધમમમમમ કરતો અવાજ સંભળાયો.

એ જ ખાનામાંથી પીતવર્ણીય જ્વાલાનો ગોટો બહાર પડયો. બીજી જ ક્ષણે એક મોટો અવાજ થયો, અને જાણે ધરતીકંપ થયો

હોય તે રીતે આખોય ખંડ કંપી ઉઠયો. જ્યોતિપ્રસાદને જણાયું કે એ જ સમયે અંદર ઘુસેલો માનવી જમીન પરથી ઉછળીને એક બાજુએ પડયો હતો. પરંતુ બીજી તરફથી જ્યોતિપ્રસાદ પોતે પણ અંદર થએલા ધડાકાના આઘાતથી બહાર દાદરના ઉપલા પગથીઆ પાસે સરી પડયો. તેનાં નસ્કોરાં ઓરડાની અંદરથી બહાર આવતા તીવ્ર ધૂમ્રગોટથી ગુંગળાવાં લાગ્યાં.

'રાવસાહેબ—રાવસાહેબ—'

અંજનકુમારનો અવાજ સંભળાયો. તે અવાજ આશ્ચર્ય અને ભયથી ઘેરો બનેલો હતો. તે ઓફીસવાળા ખંડની બહાર ઉભેલો હોઇ, તેને જ્યોતિપ્રસાદના જેટલો આઘાત લાગ્યો ન હતો, અને દાદારના કઠેડાને પકડી રાખવાથી તે પડી જવા પામ્યો ન હતો. છતાં એકાએક થએલા આ અકસ્માતે તેને ગભરાવી દીધો હતો.

તેણે જ્યોતિપ્રસાદ પાસે આવી તેનો હાથ પકડીને બેઠો કર્યો અને પુછ્યું: 'કશી ઇજા તો થઇ નથી ને?'

'ના ના, મને કશી હરકત આવી નથી.'

'તેણે અંદર શું કર્યું હશે?' અંજનકુમાર બોલ્યો: 'શું તેણે બોમ્બ ફોડયો હશે? અને તેના પરિણામનો તે જ ભોગ થઇ ગયો હશે?'

અંજનકુમાર ધુમાડાથી ભરેલા ઓરડામાં બત્તીની ચાંપ શોધવાને માટે ફાંફા મારવા લાગ્યો.

'એ માણસે બોમ્બ ફોડયો લાગતો નથી. ટેબલના ખાનામાંથી એ જવાળા નીકળી હતી.' ઉભો થએલો જ્યોતિપ્રસાદ બારણાની અંદર દાખલ થતો બોલ્યો: 'ટેબલના ખાનામાં એવી કોઇ વસ્તુ પડેલી હોવી જોઇએ. ખાનું ઉઘડે કે તુરત પોતાનો ચમત્કાર બતાવવાની તે રાહ જોઇ રહી હતી, પરંતુ—'

અંજનકુમારે બત્તીની ચાંપ શોધી કાઢીને ચાંપ દબાવી પરંતુ બત્તી ન થઇ. એટલે જ્યોતિપ્રસાદે ગજવામાંથી પોતાની હાથબત્તી કાઢીને તેનો પ્રકાશ ઓફીસમાં રેલાવ્યો.

ઓફીસના ફરનીચરને નુકસાન થવા પામ્યું હતું. હજી અંદર ધુમાડાના ગોટા દેખાતા હતા. ખાનાવાળું ટેબલ તૂટી ગયું હતું. તેની અંદરના કાગળો જમીન પર વેરવિખેર પડયા હતા અને તેની વચ્ચે અજાણ્યો આગંતુક બેભાન અવસ્થામાં પડયો હતો. તેના ચહેરા ઉપર ધૂમાડાની કાલિમા છવાઇ રહી હતી. તેના મસ્તકને તથા શરીરના બીજા ભાગને પણ ઇજા થએલી દેખાતી હતી.

'મૃત્યુનો ભોગ!' અંજનકુમાર તેની સામે જોઇને બોલ્યો.

'જો તેણે મારો અવાજ સાંભળ્યો ન હોત અને આ ટેબલ પાસેથી તત્કાળ એક બાજુએ ખસી ગયો ન હોત તો તે જરૂર મૃત્યુનો ભોગ થયો હોત.' જમીન પર પડેલા બેભાન માનવીની સામે જોતાં જ્યોતિપ્રસાદે કહ્યું: 'અંજનકુમાર! તમને આમાં કાંઇ સમજાય છે? આ માણસ મારી ઓફીસમાં આવ્યો, તે પહેલાં કોઇ બીજો માનવી અહીં ઘુસેલો હોવો જોઇએ. તેણે એકાએક ધડાકો કરે એવો પદાર્થ ટેબલના ખાનામાં ગોઠવેલો હોવો જોઇએ. તેની એવી ધારણા હશે કે જે પહેલો માણસ એ ખાનું ઉઘાડે તે એ ધડાકાનો ભોગ થઇ પડે. એનો અર્થ એ થયો કે એ પ્રથમ આવનાર માણસે તો મારો જ નાશ કરવાનો પેંતરો રચેલો. પરંતુ વચ્ચે આ માનવી ઓફીસમાં ઘુસ્યો અને મારા ઉપરની આફત તેણે પોતાની ઉપર લઇ લીધી.'

તે આ માણસની બાજુમાં બેસીને તેને થએલી ઇજાઓની તપાસ કરતો હતો. તે માણસના ગળામાંથી અવાજ નિકળ્યો અને તેનું શરીર સહેજ હલ્યું, પરંતુ હજી તે બેભાન સ્થિતિમાં જ હતો.

'આ કોણ છે?' અંજનકુમારે પૂછયું: 'તમે એને ઓળખો છો?'

'આ માણસને મેં જોયો હોય એમ મને લાગતું નથી.' જ્યોતિપ્રસાદના અવાજમાં સંપૂર્ણ શાંતિ હતી. પોતાને માટે ગોઠવેલા મૃત્યુના છટકાની તેના દિલ ઉપર જાણે જરીકે અસર ન થઇ

હેમ, એવી સંપૂર્ણ શાંતિ અને સ્વસ્થતાપૂર્વક તે હાથબત્તીના પ્રકાશ વડે ધુમાડાથી કાળા બનેલા આ અજાણ્યા આગંતુકના ચહેરાનું નિરીક્ષણ કરવા લાગ્યો. એકાએક તે બોલ્યો : 'મેં આ માણસનો ફોટોગ્રાફ જોયો હોય એમ મને લાગે છે. નક્કી એ તે જ છે!'

'તે જ, એટલે કોણ?' અંજનકુમારે પ્રશ્ન કર્યો.

જ્યોતિપ્રસાદ ઉભો થયો. નીચેથી આવતા અવાજ તરફ તેનું લક્ષ ગયું.

નીચેના એકાદ ઓરડાનું બારણું ઉઘડ્યું હોય, એમ તેને લાગ્યું. સુમતિબહેન નીચેનાં ખંડમાં સૂતાં હતાં. એકાએક ઉપર ધડાકો થવાથી તે જાગી ગયાં, અને તેમણે બારણું ઉઘાડ્યું હતું. વળી ઓફીસની બારીમાંથી રસ્તા પર દોડતા આવતા માણસોનો અવાજ પણ સંભળાયો. અત્યારે રસ્તા ઉપર પસાર થતા માણસોની સંખ્યા ઓછી હોય એ સ્વાભાવિક હતું. તથાપિ આ ધડાકો સાંભળવામાં આવ્યો હોય અને તેથી લોકો એકઠા થતા હોય એ બનવાજોગ હતું.

ઓફીસની અંદર જમીન પર પડેલો માણસ પુનઃ સહેજ હલ્યો : 'ઉં હું હું હું' એવો અવાજ તેના મુખમાંથી નિકળ્યો. જો કે તેનાં નેત્રો તો બંધ જ હતાં.

'ત્યારે શું તમે આ માણસને પિછાનો છો?' અંજનકુમારે ફરીથી પ્રશ્ન કર્યો.

'તમે પણ તેને ઓળખી શકો છો.' જ્યોતિપ્રસાદે જવાબ આપ્યો : 'કારણ કે તમે પણ તેનો ફોટોગ્રાફ જોયેલો છે. આ માણસનું નામ બળવંતરાય દેવીપ્રસાદ છે. પોલીસ અને જેલના વોર્ડરો કદમપુરની પાસેના જંગલમાં તેની તપાસ કરી રહ્યા છે, જ્યારે બળવંતરાય તો અહીં ચંદ્રનગરમાં આપણી સમક્ષ પડેલો છે.'

* * *

## ૨૨ : મોટરનો નંબર

'બળવંતરાય!' અંજનકુમારે પણ એ જ નામનો ઉચ્ચાર કર્યો.

'હા, બળવંતરાય, અને તેને જખમ પણ ઠીક થયો લાગે છે. તે મરણ ન પામ્યો એટલું તેનું સદ્‌ભાગ્ય.' એ પ્રમાણે બોલતો જ્યોતિપ્રસાદ ઓફીસના પ્રવેશદ્વાર તરફ ગયો. તે બહાર નિકળી દાદર ઉપર ઉભો રહીને સુમતિબહેનની સાથે વાત કરતો અંજનકુમારના સાંભળવામાં આવ્યો. આ ખંડમાં જે ધડાકો થવા પામ્યો હતો, એનો ભળતો જ ખુલાસો જ્યોતિપ્રસાદે સુમતિબહેન પાસે કર્યો. એણે જણાવ્યું કે તેની પ્રયોગશાળા ઓફીસની બાજુમાં છે, તેની અંદર અમુક દ્રવ્યો એકત્ર કરીને એક શીશીમાં ભરી રાખ્યાં હતાં, તે શીશી તેની અંદર રાખેલાં દ્રવ્યોમાંથી પેદા થએલા ગેસને લીધે અચાનક ફાટવાથી આ ધડાકો થવા પામ્યો હતો. સુમતિબહેનને એથી સંતોષ થયો, અને જ્યોતિપ્રસાદની સૂચનાથી તે આગળ વધ્યા વગર પાછાં પોતાનાં ખંડમાં ચાલ્યાં ગયાં.

તે વખતે વળી આ મકાનના પ્રવેશદ્વાર ઉપર કોઈએ અવાજ કર્યો. જ્યોતિપ્રસાદ દાદર પરથી નીચે ઉતર્યો. દાદરના નીચેના પગથીયા પાસે એક બાજુએ અરૂણનો બંધનવશ દેહ પડ્યો હતો. તે કાંઈક શુદ્ધિમાં આવતો હોય એમ લાગતું હતું. પ્રવેશદ્વાર ઉઘડતાં તેની એ સ્થિતિ કોઈની દૃષ્ટિએ ન પડે, એટલા માટે જ્યોતિપ્રસાદે તેને ઉપાડીને અંદરની બાજુએ એક ખૂણામાં મુકી દીધો. ત્યારબાદ પ્રવેશદ્વાર ઉઘાડ્યું. બહાર એક સિપાઈ તથા ચાર પાંચ માણસો ઉભા હતા.

સિપાઈના પૂછવાથી જ્યોતિપ્રસાદે જણાવ્યું : 'હા, મારી ઓફીસની બાજુમાં પ્રયોગશાળા છે, તેની અંદર અમુક દ્રવ્યો મેળવવાનો હું પ્રયોગ કરી રહ્યો હતો, તેને લીધે અચાનક ધડાકો થવા પામ્યો હતો. જો કે એથી કશું નુકસાન થવા પામ્યું નથી.'

'ત્યારે તો બહુ સારૂ.' ચિંતામુક્ત બનેલા સ્વરે સિપાઇએ કહ્યું : 'મેં તો મોટો ધડાકો સાંભળ્યો અને તમારા મકાનની બાજુની ગલીમાં પડતી બારીના કાચ તૂટીને જમીન પર પડયા, એટલે મને ચિંતા થયેલી. મેં જાણ્યું કે કદાચ તમને જખમ પણ થયો હશે. વારૂ સાહેબ, મારી મદદની જરૂર છે?'

'ના ના, કશી પણ જરૂર નથી, અને મને પણ એવી કોઇ ઇજા પહોંચી નથી.' જ્યોતિપ્રસાદે જણાવ્યું.

સિપાઇ તથા તેની સાથેના માણસો ચાલ્યા ગયા. જ્યોતિપ્રસાદે બારણું બંધ કર્યું. અંજનકુમાર દાદર પર આવીને ઉભો હતો તે એકદમ નીચે આવીને બોલ્યો : 'રાવસાહેબ ! આમાં તમારો કોઇ હેતુ લાગે છે. સિપાઇને તમે જે કહ્યું, તે મેં સાંભળ્યું છે. ત્યારે શું તમે બળવંતરાયને પોલીસના કબજામાં સોંપવા નથી માગતા?'

'ના, અહીં બળવંતરાય આપણા કબજામાં સપડાયો છે, એવું પોલીસને જણાવવાની મારી ઇચ્છા નથી, હમણાં થોડા સમયને માટે તો નહિ જ. તેને જે ઇજાઓ થયેલી છે, તેનો ઉપચાર આપણે જ કરી લઇશું. અને તે સ્વસ્થ બને ત્યારપછી હું તેની સાથે વાત કરવા માગું છું. વારૂ, અંજનકુમાર, તમે મારા ડોકટરને ટેલીફોન કરી, મારા નામથી જલદી અહીં આવવા જણાવો. ત્યારબાદ તમે બળવંતરાયની પાસે રહેજો. તે દરમ્યાન હું અરૂણને બંધનમુક્ત કરી તેની સ્થિતિ તપાસી લઉં.' તેણે તેના ફેમીલી ડોકટર હીરાનંદનો ટેલીફોન નંબર અંજનકુમારને જણાવ્યો અને અંજનકુમાર પુનઃ ઉપલે માળે ગયો.

જ્યોતિપ્રસાદે અરૂણને બંધનમુક્ત કરી, તેના મ્હોંપરનો રૂમાલ છોડી મોઢામાંથી કપડાનો ડૂચો કાઢી નાંખ્યો, અને પછી તેને નીચે પડેલા એક બાંકડા પર બેસાડયો. તેણે આંખો ઉઘાડી હતી. થોડી વારમાં જ તે સ્વસ્થ બની ગયો અને અહીં જે ઘટના બનવા પામી હતી, એ તેણે જ્યોતિપ્રસાદને જણાવી. અરૂણ અહીંથી 'બદામી વીલા'માં જ્યોતિપ્રસાદને ટ્રંકકોલ કરીને પુનઃ ફેરીયાની

તપાસને માટે મોટરમાં રવાના થયો હતો. ત્યાંથી પરોઢમાં પાછો આવ્યો તે વખતે તેણે રસ્તા પર પ્રવેશદ્વારથી થોડે દૂર એક માણસને ઉભેલો જોયો હતો. અરૂણ મકાનમાં દાખલ થયો. તેણે બારણું બંધ કરી દીધું. ત્યારબાદ કોઇએ બારણા પર અવાજ કર્યો. બારણું ઉઘાડતાં તેણે જેને જોયેલો તે માણસ બહાર ઉભેલો દેખાયો અને એ માણસે બારણામાં દાખલ થતાં જ અરૂણના મસ્તક પર ફટકો લગાવ્યો.

'રાવસાહેબ! એ માણસ શરીરે ઉંચો હતો, તેણે કાળો લાંબો કોટ અને કાળી ટોપી પહેર્યાં હતાં. જો કે હું તેનો ચહેરો બરાબર જોઇ—'

'તેના દેખાવનું વર્ણન આપવાની કશી પણ જરૂર નથી. કારણ કે એ માણસ આપણા કબ્જામાં છે અને તે ઉપલા માળે પડેલો છે.'

'શું કહ્યું? તે તમારા કબ્જામાં છે!' અરૂણ બોલ્યો. તેના માથામાં જે સ્થળે ફુટ થઇ હતી, ત્યાં હજી થોડું દુઃખતું હતું તે સ્થળે હાથ ફેરવતાં તેણે કહ્યું: 'તમે પણ ભારે કરી. પરંતુ તે આપણા મકાનમાં શા માટે ઘુસ્યો હશે?'

'તે અહીં આપણી ઓફીસની તપાસ કરવાને માટે આવેલો હોય એમ લાગે છે.' જ્યોતિપ્રસાદે જવાબ આપ્યો: 'તેનું કારણ હું જાણી શકયો નથી. પરંતુ એ માણસ કોણ છે, એ તને હું કહી શકું તેમ છું.' અને તેણે સંતુષ્ટ સ્વરે કહ્યું: 'દિલીપનગર સેન્ટ્રલ જેલમાંથી પલાયન થએલો કેદી બળવંતરાય આપણા કબ્જામાં આવ્યો છે. તને ખ્યાલ તો હશે જ કે તેણે જ વસાણીનું ખૂન કર્યું હતું, એવું મી. લક્ષ્મીનંદન વસાણીનો સેક્રેટરી કુંદનરાય મારા મગજ ઉપર ઠસાવવા માગતો હતો. અત્યારે તો હું તને એટલું જ કહી શકું તેમ છું. પરંતુ તારી તપાસનું શું થયું? તને કાંઇ સફળતા સાંપડી કે નહિ?'

અરૂણે એક ગ્લાસમાં થોડું પાણી લઇ મ્હોં ધોયું. મસ્તકની બાજુમાં ચોટેલું લોહી ધોઇ નાંખ્યું. એ ઘા સાધારણ હતો. તેની

ઉપર ભીંગડું વળી ગયું હતું. એટલે તેની કશી ચિંતા કરવા જેવું ન હતું. પછી થોડું પાણી પીને તે વિશેષ સ્વસ્થ બન્યો અને બોલ્યો: 'આખરે એ ફેરીયાનો મને પત્તો મળ્યો ખરો. તે જાતે ખોજો છે. તેનું નામ લાલજી મનસુર, અને તે ખોજા શેરીમાં રહે છે. તેણે મોટરનો નંબર યાદ રાખી લીધો હશે એવી તમે કરેલી કલ્પના સાચી ઠરી. મેં તેને ઉંઘમાંથી ઉઠાડયો. તેના હાથમાં એક રૂપીઓ મૂકયો. એટલે તેણે વિનાસંકોચે મારા સવાલના જવાબ આપ્યા; અને તેની પાસેથી હું મોટરનો નંબર મેળવી શકયો. આ રહ્યો એ નંબર ' ગજવામાંથી તેણે એક નાની નોંધપોથી કાઢી. એ નોંધપોથી ઉઘાડીને તે બોલ્યો: 'મોટરનો નંબર સી. એસ. ૧૧૧ છે. તરતજ મેં પોલીસ ખાતામાં ટેલીફોન કર્યો હતો, અને તમારું નામ આપીને આ નંબરવાળી મોટરનો માલિક કોણ છે તે રજીસ્ટરમાંથી શોધીને જણાવવાની વિનતિ કરી હતી. એ તમે શા માટે જાણવા માગો છો, એ વિષયમાં મેં કશું કહ્યું ન હતું. અને એમ પણ જણાવ્યું હતું કે તેઓ દફતરમાંથી એ નંબરની મોટરના માલિકનું નામ અને શિરનામું મેળવે એટલે તેમણે અહીં આપણે ત્યાં ટેલીફોનથી જણાવવું.'

'શાબાશ! અરૂણ! તેં સરસ કામગીરી બજાવી.' જ્યોતિપ્રસાદે અભિનંદન આપ્યું: 'જો આ નંબર બનાવટી નહિ હોય, અથવા તો આ નંબરવાળી મોટર તેના સાચા માલિકના કબજામાંથી ચોરી લઇને તેનો ઉપયોગ કરવામાં આવ્યો નહિ હોય તો, આપણો માર્ગ વધારે સુગમ બનશે. એટલે કે આપણે મીસ મંજુલા અને લક્ષ્મીનંદન વસાણીની હસ્તપ્રતનું અપહરણ કરનારાઓનો પત્તો મેળવી શકીશું. એટલું જ માત્ર નહિ, પરંતુ વસાણીના ખૂનનો કોયડો ઉકેલવામાં પણ એક ડગલું આગળ વધી શકીશું. તે દરમ્યાન કેદી બળવંતરાય—'

'ઉપર આપણી ઓફીસમાં જ છે ને!' એમ બોલતો અરૂણ ઉભો થયો: 'ચાલો, ત્યારે હવે આપણે ઉપર જઇએ. મને હવે

કશી હરકત નથી. એ બળવંતરાયને મળીને તેની પાસેથી કદાચ કાંઇ નવી બાતમી મેળવી શકીશું.'

'તેને માટે ઉતાવળ કરવાની જરૂર નથી. તેને થએલા જખમોથી તે બેભાન બની ગયો છે. અંજનકુમાર તેની પાસે જ છે. હજી પણ તે કદાચ શુદ્ધિમાં નહિ આવ્યો હોય એમ હું માનું છું.'

'તેને જખમ શાથી થયા હશે? શું તમારી સાથે તેનું દંદયુદ્ધ થવા પામ્યું હતું?'

'ના, મેં તેને કશી ઇજા પહોંચાડી નથી, પરંતુ આપણી ઓફીસમાં થયેલા અકસ્માતને પરિણામે તે જખમાયો હતો.'

* * *

## ૨૩ : તબીબી સારવાર

જ્યોતિપ્રસાદે અત્યારે પહેલી જ વખતે ઓફીસમાં થોડા સમય પહેલાં બની ગયેલી ઘટનાની હકીકત અરૂણને જણાવી, અને છેવટે તેણે કહ્યું : 'હું માનું છું કે ટેબલના ખાનાની અંદરનો બોમ્બ ફાટવાથી બળવંતરાય કાં તો મરણ પામ્યો હોત અથવા છેવટે આંધળો તો જરૂર થયો હોત. એ બોમ્બ મારે માટે જ તે ખાનામાં મૂકવામાં આવ્યો હોવો જોઇએ. પરંતુ મારે બદલે બળવંતરાયે પહેલવહેલું ખાનું ઉઘાડયું. જો કે તેનું એટલું સદ્‌ભાગ્ય કે એ જ વખતે મારી સામે નજર કરતાં તે ભયભીત બનીને એક બાજુએ કૂદી ગયો. જો એ ખાનાની સામે જ ઉભો હોત તો કદાચ તે જીવતો રહેવા પામ્યો ન હોત.'

પ્રસ્તુત હકીકત સાંભળીને અરૂણ પણ ભયત્રસ્ત દૃષ્ટિથી જ્યોતિપ્રસાદની સામે તાકી રહ્યો.

'પરંતુ એ બોમ્બ ટેબલના ખાનામાં કેવી રીતે આવ્યો હશે? કોણે મૂકયો હશે?' તેણે પ્રશ્ન કર્યો.

'અત્યારે તો એ એક રહસ્ય જ છે. જો કે એટલું સ્પષ્ટ સમજાય છે કે આપણી ગેરહાજરીમાં કોઇ માણસ આપણી ઓફીસમાં દાખલ થયેલો હોવો જોઇએ. કયારે દાખલ થયો અને કેવી રીતે દાખલ થયો તે આપણે જાણતા નથી. એ ગમે તેમ હોય પરંતુ મારી ઉપર આ બળવંતરાયનું મોટું ઋણ ચડયું છે; કેમ કે સામાન્ય રીતે તો એ ખાનું મેં પોતે ઉઘાડયું હોત, અને જો તેમ બન્યું હોત તો ભલે કદાચ હું મૃત્યુ ન પામત તો પણ મને ગંભીર જખમો થયા હોત. તેને પરિણામે કદાચ જીવનપર્યંત હું અસહાય અને અપંગ બની ગયો હોત. અને તેથી મી. વસાણીના ખૂનના કિસ્સાની તપાસ કરવાને માટે હું તદ્દન લાચાર બની ગયો હોત. બળવંતરાય તો ચોરી છૂપીથી અહીં તપાસ કરતો હતો. કોઇ અચાનક આવી ચડશે એવો તેને ભય હતો, અને તેથી મને જોતાં જ તે અચાનક બાજુએ કૂદી ગયો. મારે માટે એવું કારણ ન હતું. એટલે

મેં ખાનું ઉઘાડયું હોત તો એ બોમ્બની સીધી અસર મારી ઉપર થઇ હોત. મને તો એમ લાગે છે કે હું વસાણીના ખૂનના કિસ્સાની તપાસ કરી રહ્યો છું, તે તપાસમાં આગળ ન વધી શકું એ માટે મારૂં મોત નિપજાવવાને સારૂ આ કારસ્તાન રચાયું હોવું જોઇએ.'

'મને પણ એમ જ લાગે છે.' અરૂણ સંમત થયો.

જ્યોતિપ્રસાદે કહ્યું: 'પરંતુ એક વાત ચોકખી દેખાઇ આવે છે. ટેબલના ખાનામાં બોમ્બ મૂકવામાં આવ્યો છે, એવું બળવંતરાયના જાણવામાં ન હતું. એ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે તે વસાણીનો ખૂની નથી. જો તેણે વસાણીનું ખૂન કર્યું હોત અને એ ખૂનના કિસ્સાની તપાસ ન કરવા દેવાને માટે મારો અંત લાવવાનું કાવતરૂં રચાયું હોત તો તે બળવંતરાયની જાણબહાર રહેવા પામ્યું ન હોત. ભલે પછી ટેબલના ખાનામાં બોમ્બ મૂકનાર બીજો કોઇ હોય. જો કે એ ટેબલનો તેના ખાના સાથે ભાંગીને ભૂકો થઇ ગયો છે. એટલે તેની અંદર બોમ્બ કેવી રીતે ગોઠવ્યો હતો, તથા ખાનું ઉઘાડતાંની સાથે બોમ્બ ફૂટવાની કેવી યંત્રરચના કરવામાં આવી હતી, તે જાણવાનું સાધન રહ્યું નથી.'

'પણ મારા મનમાં એક પ્રશ્ન ઉઠે છે.' અરૂણ બોલ્યો: 'તમે વસાણીના ખૂનના કિસ્સાની તપાસ કરી રહ્યા છો, એવું તેના ખૂનમાં સંડોવાએલા બદમાશો કેવી રીતે જાણી શકયા હશે? આપણે જાણીએ છીએ કે તમે આ કિસ્સાની તપાસ કરો છો એ હકીકત અંજનકુમાર અને વસાણીના સેક્રેટરી કુંદનરાય સિવાય બીજું કોઇ જાણતું નથી.'

'હું પણ એ જ વિચાર કરી રહ્યો છું. કદાચ—' તે આગળ બોલતો અટકી ગયો, અને તેના કાન સરવા બન્યા: 'પ્રવેશદ્વાર ઉપર કોઇ અવાજ કરે છે. ડોકટર હીરાનંદ આવ્યા લાગે છે.'

તેણે પ્રવેશદ્વારની પાસે જઇને બારણું ઉઘાડયું. ડોકટર હીરાનંદ જ હતા. તેમને લઇને તે તથા અરૂણ ઉપર ગયા.

'ડોકટર, તમને આટલા વહેલા જગાડવા માટે હું તમારી ક્ષમા ચાહું છું.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'પરંતુ તમારી મદદની ખાસ જરૂર હતી.'

તેઓ ઉપર આવ્યા. ધડાકાના અકસ્માતથી ઓફીસની વીજળીનો ગ્લોબ તૂટી ગયો હતો. એટલે બીજા ખંડમાંથી ગ્લોબ લાવીને તે સ્થળે લગાવી અંજનકુમારે બત્તી ચાલુ કરી હતી. ઓફીસનો દેખાવ જોઈને ડોક્ટર હીરાનંદ બારણાની વચ્ચે જ સ્થંભી ગયો. તે બોલ્યોઃ

'રાવસાહેબ! આ બધું શું છે?'

'દુશ્મનના હવાઈ વિમાનમાંથી બોમ્બ પડયો હોય એમ લાગે છે, નહિ વારૂ?' જ્યોતિપ્રસાદે કહ્યું: 'આ એક નાનકડો અકસ્માત થવા પામ્યો છે, અને તેના ભોગ બનેલા માનવીની સ્થિતિ તપાસવાને માટે તમને તકલીફ આપી છે. હું એ બધી હકીકત તમને જણાવીશ. પરંતુ તે અત્યંત ખાનગી રાખવાની છે, અને મને તમારી ઉપર પૂરો વિશ્વાસ છે.'

ઓફીસમાં પડેલો જખમાયેલો માનવી હજી પણ બેભાન હતો. ડોક્ટર હીરાનંદે તપાસ શરૂ કરી. તે જ્યોતિપ્રસાદનો જૂનો મિત્ર હતો. એટલે કશી વિશેષ પૂછપરછ કર્યા વગર જ તેણે આ માનવીની સારવાર આરંભી.

બળવંતરાયને ટેબલનું તૂટેલું ખાનું છાતી ઉપર અને માથા ઉપર લાગવાથી ઇજાઓ થઇ હતી. ડોકટરે પોતાની બેગ ઉઘાડી, તેમજ જ્યોતિપ્રસાદે પણ પોતાની પાસે પ્રાથમિક સારવારનાં સાધનો હતાં તે રજૂ કર્યાં. પ્રથમ તો બળવંતરાયના જખમોને ધોઇ નાંખ્યા, તેની ઉપર દવાઓ લગાવી અને પાટા બાંધી દીધા. ત્યારપછી તેને એક બીજા ઓરડામાં સુવાડવામાં આવ્યો. ડોકટરે તેને માટે પીવાની દવા તૈયાર કરીને તેમાંથી એક ડોઝ આપ્યો. બાકીના ડોઝ બબ્બે કલાકે આપવાનું જણાવ્યું. હજી પણ તે શુદ્ધિમાં આવ્યો ન હતો. મસ્તકનો પાછલો ભાગ જોરથી જમીન સાથે અફળાયેલો હોઇ, તેનાં જ્ઞાનતંતુ જડ જેવાં બની ગયાં હતાં.

તબીબી સારવાર પૂરી થયા પછી તેણે પૂછયું: 'રાવસાહેબ! કહો, આ બધું કેવી રીતે બન્યું? અને આ માણસને શાથી ઇજા થવા પામી?'

જે બિછાના પર બળવંતરાયને સુવારવામાં આવ્યો હતો, તેની બાજુમાં તેઓ ઉભા હતા. અંજનકુમાર અને અરૂણ પણ તેમની સાથે જ હતા. અરૂણ આમ તો સ્વસ્થ બની ગયો હતો, પરંતુ તેના મસ્તક ઉપર થયેલા આઘાતને કારણે તેનું મગજ હજી ભમતું હતું. સહેજ ચક્કર આવતાં હતાં. બળવંતરાયના કોટના અંદરના ઉંડા ગજવામાંથી એક નાનો કાળો દંડો મળી આવ્યો હતો. એ દંડો તેણે અરૂણના મસ્તક પર ફટકાર્યો હશે એમ સમજાતું હતું.

જ્યોતિપ્રસાદે અહીં થોડા સમય પહેલાં બનેલી ઘટનાની મુખ્ય વિગતો કશું પણ છુપાવ્યા વગર જણાવી. તેને વિશ્વાસ હતો કે ડોકટર આ હકીકત કદી પણ બહાર પડવા દેશે નહિ.

'હવે હું સમજ્યો.' ડોકટર હીરાનંદ બોલ્યો: 'રાવસાહેબ! તમારી કામગરી જોખમભરેલી તો ખરી જ. મને તો લાખ્ખો રૂપીઆ મળતા હોય તો પણ હું તમારા ધંધાનો સ્વીકાર કદી પણ ન કરૂં. તમે કહો છો કે આ માણુસ દિલીપનગર સેન્ટ્રલ જેલમાંથી પલાયન થએલો કેદી છે. તેને માથામાં જખમ થએલો છે. પરંતુ જો તમે તેને અહીંથી છૂપી રીતે પસાર કરાવવા ઇચ્છતા હો તો હું માનું છું કે આવતી કાલે—'

'ના, હું તેને અહીંથી અન્ય સ્થળે ખસેડવા ઇચ્છતો નથી.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'માત્ર મારી એટલી જ ઇચ્છા છે કે આ માણુસ મારે ત્યાં હોવાની બાતમી પોલીસને મળવી ન જોઇએ. તે માટે કેટલાંક ખાસ અગત્યનાં કારણો પણ છે.'

ડોકટરે જણાવ્યું: 'બહુ સારૂ. તો પછી તેની સારવારને માટે કોઇ નર્સને અહીં મોકલવી તે સલાહભર્યું નથી. એટલે તમારે જાતે જ તેની સારવાર કરવી પડશે. તે કયારે શુદ્ધિમાં આવશે, તે હું કહી શકતો નથી. આ દવા મેં તૈયાર કરી છે, તે તેને બબ્બે કલાકે આપ્યા કરજો. હવે હું જાઉં છું. જો મારી જરૂર હોય તો મને ટેલીફોન કરજો. બાકી તો બપોરે બાર વાગે દવાખાનું બંધ કર્યા પછી હું અહીં આવી જઇશ.'

* * *

## ૨૪ : બળવંતરાય શું કહે છે?

ડૉ. હીરાનંદની સાથે જ્યોતિપ્રસાદ પ્રવેશદ્વાર સુધી ગયો. તેને વિદાય કરી, પ્રવેશદ્વાર બંધ કરી તે પુનઃ ઉપર આવ્યો. અરૂણુ બળવંતરાયની પાસે હતો. અંજનકુમાર બારણામાં સામો મળ્યો. તેણે કહ્યું: 'ડૅાકટરના ડોઝે અસર કરી છે અને તે શુદ્ધિમાં આવતો હોય એમ લાગે છે.' એ સાંભળી જ્યોતિપ્રસાદ તેની ઓફીસમાં નહિ જતાં, બળવંતરાયને સુવાડયો હતો તે ઓરડામાં ગયો. તેનાં પોપચાં અર્ધ ઉઘડેલાં હતાં. થોડી વારે તેણે નેત્રો ખોલીને આમતેમ દૃષ્ટિ કરી. પોતે કયે સ્થળે છે, તેનો હજી તેને ખ્યાલ આવ્યો ન હતો. જ્યોતિપ્રસાદ બિછાના પાસે ખુરશી પર બેસીને તેની સામે જોવા લાગ્યો. જ્યોતિપ્રસાદ તરફ તેની દૃષ્ટિ જતાં તે જરીક ચમકયો અને ઉભો થવા લાગ્યો.

'બળવંતરાય! ઉભા ન થશો. બિછાના પર જ પડી રહો.' જ્યોતિપ્રસાદે કહ્યું.

બળવંતરાયના હોઠ ફફડયા:

'હું કયાં છું?' એ શબ્દો તેના મુખમાંથી નિકળ્યા. તેનો અવાજ અતીવ મંદ હતો.

'એટલું તમારૂં સદ્‌ભાગ્ય કે તમે અત્યારે કોઇ હોસ્પિટલમાં નથી.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'તમે આ સ્થળે શા માટે આવ્યા તે હું જાણતો નથી. પરંતુ એટલું તો ચોક્કસ છે કે મારો ભોગ લેવાને માટે બિછાવેલી જાળમાં તમે આબાદ સપડાઇ ગયા હતા. હા, હું જ્યોતિપ્રસાદ ડિટેકટીવ.' તેણે ઉમેર્યું. બળવંતરાયનાં નેત્રો ઉપરથી સમજી શકાતું હતું કે તે જ્યોતિપ્રસાદને ઓળખી ગયો હતો.

અને હવે તેને પોતાની પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો. તેણે બેઠા થવાનો યત્ન કર્યો, પરંતુ એક ઉંહકારા સાથે તે પાછો પડી ગયો અને જ્યોતિપ્રસાદ સામે જોઇ રહ્યો. તેની દૃષ્ટિમાં શંકા તથા ભય હતાં.

'તમે અહીંથી નાસી જવાની આશા રાખતા હો તો તે નકામી છે.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'તમને મારા મદદનીશ અરૂણ કરતાં વધારે ઇજા થએલી છે. તે નિર્મૂળ થાય ત્યાંસુધી તમારે અહીં રહેવું પડશે. બળવંતરાય! તમે દિલીપનગર સેન્ટ્રલ જેલમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ અહીં આવતાં એ પ્રયત્ન નિષ્ફળ ગયો.'

જ્યોતિપ્રસાદના પ્રસ્તુત શબ્દો સાંભળી બળવંતરાયના વદન પર એક ઘેરૂં સ્મિત પથરાયું. તેણે કશો પણ ઉચ્ચાર કર્યો નહિ અને જ્યોતિપ્રસાદ, અંજનકુમાર, તથા અરૂણની સામે તે જોવા લાગ્યો. જ્યોતિપ્રસાદે ટેબલ ઉપર પડેલી બાટલીમાંથી એક નાના કાચના ગ્લાસમાં થોડી દવા રેડીને બળવંતરાયના હોઠ પાસે ધરી.

દવા પીધા પછી તે બોલ્યો: 'ત્યારે તો હવે હું તમારા હાથમાં સપડાયો છું અને હું માનું છું કે મને પુનઃ જેલમાં લઇ જવાને માટે પોલીસ અહીં આવવાને રવાના થઇ ચૂકી હશે.'

'ના, મેં પોલીસને ખબર નથી આપી.'

'શા માટે નથી આપી?'

'હું તમારી પાસેથી કેટલાક પ્રશ્નોના જવાબ મેળવવા ઇચ્છું છું.'

તે ક્ષણ વાર તો મૌનપણે જ્યોતિપ્રસાદની સામે જોઇ રહ્યો. છેવટે બોલ્યો: 'તમે મને કેવી રીતે ઓળખી શકયા?'

'મેં અખબારોમાં તમારો ફોટો જોયો હતો એથી. વારૂ, પ્રથમ તો હું તમને એ પૂછવા માગું છું કે તમે અહીં મારે ત્યાં શા માટે આવ્યા હતા? અને તમે લક્ષ્મીનંદન વસાણીના ખૂન સંબંધમાં શું જાણો છો? બળવંતરાય! તમે મને સાચો જવાબ આપો એ જ તમારે માટે ઇષ્ટ છે. એક વખત તમે ફાંસીની સજામાંથી છટકી ગયા છો. પરંતુ જો તમે સાવધ નહિ રહો તો બીજી વખત પણ તમારી ઉપર ખૂનનો આરોપ આવશે. હું તમારા ભલાની ખાતર તમને ચેતાવું છું.'

'શું મેં વસાણીનું ખૂન કર્યું છે એમ તમે માનો છો?' બળવંતરાયનો અવાજ મંદ પરંતુ ઘેરો હતો: 'હું સાચું કહું છું કે

એ સમાચાર મેં અખબારમાં વાંચ્યા ત્યાંસુધી હું કશું પણ જાણતો ન હતો. અરે, મી. વસાણીએ તો મને ભારે મદદ કરી છે. તો પછી હું તેમનું ખૂન શા માટે કરૂં ?'

'વસાણીએ તમને મદદ કરી છે ! એટલે તમે એમ કહેવા માગો છો કે તેની મદદથી તમે જેલમાંથી નાસી ગયા હતા ?'

'હા, મેં જેલમાંથી છૂટકારો મેળવ્યો, તે મી. વસાણીને જ આભારી છે. કારણ કે—કારણ કે—' તે આગળ બોલી શકયો નહિ. થોડા સમયને માટે તેની આંખો વીંચાઇ ગઇ.

'હરકત નહિ, બળવંતરાય ! તમે થોડી વાર સૂઇ રહો, આપણે પછીથી વાત કરીશું.'

'ના ના, મને અત્યારે ઠીક છે,' બળવંતરાય બોલ્યો : 'તમે મને જે પૂછવું હોય તે ખુશીની સાથે પૂછો.'

'તમે પેલી યુવતીના અપહરણ વિષે શું જાણો છો ?' અંજનકુમાર ઇંતેજારીપૂર્વક વચ્ચે બોલી ઉઠયો : 'એ યુવતીનું નામ મીસ મંજુલા છે અને તેને મી. લક્ષ્મીનંદન વસાણીની છેલ્લી નવલકથાની હસ્તપ્રત સાથે એક મોટરમાં ઉપાડી જવામાં આવી છે. તે અત્યારે કયે સ્થળે છે ?'

'તમે જે કહો છો, તે હું કશું પણ સમજી શકતો નથી.' બળવંતરાયે જવાબ આપ્યો : 'કોઇ યુવતીના અપહરણ વિષે તો હું અત્યારે જ સાંભળું છું. એક યુવતી—વસાણીની નવલકથાની હસ્તપ્રત સાથે ? એટલે કે જે દિવસે તેમનું ખૂન થયું, તે દિવસે તેમણે અહીં તેમના એજન્ટને મોકલેલી હસ્તપ્રત વિષે તમે કહો છો ?'

'ત્યારે તો તમે એ હસ્તપ્રતના સંબંધમાં કાંઇક જાણતા લાગો છો.' જ્યોતિપ્રસાદે પૂછ્યું.

'હા, મી. વસાણીએ તે રાત્રે એ હસ્તપ્રત મારી સાથે લઇ જવાને માટે મને આપી હતી. હું જેલમાંથી નાસી છૂટયો અને તે પછી સીધો મી. વસાણીની પાસે ગયો. હું જ્યારે જેલની અંદર હતો, ત્યારે તેમણે મને સંદેશો મોકલ્યો હતો. તેમણે જણાવ્યું હતું.

કે તે કદમપુર પાસે 'બદામી વીલા'માં રહેવાને માટે આવ્યા છે. એટલે જેલમાંથી છૂટીને મારે તેમને ત્યાં જવું. તેઓ મને મદદ કરશે. તેમણે તેમનું એ વચન પાળ્યું પણ ખરું. જેલમાંથી નાસી હું એક નાના ગામમાં ગયો. ત્યાંથી કપડાં મેળવી મેં બદલાવી નાંખ્યાં. ત્યારબાદ હું વસાણીને ત્યાં ગયો. તેમણે મને તદ્દન નવાં કપડાં આપ્યાં, તેમ જ હું બીજું નામ ધારણ કરીને અન્ય સ્થળે ચાલ્યો જઈ શકું તે માટેનાં કેટલાંક દસ્તાવેજી સાધનો પણ આપ્યાં. વળી મને પૈસા તેમ જ એક મોટર પણ આપી. તેમને ત્યાંથી નિકળી હું સીધો ચંદ્રનગર આવવાને માટે મોટરમાં રવાના થયો, અને પછી—' બોલતાં તેને થાક લાગ્યો હતો. તેણે પાણી માગ્યું. અરૂણે એક ગ્લાસમાં પાણી આપ્યું. જળપાન કર્યા પછી તે પુનઃ બોલ્યોઃ ' તેમણે તેમની 'ચમત્કારિક નવલકથા'ની હસ્તલિખિત ચોપડી મને આપી હતી, અને મને તેમણે સૂચના આપી હતી કે ચંદ્રનગર જઈને એ ચોપડી મારે તેમના એજન્ટ બકુલચંદ્રને પહોંચાડવી. એ ચોપડી તે મારી સાથે શા માટે મોકલાવે છે એવું મેં તેમને પૂછ્યું. પરંતુ એનો મને જવાબ ન મળ્યો. જો કે એટલું હું સમજી શકયો કે એ પુસ્તક ગમે તે કારણે તે વિનાવિલંબે બકુલચંદ્રને પહોંચાડવા માગતા હતા. એટલે ટપાલરસ્તે કદમપુરથી રવાના કરવા કરતાં મારી સાથે મોકલવાથી તે પુસ્તક બકુલચંદ્રને વહેલું મળે એ સ્વાભાવિક હતું. ચંદ્રનગર આવ્યા બાદ એ પુસ્તક મેં બકુલચંદ્રને સુપ્રત કર્યું. બસ, એ પુસ્તકના સંબંધમાં એથી વિશેષ હું કશું પણ જાણતો નથી.'

'હું સમજ્યોઃ મી. વસાણી ચંદ્રનગર છોડી કદમપુર રહેવા આવ્યા તેનું કારણ હવે સમજાય છે. પરંતુ તેમણે જેલમાંથી પલાયન થવામાં તમને શા માટે મદદ કરી હશે ? શું તમારી તેમની સાથે મિત્રતા હતી ?'

'હા, એક રીતે અમે જૂના મિત્રો ગણાઈએ. ડિટેક્ટીવ સાહેબ ! તમે જાણો છો કે મી. વસાણી સરસ નવલકથાકાર હતા. તેમણે અનેક ડિટેક્ટીવ નવલકથાઓ લખી છે. એ નવલકથાઓનાં પાત્રો તથા પ્રસંગોને હુબહુ બનાવવાને માટે તે અંધારી આલમના ઉંડાણ-

ગીરોના પરિચયમાં આવતા હતા. જો કે પ્રથમ તો એ લોકો તેમને પોતાની સાથે ભેળવતા ન હતા. પરંતુ પાછળથી તે ઉઠાઉગીરોનો વિશ્વાસ મેળવી શકયા, અને તેમની સાથેનો મી. વસાણીનો પરિચય વધવા લાગ્યો. એ રીતે મારો પણ તેમની સાથે પરિચય થવા પામ્યો હતો. કારણ કે અમુક અંશે હું પણ એ ઉઠાઉગીરોની સાથે મળેલો હતો. તે માટે મને સજા પણ—'

'હા, હું જાણું છું.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'તમે બનાવટી સહી કરીને પૈસા મેળવેલા તે બદલ તમને સજા થઇ હતી; તમારા પૂર્વજીવનની માહિતી મને મળી છે.'

'એ વખતે હું પહેલીવાર જ જેલમાં ગયો.' બળવંતરાયે કહ્યું: 'સાચું કહું તો એ મારી મૂર્ખતા અને બાલીશતાનું જ પરિણામ હતું. હું શું કરી રહ્યો છું, તેનો મને ખ્યાલ ન હતો, અને તેની મને મળેલી સજા પણ વાજબી હતી. પરંતુ જેલમાં જવાથી બદમાશ માણસોના સંસર્ગે મને રીઢો બનાવ્યો અને ત્યાંથી આવ્યા બાદ હું છૂપી રીતે ધંધાદારી ઉઠાઉગીરોના સંબંધમાં આવવા લાગ્યો. તે વખતે હું મી. વસાણીના પરિચયમાં આવ્યો. તેમને લાગ્યું કે હું બીજા ઉઠાઉગીરો કરતાં જુદા જ પ્રકારનો માનવી છું અને તેથી જ તેમણે અંધારી આલમમાંથી મારો ઉદ્ધાર કરવાને માટે મને સમજાવવા માંડયો. તેમનો એ પ્રયત્ન સફળ પણ થયો.'

'ત્યારે તો તમારી સાથેના સંબંધને અંગે જ શ્રીમતી યમુનાબાઇ સાથે વસાણીનો પરિચય થયો હશે?' એકાએક જ્યોતિપ્રસાદને વસાણીની નવલકથાનું ફાટેલું અસ્તરનું પાનું યાદ આવ્યું. એ પાના ઉપર વસાણીના હસ્તાક્ષરે 'શ્રીમતી યમુનાબાઇને સપ્રેમ ભેટ' એવું લખ્યું હતું.

જ્યોતિપ્રસાદનો પ્રશ્ન સાંભળી બળવંતરાયે સામો પ્રશ્ન કર્યો: 'મી. વસાણીનો મારાં યમુનાકાકી સાથે પરિચય હતો, એવું તમારા જાણવામાં કેવી રીતે આવ્યું?'

'એ તમારે જાણવાની જરૂર નથી. તેનો એ પરિચય તમારી મારફત થયો હતો એ તો ચોક્કસ છે ને?'

'હા, એ વાત સાચી છે. તેમની શિખામણે મારી ઉપર અસર કરી હતી. મેં અંધારી આલમનો સંગ છોડી દીધો, સીધો માર્ગ ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. મારી યમુનાકાકીની ભલામણથી અહીં ચંદ્રનગરમાં મને નોકરી પણ મળી ગઈ. એકવાર હું તેમને મળવા માટે શ્યામપુર ગયો હતો. મી. વસાણી પણ કોઈ કામપ્રસંગે ત્યાં આવેલા. અમે અચાનક રસ્તામાં મળી ગયા. હું તેમને અમારે ઘેર લઈ ગયો. મેં તેમનો મારી કાકી સાથે પરિચય કરાવ્યો. ત્યારપછી શું બન્યું એ તો તમે જાણો છો. મારી યમુનાકાકીનું કરપીણ રીતે ખૂન કરવામાં આવ્યું, અને તેનો આરોપ મારી ઉપર આવ્યો. મને ફાંસીની સજા થઈ. જોકે મારા વકીલની કુશળતાથી એ સજા ઘટીને જન્મકેદની સજા મને મળી. કોર્ટે એ વખતે એવું માનેલું કે મારી કાકીનો વારસો મને મળે, તે ખાતર મેં તેમનું ખૂન કર્યું હતું.'

તેના અવાજમાં એક જાતની તીવ્રતા હતી. એ ઉપરથી જ્યોતિપ્રસાદ તેના હૃદયને વાંચવા યત્ન કરતો હોય તેવી રીતે તેની સામે વેધક દૃષ્ટિથી જોઈ રહ્યો. છેવટે તે બોલ્યો : 'શું તમે એમ કહેવા માગો છો કે તમને કરવામાં આવેલી સજામાં ન્યાય ન હતો ?'

'ન્યાય ! અરે ન્યાયનો તો તેમાં અંશ પણ ન હતો. કારણ કે મારી કાકીનું ખૂન મેં કર્યું જ ન હતું. તેમનું ખૂન કોણે કર્યું હતું એ હું જાણતો નથી, પરંતુ તેણે મારી ઉપર ખૂનનું તહોમત સાબિત કરાવવામાં પૂરી સફળતા મેળવી હતી. તમે મારા આ કથનને સાચું માનશો એમ હું માનતો નથી. તો પણ—' તે બોલતો અટકી ગયો. તેના રક્તહીન ફિક્કા હોઠમાંથી એક ઘેરું હાસ્ય સરી પડ્યું.

'એક જ માણસ મારી વાત માનતો હતો અને તે મી. વસાણી. તેમને મારી નિર્દોષિતામાં વિશ્વાસ હતો. તેથી જ સેન્ટ્રલ જેલમાંથી પલાયન થવામાં તેમણે મને મદદ કરી હતી. તેમનો ઇરાદો હું અહીં આવું ત્યારપછી કદમપુરથી અહીં ચંદ્રનગર આવવાનો હતો. તે અમુક દિવસને માટે અહીં મને પોતાના મકાનમાં છુપાવી રાખવા ઇચ્છતા હતા, અને તે દરમ્યાન હું સફળતાપૂર્વક કોઈ દૂર દેશાવર જઈ શકું એવી

સમજ્ક કરી આપવાનો ઈરાદો તેમણે વ્યક્ત કર્યો હતો. પરંતુ તમે જાણો છો કે તે 'બદામી વીલા'ને છોડી શક્યા નહિ. કારણ કે અમે જુદા પડયા બાદ તુરત જ તેમનું ખુન થયું! હવે તમે કહો છો કે તેમના ખૂનનો આરોપ પણ મારી ઉપર આવે તેમ છે! ખરેખર વિધિની પણ બલીહારી છે.' તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. થોડી વાર તે જ્યોતિપ્રસાદ સામે જોઈ રહ્યો અને બોલ્યો: 'આ મારી ખરી હકીકત છે. પરંતુ મને લાગે છે કે તે તમે સાચી નહિ માનો. જેને મારી ઉપર વિશ્વાસ હતો તે તો મૃત્યુ પામ્યો–તેનું ખૂન થયું છે. અત્યારે હું તમારા હાથમાં સપડાયો છું. જો અત્યારે મારી આવી અસહાય દશા ન હોત તો હું કદી પણ આ સ્થળે રહ્યો ન હોત, ગમે તેમ કરીને પણ અહીંથી છટકવાનો પ્રયત્ન કરત. પરંતુ હવે એનો કશો અર્થ નથી. હું અસહાય, અપંગ જેવો બની ગયો છું. જાઓ, પોલીસને ટેલીફોન કરો. શ્યામપુરવાળાં યમુનાબાઈનો ખૂની અને સેન્ટ્રલ જેલમાંથી નાસી છૂટેલો કેદી બળવંતરાય જેની ઉપર લક્ષ્મીનંદન વસાણીના પણ ખૂનનો શક છે, તે અહીં તમારા મકાનમાં પડયો છે.'

પ્રસ્તુત શબ્દો ઉચ્ચારતાં તે ખૂબ ઉશ્કેરાઈ ગયો હતો. એ ઉશ્કેરાટની અસર તેના મગજ ઉપર થવાથી તે થાકી ગયો હતો. એટલે પુનઃ તેનું મસ્તક ઓશીકા ઉપર પડ્યું અને તેની આંખો વીંચાઈ ગઈ.

થોડી વારે તેણે નેત્રો ઉઘાડયાં એટલે જ્યોતિપ્રસાદે તેને કહ્યું: 'તમે મી. વસાણીનું ખૂન કર્યું છે, એવું મેં તમને કયાં કહ્યું છે? કેટલાંક કારણોસર મારી તો ખાતરી છે કે તેના ખૂની તમે નથી.'

'એ માટે હું તમારો આભાર માનું છું.' બળવંતરાય બોલ્યોઃ 'એમ છતાં પણ હું જેલમાંથી નાસેલો, જન્મટીપની સજા પામેલો કેદી છું. એટલે હવે પોલીસને ટેલીફોન કરવામાં શા માટે વિલંબ કરવો જોઈએ? જ્યારે ત્યારે પણ તમે પોલીસને ખબર તો આપવાના જ છો. તો પછી અત્યારે જ શા માટે નહિ?'

'એમ માની લ્યો કે પોલીસને આ ખબર આપવાનો મારો ઇરાદો નથી.'

બળવંતરાય તેની સામે તાકી રહ્યો: 'તમે શું કહ્યું? હું આ સ્થળે પડેલો છું એવું તમે પોલીસને જણાવવા નથી માગતા?'

જ્યોતિપ્રસાદ ઉભો થયો અને બિછાના પર પડેલા જખમી માનવીની સામે જોઇ રહ્યો. થોડી વારે જાણે તેણે નિર્ણય કર્યો હોય એવા ભાવપૂર્વક તે બોલ્યો: 'બળવંતરાય! મને અનેક પ્રકારના માનવીઓનો અનુભવ થયો છે. તેથી માનવસ્વભાવનો હું બહોળો પરિચય મેળવી શક્યો છું. તમે ધારો તો એક ભયંકર માનવી બની શકો તેમ છો. તથાપિ મારો આત્મા મને કહે છે કે તમે જે હકીકત કહી તે સાચી છે, અને યમુનાબાઇનું ખુન તમે નથી કર્યું.'

બળવંતરાયે એક ધીમો પણ લાંબો નિસાસો મૂક્યો. જ્યોતિપ્રસાદના પ્રસ્તુત શબ્દોએ તેના મન ઉપર ભારે અસર કરી હતી. થોડો સમય સુધી તો તે કશું પણ બોલી ન શક્યો. છેવટે તેણે કહ્યું: 'તમારા શબ્દો મારા દિલને ભારે સાંત્વન આપે છે. પરંતુ કાયદાએ તો તે દિવસથી નક્કી કરી દીધું છે કે મેં જ મારી કાકીનું ખૂન કર્યું છે! તેના બદલામાં મને જન્મટીપની સજા પણ મળી ચૂકી છે. ત્યારે હવે કહો, તમારો શો ઇરાદો છે?'

'મારી ઇચ્છા એવી છે કે થોડા દિવસ તો તમે અહીં મારે ત્યાં જ રહો. હવે આપણે શું કરવું તેનો નિર્ણય પછીથી કરીશું. પરંતુ એક વાત તમે મને ન કહી. તમે અહીં મારા મકાનમાં શા માટે દાખલ થયા હતા?'

'જો સાચું કહું તો તમારી પાસે આવવાનું એકાએક મારા મનમાં સ્ફુરણ થયું હતું. ચંદ્રનગર આવ્યા બાદ એક લોજમાં રહેવાની મેં વ્યવસ્થા કરી હતી. તે લોજમાંથી નિકળીને હું આમતેમ રસ્તા પર ફરતો હતો. વેશ પરિવર્તન કરેલું હોઇ. ઓળખાવાની બીતિ ન હતી. મી. વસાણી મૃત્યુ પામ્યાના સમાચાર મારા વાંચવામાં આવ્યા હતા. એટલે હવે અહીંથી કોઇ દૂર દેશાવર જવા માટે કેવી રીતે પલાયન

થયું, તેનો વિચાર હું કરતો હતો. પોલીસ મારી પાછળ પડી હતી એ તો હું જાણતો હતો. એટલે તે વહેલી મોડી મને પકડી પાડશે એવી મારી ખાતરી હતી. તે દરમ્યાન મારા મનમાં એક જ મુખ્ય વિચાર ઉદ્‌ભવતો હતો કે મારી યમુનાકાકીનો ખૂની કોણ છે—તેનો પત્તો મેળવવો. એથી કદાચ મારી નિર્દોષિતા સાબિત કરી શકાશે.

'એ રીતે ગઈ કાલે જમ્યા પછી રસ્તા ઉપર ફરતાં હું વિચાર કરી રહ્યો હતો. તેની સાથે મને એક બીજો પણ વિચાર આવતો હતો. મી. વસાણીનું પણ ખૂન થયું હતું. તેમનું ખુન થયું તે પહેલાં હું તેમને ત્યાં ગયો હતો. એ વાત જો પોલીસના જાણવામાં આવે તો શું બને? ખૂનના તહોમત માટે સજા પામેલા કેદી ઉપર આ બીજા ખૂનનો પણ આરોપ આવે તો એમાં આશ્ચર્ય શું છે? ભય, ચિંતા અને શંકાથી મારૂં મગજ ઘેરાઈ ગયું હતું. અને તેથી જ અચાનક મને તમારા નામનું સ્મરણ થયું.'

'મારા નામનું!' આશ્ચર્યપૂર્ણ અવાજે જ્યોતિપ્રસાદ બોલ્યો.

બળવંતરાયે કહ્યું: 'હા જી, હું પોતે તો એ સંબંધમાં કશું પણ કરી શકું તેમ ન હતો. એટલે મને એવો વિચાર આવ્યો કે એક વાર તમારી મુલાકાતનું જોખમ ખેડવું. મને એવી આશા હતી કે હું મારી તમામ હકીકત તમને જણાવી, તે સાચી હોવાનો વિશ્વાસ તમારા દિલમાં પેદા કરી શકીશ. એથી તમે મારો કેસ હાથમાં લેશો અને યમુનાકાકીનો ખૂની કોણ છે એ શોધી કાઢશો. એ એક જોખમ તો હતું જ, કારણ કે મારા કથનમાં તમને વિશ્વાસ ન બેસે તો તમે મને પોલીસના હાથમાં સપડાવી દો એમ હું માનતો હતો. તથાપિ એ જોખમ ખેડવાનો મેં નિશ્ચય કર્યો. એ સાથે સાચું કહું તો એવો વિચાર મારા મનમાં આવ્યો હતો કે જો તમે મને પોલીસના હાથમાં સપડાવો તો તે વખતે મી. વસાણીએ મને આપેલી પિસ્તોલનો ઉપયોગ કરીને પણ પોલીસના હાથમાંથી છટકી જવું.'

'વારૂ, પછી?' જ્યોતિપ્રસાદની ઇન્તેજારી વધી.

'હું કાલે બપોર પછી અહીં મનહર સ્ટ્રીટમાં આવ્યો. તમારા મકાનની સામી બાજુના ફુટપાથ ઉપર આવીને હું ઉભો રહ્યો. પણ એ વખતે હું તમારી પાસે ન આવ્યો. તેનું એક કારણ હતું. સામી બાજુએ ઉભો રહીને હું તમારા પ્રવેશદ્વારની સામે જોતો તમારી પાસે આવવાનો વિચાર કરતો હતો, તે વખતે મેં તમારા મકાનમાંથી મી. વસાણીના સેક્રેટરી કુંદનરાયને બહાર નિકળતાં જોયો. અને તેથી મારો વિચાર બદલાઇ ગયો.'

'હા, કુંદનરાય ગઇ કાલે બપોર પછી મને મળવાને માટે આવ્યો હતો.' જ્યોતિપ્રસાદે જણાવ્યું : 'પરંતુ તેને જોવાથી મારી મુલાકાત લેવાનો તમારો વિચાર બદલાઇ જવાનું કારણ શું?'

'મેં એવી કલ્પના કરી હતી કે વસાણીના ખૂનના કિસ્સાને ઉકેલવા માટે તે તમારી મદદ લેવાને તમારી પાસે આવ્યો હશે.' બળવંતરાયે જણાવ્યું : 'તે સિવાય તેનું અહીં આવવાનું બીજું શું કારણ હોય? વળી હું 'બદામી વીલા'માં વસાણીને મળવા માટે ગયો હતો તે કુંદનરાય જાણતો હતો. એટલે મેં એવું પણ અનુમાન કર્યું કે તેણે એ હકીકત તમને કહી હશે; અને તેથી મને એમ પણ લાગ્યું કે તમે મને મી. વસાણીનો ખુની માનતા હશો. એ વિચારથી મારા મનમાં ભય પેદા થયો, અને તમારી મદદ મેળવવાને બદલે હું તમને મારા દુશ્મન માનવા લાગ્યો. એટલે જેવો હું અહીં આવ્યો હતો તેવો જ અહીંથી રવાના થઇ ગયો.'

'હું સમજ્યો.' જ્યોતિપ્રસાદ સીગારેટ સળગાવતો બોલ્યો : 'તમારી કલ્પના સાચી છે. તમે કદાચ વસાણીનું ખુન કર્યું હશે એવું સૂચન કુંદનરાયે મારી પાસે કર્યું હતું. પરંતુ તમે 'બદામી વીલા'માં ગયા હતા એવું તો તેણે મને કહ્યું જ ન હતું. એથી તમે 'બદામી વીલા'માં દાખલ થઇને વસાણીનું ખૂન કર્યું છે, એવું તે શા ઉપરથી માનતો હશે, એ તે વખતે મારાથી સમજાતું ન હતું. પરંતુ હવે તે સમજાય છે. તમે મી. વસાણીને મળવા ગએલા એ હકીકત તેણે મને જણાવી ન હતી. તેનું મારી સમજ મુજબ એક કારણ

હોવું જોઇએ. જો એ હકીકત કુંદનરાય મને જણાવે તો તમને પલાયન થવામાં તેના શેઠ વસાણીની સાથે તેણે પણ મદદ કરી છે એવું ગણાય. એ ભીતિ તેના મનમાં હોવી જોઇએ.' એ પછી તે અરૂણની સામે જોઇને બોલ્યો : 'હવે મને એમ લાગે છે કે પેલી નોંધપોથીના પાના ઉપર બળવંતરાય દેવીપ્રસાદની ટુંકી સહીવાળા અક્ષરો 'બી. ડી.' તેણે આપણને બતાવેલા તે ખરી રીતે તો કુંદનરાયે પોતે જ એ પાના ઉપર લખેલા હોવા જોઇએ. અને એ અક્ષરોવાળા પાનાના પૂરાવાને આધારે બળવંતરાયને મી. વસાણીનો ખૂની ઠરાવવાની તેની ઇચ્છા હોવી જોઇએ.'

'મને પણ એમ જ લાગે છે.' અરૂણ સંમત થયો : 'પણ બળવંતરાય ! તમે ગઇ રાત્રે એટલે કે આજે પરોઢમાં આ મકાનમાં દાખલ થયા અને મને ફટકો મારીને બેભાન બનાવ્યો, તેનું કારણ તમે નથી જણાવ્યું.'

બળવંતરાય સહેજ સ્મિતપૂર્વક બોલ્યો. 'ડિટેકટીવ સાહેબ ! તમે મારા દુશ્મન બન્યા છો અને તમે મારો પત્તો મેળવવાનો નિર્ણય કર્યો છે કે કેમ, એ બાબતની તપાસ કરવાનું ખાસ જરૂરી હતું. હું પોલીસને તો ગમેતેમ કરીને થાપ આપી શકીશ, એવો મને વિશ્વાસ હતો. પરંતુ જો તમે મારો પીછો લીધો હોય તો તમારી નજર ચુકવવાનું મારે માટે મુશ્કેલ હતું એ હું સમજતો હતો. કારણ કે ભલભલા ઉઠાઉગીરોને તમે આબાદ રીતે સપડાવેલા હોવાનું હું જાણતો હતો. એટલે જ હું આજે પરોઢમાં ફરીથી અહીં આવ્યો. તે જ વખતે મેં તમને મકાનમાં દાખલ થતા જોયા—' છેલ્લા શબ્દો તેણે અરૂણની સામે જોઇ તેને ઉદ્દેશીને ઉચ્ચાર્યા : 'તમે અંદર ગયા કે મારા મનમાં એક વિચાર ઉદ્ભવ્યો.

'મકાનની અંદરથી કશો પ્રકાશ દેખાતો ન હતો. એટલે મને લાગ્યું કે અંદર જે કોઇ હશે તે સૂઇ ગએલ હશે. એ મારે માટે એક અમુલ્ય તક હતી. ડિટેકટીવ સાહેબે મારો પિછો લેવાનો વિચાર કર્યો છે કે નહિ તે જાણવાની મારી ઇચ્છા હતી. પછી શું બન્યું

એ તો તમે જાણો છો. હું બારણા પાસે આવ્યો. તમે બારણું ઉઘાડયું. મેં તમને ફટકો મારી બેભાન બનાવ્યા. એ માટે હું કાંઇ તમારી માફી માગતો નથી. એમ કર્યા વગર બીજો ઉપાય જ ન હતો. ત્યારપછી હું ઉપર ગયો. પહેલા જ ઓરડાનું બારણું ઉઘાડતાં તે ડિટેકટીવ સાહેબની ઓફીસ હોવાનું જણાયું. મને એમ લાગતું હતું કે જો તેમણે મારો પિછો લેવાનું નક્કી કર્યું હશે તો તે માટેનો કોઇ પુરાવો તેમની ઓફીસમાંથી મળી શકશે. દાખલા તરીકે મારા સંબંધમાં તેમણે કાંઇ નોંધ કરી હોય અથવા પોલીસ ખાતા તરફથી મારી આગલી કારકીર્દી સંબંધમાં માહિતી આપનારૂં લખાણ મેળવ્યું હોય તો એવું કાંઇક પણ આ ઓફીસમાં હોવું જોઇએ. એટલે કબાટ અને ટેબલનાં ખાનાં ઉઘાડીને હું જોવા લાગ્યો, અને પછી—'

'પછી શું બન્યું એ તો અમે જાણીએ છીએ.' જ્યોતિપ્રસાદે કહ્યુ: 'પરંતુ બળવંતરાય, તમારી એક ગણતરી ખોટી હતી. તમારા સંબંધમાં પોલીસ ખાતા તરફથી મને પૂરી વિગતોવાળો માહિતીપત્ર મળ્યો હતો. તે મારી ઓફીસમાં નહિ પણ મારા ગજવામાં હતો. તમારી તપાસ તદ્દન નિષ્ફળ જાત. કેમકે ઓફીસમાં તમારા સંબંધી કશી પણ નોંધ ન હતી; પરંતુ એક વસ્તુ હજી મને મુંઝવે છે.'

'શી વસ્તુ?' બળવંતરાયે પ્રશ્ન કર્યો.

'તમે એમ કહ્યું કે ગઇ કાલે બપોર પછી તમે મી. વસાણીના સેક્રેટરી કુન્દનરાયને આ મકાનમાંથી બહાર નિકળતો જોયો હતો. પણ તે વખતે તો હું, મારો મદદનીશ અરૂણ તથા અંજનકુમાર અને એ કુન્દનરાય—અમે ચારે જણા સાથે જ બહાર નિકળ્યા હતા અને તે વખતે મેં આસપાસ દૃષ્ટિ પણ કરી હતી. પરંતુ આ મકાનની સામેનાં મકાનો પાસે તમારા જેવા દેખાવનો કોઇ પણ માણસ ઉભેલો મારા જોવામાં આવ્યો ન હતો. તમે કહો છો કે તમે સામે જ ઉભા હતા. તો તમે એ વખતે કયે સ્થળે હતા?'

'હું! હું તો તમારા મકાનની સામેના મકાન પાસે જ ઉભો હતો.' બળવંતરાય આગ્રહપૂર્વકની ચોક્કસાઇથી બોલ્યો: 'જ્યારે

કુંદનરાય અહીંથી બહાર નિકળ્યો ત્યારે હું એક બાજુ તરફ ફરી ગયો. કારણ કે કદાચ તે મને ઓળખી કાઢે એવો ભય મને લાગ્યો હતો. પરંતુ તમે તેની સાથે હોવાનું શા ઉપરથી કહો છો ? તમારા ત્રણમાંથી કોઇ પણ તેની સાથે ન હતું. તે એકલો જ આ મકાનમાંથી બહાર નિકળીને ચાલ્યો ગયો હતો.'

'શું તે એકલો જ આ મકાનમાંથી બહાર નીકળ્યો હતો ?' જ્યોતિપ્રસાદે આશ્ચર્ય સાથે પુછ્યું : 'જો એમ હોય તો કાંઇક સમજફેર થાય છે. તે મને મળવાને માટે આવેલો ત્યારે તો અમે ચારે જણા સાથે બહાર નિકળ્યા હતા. વારૂ, તમે કાલે આ મકાન ઉપર નજર રાખી રહ્યા હતા અને તેને અહીંથી જતો જોયો હતો, તે વખતે કેટલા વાગ્યા હતા ? તમને ચોક્કસ સમય યાદ છે ?'

બળવંતરાયે એ સમય જણાવ્યો. કારણ કે જ્યોતિપ્રસાદના મકાનનું પ્રવેશદ્વાર ઉઘડયું અને કુંદનરાય બહાર આવ્યો તે જ ક્ષણે બાજુના મકાનની ઘડિયાળમાં થએલા ટકોરા તેણે સાંભળ્યા હતા. એ સાંભળીને જ્યોતિપ્રસાદના મુખમાંથી એક સીસકારો નીકળી ગયો. તે અરૂણ અને અંજનકુમારની સામે સહેતુક દૃષ્ટિથી જોઇ રહ્યો.

*       *       *

## ૨૫ : કુંદનરાયનું કારસ્તાન

'ત્યારે તો આપણે મોટરમાં ચાલ્યા ગયા તે પછી કુંદનરાય અહીં પાછો આવ્યો હશે. પરંતુ તેને પુનઃ આવવાનું કારણ શું હશે?'

એમ બોલતો જ્યોતિપ્રસાદ આ ખંડમાં આમતેમ ફરવા લાગ્યો. ક્ષણ માત્રમાં તો તેના મનમાં અનેક પ્રકારના વિચારો ઉભરાઈ ઉઠયા હતા. તે પુનઃ બોલ્યો :

'નક્કી કુંદનરાયનું જ એ કારસ્તાન. આપણા ગયા પછી તે આ મકાનમાં પાછો આવેલો અને તેણે જ ટેબલના ખાનામાં બોમ્બ ગોઠવેલો. એ સિવાય તેને અહીં આવવાનું બીજું કારણ શું હોઈ શકે? અને અરૂણ! ગઈ કાલે સુમતિબહેનને મૂર્છા આવી ગએલી તેનું કારણ પણ હવે સમજાય છે. તે શુદ્ધિમાં આવ્યાં હશે એ પહેલાં તો તે ચાલ્યો ગયો હશે અને સુમતિબહેને એમ માન્યું હશે કે પોતાને મૂર્છા આવી ગઈ હતી; તેમને એ ખ્યાલ નહિ–'

અરૂણે કહ્યું : 'પરંતુ કુંદનરાય અહીં આવ્યો હોય, અને તેણે મારી બાને કોઈ પણ પ્રકારનું નશાકારક દ્રવ્ય આપ્યું હોય તો એમાં તેનો હેતુ માત્ર એ જ હોઈ શકે કે પોતે જે કાર્ય કરવા માગે છે, તે મારી બાની નજરે પડવું ન જોઈએ. જો એમ હોય તો જ્યારે મારી બા શુદ્ધિમાં આવ્યાં ત્યારે એ માણસે પોતાને બેભાન બનાવેલ હોવાનું તેમને યાદ તો રહે ને?'

'યાદ રહેવું જ જોઈએ એવું કાંઈ નથી.' જ્યોતિપ્રસાદે ખુલાસો કર્યો : 'જો એ યાદ રહી શકે તેમ હોત તો કુંદનરાયનો સુમતિબહેનને મૂર્છિત બનાવવાનો હેતુ પૂરો સફળ ન થાત. કેટલાંક એવાં પણ દ્રવ્યો હોય છે કે તે માણસના શરીરની અંદર દાખલ થવાથી એ તત્કાળ બેભાન બની જાય છે. શુદ્ધિમાં આવ્યા પછી એ દ્રવ્યની કશી અસર દેખાતી નથી. તેની સાથે તેની પહેલાંનો બનાવ પણ

બેભાન બનનારને યાદ રહેતો નથી. એ પ્રકારનું કોઈ દ્રવ્ય કુંદનરાયે ગમે તે રીતે સુમતિબહેનના શરીરમાં દાખલ કરેલું હોવું જોઈએ, અને તેને કારણે તે પુનઃ શુદ્ધિમાં આવ્યાં ત્યારબાદ, કુંદનરાય ફરીથી અહીં આવ્યો હતો એ તેમને યાદ રહ્યું નહિ હોય.'

'એ વાત સાચી છે.' અરૂણ બોલ્યો: 'પણ રાવસાહેબ! ત્યારે તો—'

તે ક્ષણવાર શૂન્યમનસ્ક દૃષ્ટિથી જ્યોતિપ્રસાદની સામે તાકી રહ્યો. પછી તેણે કહ્યું: 'આમ કરવામાં કુંદનરાયનો હેતુ શો હોવો જોઈએ? તમારા ટેબલના ખાનામાં બોમ્બ ગોઠવી એ રીતે તમારો અંત લાવી દઈ તમને વસાણી ખૂનકેસની તપાસ કરતાં અટકાવવાનો—'

'એ તો સમજી શકાય તેવું છે.' જ્યોતિપ્રસાદે જરી પણ આવેશ વગર જણાવ્યું: 'અને કુંદનરાય આ ઉપરથી એક ભયંકર બદમાશ હોવાનું જણાઈ આવે છે. તેણે મારી મુલાકાત લીધેલી તેમ જ મારી સાથે જે કાંઈ વાતો કરેલી, તે તો મને અંધારામાં રાખવાને માટે જ હતી. વસાણીના મૃત્યુથી તેના મનને થએલું દુઃખ પણ બનાવટી હતું. તેણે કહેલું કે મારે વસાણીનો કેસ હાથમાં લેવો અને ખરા ખૂનીને ઇન્સાફની દેવડીએ ચડાવવો, એ પણ તેની એક માત્ર બનાવટ જ હતી.'

'પણ એમ કરવામાં તેનો હેતુ સમજાતો નથી.' અરૂણે કહ્યું: 'તમે વસાણીના ખૂનકેસમાં રસ લઈ રહ્યા છો, એવો તો તેને ખ્યાલ પણ નહિ હોય. તેમ જ મી. અંજનકુમાર તમને અહીં મીસ મંજુલાની બાબતમાં મળવા આવેલા તેની ખબર પણ તેને તો અહીં આવ્યો તે પહેલાં ક્યાંથી હોય?'

'ના, ન જ હોઈ શકે. પરંતુ 'બદામી વીલા'માં ઇન્સ્પેક્ટર કંટકરાયની સાથે તેને વાતચીત થઈ હશે. અને હું માનું છું કે હું તથા કંટકરાય મિત્રો છીએ એવું તેણે ઇન્સ્પેક્ટરની પાસેથી જાણ્યું હશે. એથી તેના મનમાં એમ પણ થયું હશે કે વસાણી ખૂનકેસની તપાસને માટે ઇન્સ્પેક્ટર વહેલો યા મોડો મને બોલાવશે. અને એ

ખોટું પણ નથી. જો હું સ્વયં ગઇ રાત્રે ત્યાં ન ગયો હોત તો કંટકરાય એ ચાર દિવસ પછી પણ મને બોલાવ્યા વગર રહેત નહિ. કુંદનરાય અથવા તો તેની પાછળ રહીને કામ કરનારાઓ એ પ્રકારનું જોખમ ખેડવાને તૈયાર ન હતા. એટલે તેમણે એવો વિચાર કર્યો હશે કે વસાણીના ખૂનની તપાસને હું હાથમાં લઉં તે પહેલાં જ મારો અંત આવી જાય. એ જ કારણથી કુંદનરાયનું આ કારસ્તાન રચાએલું લાગે છે.'

અર્જનકુમાર અચાનક બોલી ઉઠયો: 'ત્યારે તો કુંદનરાયનો પણ વસાણીના ખૂનમાં હાથ હોવો જોઇએ. અને એ માણસ તો આપણી સામે જ હતો. રાવસાહેબ! જો એ વખતે આપણા જાણવામાં આવ્યું હોત—'

'આપણે કાંઇ ત્રિકાળજ્ઞાની નથી.' જ્યોતિપ્રસાદે ખભા હલાવ્યા.

'ત્યારે શું તમે માનો છો કે કુંદનરાયે વસાણીનું ખૂન કર્યું હશે?' એ પ્રશ્ન બળવંતરાયે કર્યો.

'ના.' જ્યોતિપ્રસાદે મસ્તક હલાવ્યું: 'કંટકરાયે મને કહેલી હકીકત ઉપરથી તો મને લાગે છે કે તેણે ખૂન નથી કર્યું. જે રાત્રે વસાણીનું ખૂન થયું હતું, તે વખતે કંટકરાય અર્ધે રસ્તેથી 'બદામી વીલા' તરફ પાછો ફર્યો ત્યારે તેના કમ્પાઉન્ડની પાસે જ કુંદનરાય તેને મળ્યો હતો. કુંદનરાયે ઇન્સ્પેકટરને કહેલું કે નજીકમાં રહેતા વસાણીના એક સ્નેહીને ત્યાં પેટ્રોલ લેવાને માટે તે ગયો હતો. તેના હાથમાં એ વખતે પેટ્રોલનું ટીન પણ હતું. પાછળથી વસાણીના એ સ્નેહીને ત્યાં ઇન્સ્પેકટરે તપાસ કરી હતી. ખૂન થયું એ અરસામાં આસપાસમાં કોઇ શંકાસ્પદ માણસ તેમના જોવામાં આવ્યો હતો કે કેમ એ જ કંટકરાયની તપાસનો હેતુ હતો. તેની સાથે સાથે તેણે એ સમયની કુંદનરાયની હીલચાલ વિષે પણ પ્રશ્ન કર્યો હતો. જો કે કુંદનરાય માટે તેને તો લેશ પણ શંકા ન હતી. માત્ર દરેક બાબતને ચકાસી જોવી એટલો જ તેનો હેતુ હતો. એ પ્રશ્નના જવાબમાં તેને જાણવા મળ્યું હતું કે કુંદનરાયે કહેલી વાત સાચી હતી. તે વસાણીના

સ્નેહીને ત્યાં પેટ્રોલ લેવાને માટે ગયો હતો. વસાણીનાં અને તેના સ્નેહીનાં મકાનો વચ્ચેનું અંતર તથા વસાણીનું ખૂન થયું એ સમય-તે બંનેનો વિચાર કરતાં જ્યારે વસાણીનું ખૂન થયું ત્યારે કુંદનરાય 'બદામી વીલા'ની અંદર અથવા તેની નજીકમાં ન હતો એમ સિદ્ધ થાય છે. એટલે તેણે તો તેના શેઠનું ખૂન નથી કર્યું.'

'ત્યારે કોણે કર્યું હશે?' અરૂણે પૂછ્યું.

'એ જ મુદ્દાનો ઉકેલ આપણે કરવાનો છે.'

અરૂણ બોલ્યો : 'કુંદનરાયે ખૂન ભલે ન કર્યું હોય તો પણ એ વિષયમાં તે કાંઇક જાણતો તો હોવો જ જોઇએ. એમ ન હોત તો તે અહીં આવીને તમારો અંત લાવવા માટે તમારા ટેબલના ખાનામાં બોમ્બ ન ગોઠવત.'

'હા એ વાત સાચી છે.' જ્યોતિપ્રસાદે જણાવ્યું : 'એટલું તો ચોક્કસ માની શકાય છે કે કુંદનરાય કાંઇક વધારે જાણે છે. હું તો માત્ર એટલું કહી શકું છું કે વસાણીનો ખૂની કુંદનરાય નથી.'

'મારાથી એક વાત સમજાતી નથી.' અંજનકુમાર બોલ્યો : 'કુંદનરાયનો હેતુ તમારો અંત લાવવાનો હતો. તો પછી વસાણીનો ખૂની બળવંતરાય છે એવું તમારા મન ઉપર ઠસાવવાનો યત્ન તેણે શા માટે કર્યો હશે?'

'મને એક કારણ સમજાય છે. મારો અંત લાવવાનું તેનું કારસ્તાન નિષ્ફળ જાય એવી કલ્પના પણ તેણે કદાચ કરી હશે. ટેબલનું એ ખાનું પહેલવહેલું મારા હાથે જ ઉઘડે એ સ્વાભાવિક હતું. છતાં પણ કદાચ કોઇ બીજાને હાથે એ ઉઘડે તો તે અસંભવિત ન હતું અને ખરી રીતે એમ જ બનવા પામ્યું છે. એટલે જો કદાચ તેનો એ યત્ન નિષ્ફળ જાય તો પછી મને ખોટા માર્ગ ઉપર ચઢાવી દેવાનો તેનો હેતુ હોવો જોઇએ. વળી તેણે એક બીજો પણ વિચાર કર્યો હોય: બળવંતરાયે વસાણીનું ખૂન કર્યું છે, એવી મારા મન ઉપર અસર થવા પામે અને પછી તે હું ઇન્સ્પેકટર કંટકરાયને જણાવું તો ઇન્સ્પેકટર પણ

મારા શબ્દો ઉપર વિશ્વાસ રાખે. કુંદનરાયે કંટકરાયની પાસે વસાણીનો ખૂની બળવંતરાય હોય એવી શંકા રજૂ કરી હતી. એ વખતે ઇન્સ્પેક્ટરે તેના શબ્દોપર વજન મુક્યું ન હતું. પરંતુ મારી તરફથી એ શંકાને ટેકો મળે તો કંટકરાય એમ માનવાને લલચાય ખરો. આ બધા વિચારોથી કુંદનરાયે એ માટેનો યત્ન કરેલો હશે એમ હું માનું છું.'

પછી તે બિછાના પર સૂતેલા બળવંતરાય તરફ ફરીને બોલ્યો : 'કુંદનરાયના સંબંધમાં તમે મને કંઇ કહી શકો તેમ છો ખરા ? મી. વસાણીનો તમને પરિચય હતો. એટલે બનવાજોગ છે કે તેના સેક્રેટરીને પણ તમે પિછાનતા હશો.'

'ના જી, મને તેનો લેશ પણ પરિચય નથી. હું એટલું કહી શકું તેમ છું કે તે વસાણીની સાથે લાંબા વખતથી ન હતો. હું માનું છું ત્યાંસુધી વસાણીની નોકરીમાં તેને છ મહિના પણ થયા નથી. હું છેલ્લો વસાણીને મળ્યો ત્યારે જ મેં પહેલવહેલો કુંદનરાયને જોયો હતો અને વસાણીએ પણ તેની સાથે મારો પરિચય કરાવ્યો ન હતો. પરંતુ મને એટલું તો લાગ્યું હતું કે કુંદનરાયને મારા સંબંધમાં શંકા—'

'હા, જરૂર તેને શંકા આવેલી હોવી જોઇએ.' જ્યોતિપ્રસાદે જણાવ્યું : 'અને તેથી જ તમે જે દિવસે જેલમાંથી પલાયન થયા તે રાત્રે વસાણીનું ખૂન થવા પામ્યું હતું. કારણ કે એ વખતે તેનું ખૂન કરવાથી સ્વાભાવિક રીતે જ પાછળથી તમારી ઉપર વસાણીનું ખૂન કરવાનો આરોપ મૂકી શકાય. વારૂ બળવંતરાય ! એ કૃત્ય માટેનો કોઇ હેતુ તમે સૂચવી શકો છો ? કોઇ પણ માણસ મી. વસાણીનું ખૂન શા માટે કરે ? એનું કોઇ કારણ તમે કહી શકો છો ખરા ?'

'ના સાહેબ, એ બાબતનો મને કશો પણ ખ્યાલ નથી.'

'વસાણીએ તેની મિલકતનું વિલ તો કર્યું જ હશે. એટલે તેના મૃત્યુ પછી તેની મિલકત કોને મળે એમ છે, એ વિષયની તમને માહિતી છે ?'

'હાજી, તેમણે વિલ કરેલું છે. અને તેમાં નાની નાની રકમો કોને કોને આપવાનું જણાવ્યું છે, તે હું ચોક્કસપણે કહી શકતો નથી. પરંતુ તેમણે તેમની રકમનો મોટો ભાગ જેલમાંથી મુક્ત થતા કેદીઓને સુધારવાનો યત્ન કરતી સંસ્થાઓને આપવાનું જણાવ્યું છે.'

'તો પછી તેમના ખૂનનો હેતુ તેમણે કરેલા વિલની સાથે કશો સંબંધ ધરાવતો નથી.' જ્યોતિપ્રસાદ ક્ષણભર વિચારગ્રસ્ત સ્થિતિમાં ઊભો રહ્યો: 'ત્યારે તો આ ઉપરથી એક જ વસ્તુ વધારે મહત્ત્વની લાગે છે: તેમની છેલ્લી નવલકથાની હસ્તપ્રતનો વિચાર કરવાનો રહે છે. એ હસ્તપ્રત લઈને મીસ મંજુલા પ્રકાશકની પાસે જતી હતી, તે જ વખતે તેનું અપહરણ કરવામાં આવ્યું હતું.'

'અને હજીસુધી તેનો પત્તો મેળવવાના કાર્યમાં આપણે એક પણ ડગલું આગળ વધી શક્યા નથી.'

'છતાં પણ હું નિરાશાવાદી તો નથી જ.' જ્યોતિપ્રસાદ બોલ્યો: 'તેને જે મોટરમાં લઈ જવામાં આવી હતી તેનો નંબર આપણા જાણવામાં આવ્યો છે. એ નંબર ઉપરથી એ મોટરના માલિકનું નામ પોલીસ ખાતા તરફથી આપણને મળી શકશે. જો એ નંબર બનાવટી નહિ હોય તો એટલો મુદ્દો પણ આપણે માટે મહત્ત્વનો છે. એ વાતને ક્ષણભર બાજુએ રાખીએ તો પણ એક મુદ્દો આપણે સ્થાપિત કર્યો છે. આપણે એટલું તો સિદ્ધ કરી શક્યા છીએ કે વસાણીનો સેક્રેટરી કુંદનરાય એક બદમાશ છે. તેના સહકારીઓ કોણ છે તે આપણે જાણી શક્યા નથી. તથાપિ પહેલી જ તકે કુંદનરાયને હું સપડાવા માગું છું. તેણે આપણને કહ્યું હતું કે તે અહીં બંદરરોડ ઉપર આવેલા 'દરિયા મહાલ'માં તેના શેઠના મકાનમાં રહેવાનો છે. એટલે—'

એ જ વખતે ટેલીફોનની ઘંટડીનો અવાજ સંભળાયો. અરુણ અહીંથી ઉઠીને એકદમ ટેલીફોન પાસે ગયો.

'કદાચ પોલીસકચેરી તરફથી સંદેશો આવ્યો હશે અને લીલી મોટરને લગતા સમાચાર હશે.' જ્યોતિપ્રસાદ બોલ્યો.

જ્યોતિપ્રસાદ અને અંજનકુમાર એ સંદેશાની આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા. રસ્તા ઉપર માણસોની હરફરનો અવાજ આવતો હતો. અંજનકુમાર એકીટસે જ્યોતિપ્રસાદની સામે તાકી રહ્યો હતો. જ્યોતિપ્રસાદનું મગજ અત્યારે યંત્રવત કામ કરી રહ્યું હતું. તેણે મનમાં એટલો તો નિશ્ચય કરી લીધો હતો કે તેની સમક્ષ રજૂ થયેલા બે મહત્વના મુદ્દાનો ઉકેલ ગમે તે રીતે કરવો: એક તો વસાણીનું ખૂન અને બીજું તેના પુસ્તકની હસ્તપ્રત સાથે મંજુલાનું અપહરણ.

* * *

## ૨૬ : મોટરનો પત્તો લાગ્યો

અત્યારે સૂર્યોદય થઇ ગયો હતો. બાલ રવિનાં કિરણો આ ખંડની અંદરના ભાગને પણ દીપ્તીમાન બનાવી રહ્યાં હતાં. અંજનકુમાર એ બારી પાસે જઇ રસ્તા ઉપર ચાલતા વ્યવહારને જોઇ રહ્યો. તેના મનમાં તો માત્ર એક જ વિચાર હતો અને તે ગુમ થએલી મીસ મંજુલા. તેના અપહરણનો કિસ્સો નવલકથાકાર લક્ષ્મીનંદન વસાણીના ખૂનની સાથે સંકળાઇ ગયો હોય, એમ લાગતું હતું. એ યુવતીને તેનું અપહરણ કરનારાઓના પંજામાંથી કેવી રીતે જલદીથી મુક્ત કરી શકાય, એ જ વિચાર ઉપરાઉપરી અંજનકુમારના મગજ ઉપર દબાણ કરી રહ્યો હતો. તે ક્ષણભર બારીની બહાર ડોકીયું કરતો હતો અને ક્ષણભર ઇંતેજારીભરી દૃષ્ટિથી જ્યોતિપ્રસાદની સામે જોઇ રહેતો.

એથી તેના મનમાં ચાલતા વિચારને કળી લઇને જ્યોતિપ્રસાદે કહ્યું : 'અંજનકુમાર ! 'ઉતાવળા સો બહાવરા, ધીરા સો ગંભીર' નિરાશ થવાની કશી પણ જરૂર નથી. આપણે આપણા યત્નમાં આગળ વધી રહ્યા છીએ. લીલી મોટરનો નંબર કદાચ બનાવટી હોવાનું નિકળે તો પણ મીસ મંજુલાનું અપહરણ કરનારાઓનો પિછો લેવાનું બની શકે, એવી માહિતી આપણે મેળવી શકયા છીએ. આ કિસ્સામાં વસાણીની હસ્તલિખિત નવલકથાની નકલ અગત્યનો ભાગ ભજવે છે, અને એ પણ આપણે જાણીએ છીએ કે તેનો સેક્રેટરી કુંદનરાય બદમાશોની સાથે મળેલો છે. જો કે તેના સાથીઓ કોણ છે તે આપણે જાણતા નથી. તથાપિ આપણે આ કિસ્સાની તપાસ શરૂ કર્યાને માત્ર બાર–ચૌદ કલાક થયા તે દરમ્યાન મેળવેલી આ બધી માહિતી માટે આપણને અભિનંદન મળવું જોઇએ. મને આશા છે કે આપણે વિનાવિલંબે કુંદનરાયને ગિરફતાર કરાવી શકીશું અને વળી—'

'પરંતુ એથી આપણો મૂળ મુદ્દો સિદ્ધ થઇ શકશે એવી ખાતરી નથી.' અંજનકુમાર બોલ્યો : 'આપણે જાણીએ છીએ કે બદ-

મારાઓએ વસાણીની હસ્તપ્રત મેળવવાને માટે મંજુલાનું અપહરણ કર્યું છે. એ હસ્તપ્રત તો તેમને મળી ગઈ. ત્યારે હવે તેઓ મંજુલાનું શું કરવા માગતા હશે ? હું નથી માનતો કે તેઓ તેને મુક્ત કરી દે.'

'તે અત્યારે કોઈ મોટા ભયમાં હોય એમ મને લાગતું નથી. બનવા જોગ છે કે મંજુલા પોલીસને તત્કાળ બાતમી ન આપી શકે તે ખાતર અમુક સમયને માટે તેઓ તેને પોતાના કબજામાં રાખશે. પરંતુ વસાણીના ખૂનીઓ મીસ મંજુલાનું પણ ખૂન કરીને એ બેઉ ખૂનની તપાસના ભોગ બનવાનું જોખમ ખેડે એમ હું માની શકતો નથી. વળી મને આશા છે કે આપણે થોડા સમયમાં જ તેનો પણ પત્તો મેળવી શકીશું.'

'હું પણ એ માટે જ મનમાં ને મનમાં પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરી રહ્યો છું.'

પછી જ્યોતિપ્રસાદ બળવંતરાયના બિછાના પાસે ગયો. બળવંતરાયના વદન ઉપરથી તે અત્યારે કાંઈક વિશેષ સ્વસ્થ હોય એમ લાગતું હતું. જ્યોતિપ્રસાદે તેને કહ્યું : 'બળવંતરાય ! તમે જરી પણ ગભરાશો નહિ, કિંવા ચિંતા કરશો નહિ. વસાણીનું ખૂન તો તમે કર્યું જ નથી, પરંતુ તમારી કાકીના ખૂનનો તમારી ઉપર મૂકવામાં આવેલો આરોપ તદ્દન ખોટો હોવો જોઈએ એમ પણ મને હવે લાગે છે. એટલે તેના ખરા ખૂનીને શોધી કાઢી એ આરોપમાંથી તમને નિર્મુક્ત બનાવવાની જવાબદારી મારા શિર પર હોવાનું હું સ્વીકારું છું. એ વિષયમાં હું મારાથી બનતો યત્ન જરૂર કરીશ. વારૂ, એક વાત હું તમને પૂછવા માગું છું. તમારા કેસને લગતી વિગતો ઉપરથી મારા જાણવામાં આવ્યું છે કે પ્રબોધચંદ્ર નામનો એક માણસ યમુનાબાઈનો મિત્ર હતો અને તેમની મૈત્રી સામે તમારો વિરોધ હતો. તેનું પુરૂં નામ પ્રબોધચંદ્ર પિંઢારકર છે. હું માનું છું કે મી. વસાણીની સાથે તેની પણ ઓળખાણ હોવી જોઈએ. એ માણસ કોણ છે ? અને તે અત્યારે ક્યાં હશે ? જો તેને આપણે મળી શકીએ તો મી. વસાણીના કિસ્સા સંબંધમાં તે ઉપયોગી માહિતી આપી શકે.'

'પ્રબોધચંદ્ર!' બળવંતરાય જ્યોતિપ્રસાદની સામે જોઇ રહ્યો. તે પુનઃ બોલ્યો : 'પ્રબોધચંદ્ર પિંઢારકર! હા, હવે મને યાદ આવે છે. એ માણસ પ્રેતાત્મવિદ્યાનો જાણકાર છે, મંત્રશાસ્ત્રમાં પણ શ્રદ્ધા રાખવે છે અને જેને આપણે હિપ્નોટીઝમ તથા મેસમેરીઝમ કહીએ છીએ, તેવા પ્રાણવિનિયમ અને હઠયોગના પ્રયોગો પણ કરે છે. તે એ પ્રકારનું એક મંડળ ચલાવતો હતો, અને મારી યમુનાકાકીને પણ તેના મંડળમાં તેણે ભેળવ્યાં હતાં. એ માણસ બહુ જ ગંભીર છતાં વાચાળ હતો. મેં તો તેને જોયો ત્યારે જ તેની પ્રત્યે મને તિરસ્કાર આવ્યો હતો. તેના મંડળનું મુખ્ય સ્થાન અહીં ચંદ્રનગરમાં હોવું જોઇએ અને શ્યામપુરમાં મારી યમુનાકાકીનું ખૂન થયું તે વખતે જો તે અહીં ચંદ્રનગરમાં ન હોત તો હું એમ જ માનત કે એ પ્રબોધચંદ્રે જ યમુનાકાકીનું ખૂન કરેલું હોવું જોઇએ.'

'તમારા કહેવા ઉપરથી તો એ એક વિચિત્ર મૂર્તિ લાગે છે વારુ, અત્યારે એ કયે સ્થળે હશે?'

'એ હું કહી શકું તેમ નથી.'

એ વખતે અરૂણ ઉતાવળો ઉતાવળો આ ખંડમાં આવ્યો. બારી પાસે ઉભેલો અંજનકુમાર પણ તેની તરફ ગયો. તેણે પૂછ્યું : 'કેમ કાંઇ સમાચાર મળ્યા?'

અરૂણે જણાવ્યું : 'પોલીસ ખાતાએ તેમના રજીસ્ટરમાં તપાસ કરી જોઇ. પરંતુ દફતરમાંથી એ નંબરવાળી મોટરના માલિકનું નામ મળી આવતું નથી. એટલે એ નંબર બનાવટી લાગે છે.'

'બનાવટી!' અંજનકુમાર બોલ્યો : 'ત્યારે તો—'

'પરંતુ એ મોટરનો પત્તો તેમણે મેળવ્યો છે. આગ્રા દરવાજા પાસે બમનરોડ ઉપર એક સિપાઇ પહેરો ભરતો હતો. તેણે બાજુની ગલીમાં આ નંબરવાળી લીલી મોટર જોઇ હતી. તે મોટરને ત્યાંની પોલીસચોકી ઉપર લઇ જવામાં આવી છે અને તેમણે તુરત જ પોલીસકચેરીને ટેલીફોનથી એ સમાચાર જણાવ્યા હતા.'

'એ હકીકત આપણને કેવી રીતે મદદગાર બની શકશે?' અંજનકુમારે સવાલ કર્યો.

'એ તો આપણને બહુ જ ઉપયોગી બનશે.' જ્યોતિપ્રસાદ તેની ઘડિયાળમાં જોતો બોલ્યો : 'અરૂણ, તું આપણી મોટરમાં જલદી પોલીસકચેરીએ જા. ત્યાં સુપરિન્ટેન્ડન્ટ સાહેબ હાજર હોય તો તેમને, અથવા જે કોઇ ઇન્સ્પેકટર હાજર હોય, તેમને મારૂં નામ આપીને જણાવજે કે કુંદનરાય મી. વસાણીના ખૂનના કેસમાં સંડોવાએલો હોઇ, તેને તેઓ તુરત જ ગિરફતાર કરે. એ માટેના આવશ્યક પુરાવા હું તેમને આપીશ. અને તું અહીંથી જાય તે પહેલાં સુમતિબહેનને મળજે, બળવંતરાયની સંભાળ રાખવાની તેમને સૂચના આપજે. તેનું સાચું નામ તેમને જણાવવાની જરૂર નથી. ભળતું નામ અને ભળતી હકીકત જણાવીશ તો ચાલશે. બળવંતરાય! અમે બહાર જઇએ છીએ. તે દરમ્યાન સુમતિબહેન તમારી બરાબર સંભાળ રાખશે. તમારે જે કાંઇ જોઇએ એ માટે તેમને કહેજો. અને અંજનકુમાર! ચાલો હવે આપણે તમારી મોટરમાં આગ્રા દરવાજાની પોલીસચોકીએ જઇએ.'

તેઓ એ પોલીસચોકીએ પહોંચ્યા અને સબઇન્સ્પેકટરને મળ્યા. લીલી મોટરને ચોકીના કમ્પાઉન્ડમાં રાખવામાં આવી હતી. સબ ઇન્સ્પેકટર એ મોટર પાસે તેમને લઇ ગયો. જ્યોતિપ્રસાદે એ બંધ બારણાવાળી મોટરગાડીનું નિરીક્ષણ કર્યું. તેણે વિચાર્યું : 'આ મોટરગાડી પેલા ફેરીયાની લારી સાથે અથડાઇ હતી. એટલે તેની અંદર બેઠેલા માણસોને સ્વાભાવિક રીતે જ એમ લાગ્યું હશે કે એ ફેરીયો અકસ્માતની હકીકત પોલીસમાં જાહેર કરશે તો પોલીસ તેમની મોટરનો પિછો લેશે. અને તેથી જ તેમણે આ સ્થળે મોટરને છોડી દીધી હશે. પરંતુ એ પહેલાં તેઓ મોટરને અમુક સ્થળે લઇ ગયા હશે. તે સ્થળે મોટરની અંદરથી મીસ મંજુલા તથા વસાણીની હસ્તપ્રતને લાવીને રાખવામાં આવ્યાં હશે.' આ આગ્રા દરવાજે ચંદ્રનગરની ઉત્તરમાં હતો. તેની નજીકમાં મોટરને તજી

દેવામાં આવી હતી. એ ઉપરથી જ્યોતિપ્રસાદે સ્વાભાવિક રીતે જ વિચાર્યું કે મોટરવાહકોનું મુળ સ્થાન ચંદ્રનગરના દક્ષિણ વિભાગમાં હોવું જોઇએ અને ત્યાં તેમણે મીસ મંજુલાને રાખેલી હોવી જોઇએ.

'આ મોટરના નિરીક્ષણ પરથી મોટરના માલિકનો પત્તો મળી શકે તેમ નથી.' સબ ઇન્સ્પેકટરે જ્યોતિપ્રસાદને જણાવ્યું : 'તેનો નંબર બનાવટી છે. તેમ જ તેના એન્જીનનો નંબર પણ કાનસ વડે ઘસી નાંખવામાં આવ્યો છે.'

'તમે એ બાબતની પૂરેપૂરી તપાસ કરી હશે, એમ હું માનતો જ હતો.' જ્યોતિપ્રસાદ બોલ્યો : 'છતાં પણ હું મારી રીતે થોડી તપાસ કરવા માગું છું.' ત્યારપછી તેણે અંજનકુમારની સામે જોઇને કહ્યું : 'આ મોટરની આગલી ધરી નીચે જેક મૂકીને તેને ઉંચી કરો.'

જ્યોતિપ્રસાદની માગણીથી અંજનકુમારને સહેજ આશ્ચર્ય થયું, તેણે પોતાની મોટરમાં ઓજારોની પેટી હતી, તે ઉઘાડીને તેમાંથી જેક બહાર કાઢયો. જ્યોતિપ્રસાદે મોટરની અંદરના ભાગનું નિરીક્ષણ કરી લીધું. દરમ્યાન જેકની મદદથી અંજનકુમારે મોટરને ઉંચી કરી.

પછી જ્યોતિપ્રસાદે કહ્યું : 'હવે તમે તેનાં પૈડાં કાઢી નાંખો.'

'શા માટે?' પૈડું કાઢવાનો યત્ન કરતો અંજનકુમાર બોલ્યો.

જ્યોતિપ્રસાદે તેનો જવાબ ન આપ્યો. તેણે મોટરની પાછલી બેઠક પરની ગાદી બહાર ખેંચી કાઢી. અંજનકુમારે એક પૈડું છુટું કર્યું એટલે નીચેના ભાગમાં જમીન પર ગાદી નાખીને તેની ઉપર જ્યોતિપ્રસાદ લાંબો થઇને સૂતો અને મડગાર્ડના નીચેના ભાગનું નિરીક્ષણ કરવા લાગ્યો. આ તપાસનો હેતુ નહિ સમજાવાથી સબ ઇન્સ્પેકટર આશ્ચર્યપૂર્વક અંજનકુમારની સામે જોઇ રહ્યો.

તેણે અંજનકુમારને પ્રશ્ન કર્યો : 'રાવસાહેબ આ તપાસ દ્વારા શું મેળવવા માગે છે?'

'હું પણ તે સમજી શકતો નથી.' ધરીમાંથી બીજુ પૈડું ખુલ્લું કરતાં અંજનકુમારે જવાબ આપ્યો.

જ્યોતિપ્રસાદે ગજવામાંથી વીજળીની હાથબત્તી કાઢી તેના પ્રકાશની મદદથી મડગાર્ડના નીચેના ભાગ પર ચોટેલા કાદવનું નિરીક્ષણ કરવા માંડયું.

ત્યારબાદ તે ગજવામાંથી એક કાગળ કાઢી તેના ચપ્પુ વડે મડગાર્ડ ઉપર ચોટેલો કાદવ ઉખાડીને પેલા કાગળ ઉપર લેવા લાગ્યો. એ કાદવ કાગળ પર એકઠો કરી પુનઃ તે ઉભો થયો. એ કાદવનું તેણે નિરીક્ષણ કરી લીધું. ત્યારબાદ અંજનકુમારે બીજું પૈડું ખુલ્લું કર્યું હતું, તે બાજુએ સૂઇને પ્રથમની માફક બીજા મડગાર્ડની નીચેના ભાગમાં ચોટેલો કાદવ પણ તેણે કાગળ ઉપર એકઠો કર્યો.

'પણ આ તમે શું કરો છો ? હું સમજી શકતો નથી.' અંજનકુમાર બોલ્યો.

'મોટર જ્યારે રસ્તા પર ચાલતી હોય ત્યારે તેનાં પૈડાંના ઘર્ષણથી જમીન પરથી ઉખડેલો કાદવ મડગાર્ડના નીચેના ભાગને ચોટે એ સ્વાભાવિક છે.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'આ બદમાશોએ મોટરની અંદરના ભાગમાં તો તેમનો કશો પણ પત્તો મળે તેવું રહેવા દીધું નથી. એટલે મડગાર્ડની નીચેના ભાગમાં ચોટેલા જુદી જુદી જાતના કાદવ ઉપરથી આ મોટર થોડા સમય પહેલાં કયે કયે સ્થળે ગઇ હશે તે આપણે જાણી શકીએ ખરા. એ ઉપરથી—અહો ! આ શું છે ?'

'અને તેણે બીજા મડગાર્ડની નીચેના ભાગ ઉપરથી અમુક વસ્તુ ઉખાડીને પોતાના હાથમાં પકડેલા કાગળ ઉપર મુકી. બાજુમાં ઉભેલા અંજનકુમાર તથા સબ ઇન્સ્પેકટર જોઇ શકતા હતા કે તે એક કાગળનો ટુકડો હતો અને તેની ઉપર કાદવ ચોટેલો હતો. પરંતુ એ આછા કાદવની તળેથી પણ એ કાગળના ટુકડા પર લખેલા અક્ષરો જોઇ શકાતા હતા.

જ્યોતિપ્રસાદ ઉભો થયો અને બોલ્યો : 'આ કાગળના ટુકડા ઉપર થોડોક જ કાદવ ચોટેલો છે. એ ઉપરથી સમજાય છે કે આ

ટુકડો થોડા સમય પહેલાં જ મડગાર્ડ પર ચોટયો હશે.' તેણે એ ટુકડા ઉપરનો કાદવ ખંખેરી નાંખ્યો અને કાગળના ટુકડા પર છાપેલો શબ્દ તેની દૃષ્ટિએ પડયો :

**વિશાખાદેવી**

'વિશાખાદેવી !' અંજનકુમારે ઉદ્‌ગાર કર્યો : 'વિશાખાદેવીનું આપણા હિંદુસ્તાનમાં માત્ર એક જ મંદિર છે અને તે મંદિર પુરાણ કાળમાં દક્ષિણ હિંદમાં વિશાલપુર નગર હતું ત્યાં આવેલું હતું. ઘણાં વરસો પહેલાં એ નગર અને વિશાખાદેવીનું મંદિર ધરતીકંપને પરિણામે ખંડિયેર બની ગએલાં હોવાનું ઇતિહાસમાં નોંધાયું છે.' અને પછી તે કાંઇક મજાકભર્યા સ્વરે બોલ્યો : 'શું તમે એમ કહેવા માગો છો કે આ મોટર થોડા સમય પહેલાં વિશાલપુરના ખંડિયેરમાં આવેલા વિશાખાદેવીના મંદિર પાસે જઇ આવી હતી ?'

પરંતુ એ વખતે જ્યોતિપ્રસાદના વદન ઉપર પ્રગટેલા અર્થપૂર્ણ ભાવનો ખ્યાલ આવતાં તેનું હાસ્ય સુકાઇ ગયું. તેણે પુનઃ પ્રશ્ન કર્યો : 'શું આ કાગળના ટુકડામાં કોઇ રહસ્ય સમાએલું હોવાનું તમે માનો છો ?'

જ્યોતિપ્રસાદે હકારદર્શક મસ્તક હલાવ્યું.

'અંજનકુમાર ! મને લાગે છે કે આ શોધ આપણે માટે ઘણી જ અગત્યની છે. તમે વિશાલ ધર્મ મંડળનું નામ તો સાંભળ્યું હશે.' એમ બોલતો તે પોતાના હાથમાં પકડેલા કાગળના ટુકડા સામે જોઇ રહ્યો હતો. તેનાં નેત્રોમાં એક પ્રકારની ચમક દેખાતી હતી : 'આ મંડળ દક્ષિણ દરવાજા બહાર સંગ્રામ રોડ ઉપર આવેલું છે. થોડા દિવસ પહેલાં જ એક અખબારના પ્રતિનિધીએ આ મંડળના એક આગેવાનની લીધેલી મુલાકતનો અહેવાલ મારા વાંચવામાં આવ્યો હતો. આ મંડળના અનુયાયીઓ વિશાખાદેવીના પુજક અને ભક્ત છે. તેઓ ખાસ કરીને શ્રીમંત માનવીઓને પોતાના

મંડળમાં સભ્ય તરીકે ભેળવે છે. વળી તે મંડળનું જ્યાં સ્થાન છે, ત્યાં વિશાખાદેવીનું મંદિર હોવાનું પણ મારા વાંચવામાં આવ્યું છે.'

'એમ હોય તો પણ—' અંજનકુમાર બોલવા લાગ્યો.

તેને અટકાવીને જ્યોતિપ્રસાદે કહ્યું : 'હું કબૂલ કરૂં છું કે આ એક નાનકડો મુદ્દો છે. પરંતુ મને એમ લાગે છે કે આ મોટરગાડી આ વિશાલ ધર્મ મંડળના મંદિર પાસે ગએલી હોવી જોઈએ; અને આ કાગળનો ટુકડો છે તે એ મંડળની પ્રચારપત્રિકામાંથી તૂટી ગએલો હોવો જોઇએ. એ મંદિરમાં દર્શન કરવા જનાર માણસોને એવી પ્રચારપત્રિકા આપવામાં આવે છે અને તેમાંના ઘણાખરા માણસો, બનવા જોગ છે કે મંદિરની પાસે જ એ પત્રિકા વાંચીને ફેંકી દેતા હશે.' તેણે ગજવામાંથી નોંધપોથી બહાર કાઢીને તેમાં સંભાળપૂર્વક આ કાગળનો ટુકડો રાખી, નોંધપોથીને પુનઃ ગજવામાં મુકી દીધી. અને પછી અંજનકુમારને ઉદ્દેશીને કહ્યું : 'તમને કદાચ આ એક કલ્પના જ લાગતી હશે. પરંતુ આપણને પ્રબોધચંદ્ર પિંઢારકરના સંબંધમાં જે માહિતી મળી છે તે તમે જાણો છો. યમુનાબાઇ સાથે તેને મિત્રતા હતી. વળી લક્ષ્મીનંદન વસાણીને તે ઓળખે છે. તે એક મંડળનો સંચાલક છે અને મંત્ર, તંત્ર તથા હઠયોગની ક્રિયાઓમાં કુશળ છે. બોલો, એ પ્રમાણે આપણને જણાવવામાં આવ્યું છે કે નહિ? અને તેની સાથે આપણને મળી આવેલા કાગળના આ ટુકડાનો કોઇ મેળ ખાય છે કે નહિ?'

'શાબાશ ! આફરીન !' અંજનકુમાર આવેશપૂર્વક બોલ્યો : 'તમારી કલ્પના કહો કે અનુમાન કહો—જે કહો એ, પણ તે સત્ય છે. વારૂ, ત્યારે હવે શું ?'

જ્યોતિપ્રસાદે સહજ સ્મિત કરીને કહ્યું : 'હવે બીજું શું હોય ? આપણે આ વિશાલ ધર્મ મંડળના મંદિરની મુલાકાત લઇએ અને ત્યાં કદાચ પ્રબોધચંદ્ર પિંઢારકરનો મેળાપ થઇ શકે એવી આશા સેવીએ.'

* * *

## ૨૭ : વિશાલ ધર્મ મંડળ

ચાલો ત્યારે આપણે પણ વિશાળ ધર્મ મંડળના મંદિરની મુલાકાત લઈએ. આ કાંઈ શિખરબંધ મંદિર નથી, પરંતુ ચંદ્રનગરના દક્ષિણ ભાગ તરફ આવેલા દરવાજાની બહાર સંગ્રામ રોડ ઉપર સહેજ આગળ વધતાં એક મોટું બંગલા રોકું મકાન આપણી દૃષ્ટિએ પડે છે. એ મકાનને ફરતું વિશાળ ચોગાન છે અને એ ચોગાનને માથા-ઢંકુ ઉંચી દીવાલથી બાંધી લેવામાં આવ્યું છે. ચોગાનની અંદર છુટાં-છવાયાં વૃક્ષો તથા જુદા જુદા કયારાઓમાં પુષ્પવૃક્ષો દૃષ્ટિએ પડે છે. રસ્તા ઉપર એક મોટું પ્રવેશદ્વાર છે. તેની ઉપર 'વિશાલ ધર્મ મંડળ' એવું મોટા સોનેરી અક્ષરે કોતરેલું છે.

આ મંડળનો સંસ્થાપક અને સંચાલક પ્રબોધચંદ્ર પિંઢારકર છે. ચાલો આપણે તેની મુલાકાત લઈએ. તે બંગલાની અંદરના ભાગમાં એક ઓસીમાંથી પસાર થતો જોવામાં આવે છે. તેના મસ્તક ઉપર તાલ પડેલી છે. તેનું ભરાવદાર વદન પ્રતિભાસંપન્ન દેખાય છે. તેણે ઝીણી કિનારનું સફેદ ધોતીયું અને તેની ઉપર શ્વેત વર્ણીય રેશમી પહેરણ પહેરેલાં છે. કપાળમાં રક્તચંદન વડે આડ કરેલી છે. બે નેણુની વચ્ચે સીંદુરની નાની બિંદગી અને તેની ઉપર મધ્યમાં નાનકડું શ્યામરંગી બિંદુ જોવામાં આવે છે. તેના દેખાવમાં ગાંભીર્ય છે, ચાલવામાં પણ તેટલું જ ગાંભીર્ય છે. તે ચાલતો ચાલતો એક છેડા પર આવ્યો અને ચાંદીના પતરાવાળું બારણું ઉઘાડીને એક વિશાળ ખંડમાં દાખલ થયો. આ વિશાલ ધર્મ મંડળના મંદિરનો મુખ્ય ખંડ હતો. આ ખંડમાં એક પણ બારી દેખાતી ન હતી. તથાપિ અંદરની ગરમ હવા બહાર કાઢીને બહારની ખુલ્લી અને ઠંડી હવાને અંદર દાખલ કરવા માટે ખાસ વિશિષ્ટ પ્રકારની રચના કરવામાં આવી હતી. ઓરડાના અંધકારને ભેદતા દીપકો જલી રહ્યા હતા. સામે વ્યાસપીઠ જેવું ઉંચું સ્થાન હતું.

તેની મધ્યમાં વિશાખાદેવીની પ્રતિમા દૃષ્ટિગોચર થતી હતી. તે પ્રતિમાની એક બાજુએ નાની છતાં સુંદર અને સરસ મખમલ જડેલી ચાંદીની ખુરસી હતી. નીચે પણ હારબંધ ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. દેવીની પ્રતિમા પાસે બે ઉંચી દીવીઓ ઉપર ઘૃતથી ભરેલાં તાંબાનાં મોટાં અને પહોળાં કોડીયાં મૂકયાં હતાં. તેમાં પ્રગટાવેલી જ્યોતનો ઝળહળાટ દેવીની ભવ્ય અને ગંભીર મૂર્તિને ચમકાવી રહ્યો હતો. બે બાજુએ બે ધૂપદાનીઓ હતી. તેમાંથી ઉડતા ધૂમ્રની મીઠી અને માદક ગંધ મગજને તરબતર બનાવી દે તેવી હતી. આ વિશાળ ખંડનો દેખાવ અને તેનું વાતાવરણ જ એવું હતું કે તેની અંદર દાખલ થનાર કોઇ પણ માનવીના દિલમાં વિશાખાદેવી પ્રત્યેનો પૂજ્યભાવ પેદા થયા વગર રહે નહિ. આ જૂના જમાનાની વિશાખાદેવીનું અદ્યતન સાધન-સામગ્રીથી સજેલું મંદિર હતું.

પ્રબોધચંદ્રે આખાય ઓરડાનું નિરીક્ષણ કરી લીધું. તેનું મન અત્યારે સુપ્રસન્ન બનેલું દેખાતું હતું. તેના વદન ઉપર સંતોષભર્યું સ્મિત પ્રસરી રહ્યું હતું

તે આગળ ચાલીને આ ઓરડાની દીવાલમાં એક બાજુએ દ્વાર હતું ત્યાં ગયો. તે દ્વાર ઉઘાડીને ચોતરફ દીવાલથી મઢી લીધેલી ચાલીમાં દાખલ થયો. બહાર રાજમાર્ગ ઉપર તો સૂર્યનાં કિરણો વરસી રહ્યાં હતાં. પરંતુ એ કિરણોને આ સ્થાનમાં પ્રવેશવાનું એક પણ છિદ્ર ન હતું. એટલે અહીં તો પ્રકાશને માટે વીજળીના દીવાનો જ ઉપયોગ કરવામાં આવતો હતો.

એ ચાલીમાં થઇને પ્રબોધચંદ્ર આગળ ચાલ્યો, એક ઓરડાનું બારણું ઉઘાડી તેની અંદર દાખલ થયો. આ તેની ઓફીસનો ખંડ હતો. આ ઓરડાની અંદર સુંદર અને રોનકદાર ફરનીચર વસાવવામાં આવ્યું હતું. ચકચકિત અને સુંવાળાં ટેબલ, મુલાયમ ગાદીઓવાળી ખુરસી તથા કોચ, અને જાણે આજે જ બનાવરાવીને તદ્દન

નાવાં ચોડવેલાં હોય એવાં કબાટો, દીવાલ ઉપર દેવદેવીઓનાં ચિત્રો, વગેરેથી ઓરડાને શોભાવવામાં આવ્યો હતો. કારણ કે બહારથી સૂર્યનો પ્રકાશ આવી શકે એવી એક પણ બારી બહી ન હતી; છતાં અંદરની હવા સ્વચ્છ અને ઠંડી રહે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. ઓરડામાં નિરવ શાંતિ હતી. માત્ર એક માણસ એક ટેબલની પાસે પડેલી ખુરસી પર બેસીને કાંઇક લખી રહ્યો હતો. તે પ્રબોધચંદ્રને અંદર દાખલ થયેલો જોઇને ઉભો થયો અને બેઉ હસ્ત જોડી વંદન કરતો બોલ્યોઃ

'નમસ્તે ગુરૂજી !'

'નમસ્તે દયાનંદ ! બેસો.' પ્રબોધચંદ્રે હાથની ઇશારત કરીને બેસવાનું સૂચન કર્યું. અને પછી પોતે પણ પોતાની ખુરસી પર બેઠક લેતાં કહ્યું : 'હું હમણાં જ મંદિરમાં જઇ આવ્યો. તમે જે નવીન ધૂપ બનાવ્યો છે, તે અગાઉ કરતાં ઘણો જ સરસ, માદક અને મધુરો છે.'

'ત્યારે તો મારી મહેનત સફળ થઇ. આપે ઇચ્છા દર્શાવેલી તે પ્રકારનો ધૂપ જ મેં તૈયાર કર્યો છે.'

હા, આવા જ ધૂપની જરૂર હતી. કારણ કે આપણે જે લોકોને આપણા મંડળના સભ્યો બનાવીએ છીએ તેઓ પ્રાર્થના સમયે મંદિરમાં આવે તે વખતે આ પ્રકારના ધૂપથી મંદિરનું બનેલું માદક વાતાવરણ તેમને જરૂર મુગ્ધ અને પ્રસન્ન બનાવી દેશે.'

એટલા માટે જ મેં ધૂપની અંદર ભાંગ વગેરે જેવા વિશિષ્ટ ગંધવાળા માદક પદાર્થો મેળવ્યા છે.' દયાનંદે જણાવ્યું.

'એ તમે સારૂં કર્યું.' પ્રબોધચંદ્રે કહ્યું : 'વારૂ, આજે કાંઇ પત્રો આવ્યા છે ?'

દયાનંદે આજની ટપાલમાં આવેલા પત્રો ખુલ્લાં કરેલાં તે પ્રબોધચંદ્રના ટેબલ ઉપર મુકયાં. એક કવરમાંથી પ્રબોધચંદ્રે એક પત્ર કાઢયો. ચંદનગરના એક ધનિકનો એ પત્ર હતો. તેની સાથે પાંચસો

રૂપીઆનો ચેક હતો અને એ રકમ તેણે વિશાલ ધર્મ મંડળને અર્પણ કરી હતી.

'દયાનંદ! જગતમાં આવા મૂર્ખાઓ પડયા છે, ત્યાંસુધી આપણને કશો વાંધો આવે તેમ નથી. દુનિયા ઝુકવાને માટે તૈયાર છે, માત્ર તેને ઝુકાવનાર જ જોઇએ. મને આશા છે કે થોડા સમયમાં જ આપણે આપણો હેતુ સાધી શકીશું.'

દયાનંદ પ્રબોધચંદ્રનો ખાસ વિશ્વાસુ માણસ હતો. તે તેનો મિત્ર હતો, તેમ જ રહસ્યમંત્રી પણ હતો. આ વિશાલ ધર્મ મંડળ એ બંને જણાની યોજના હતી અને એ મંડળ દ્વારા 'યેનકેન પ્રકારેણ' ધનિકોને નીચોવી તેઓ શ્રીમંત બનવા ઇચ્છતા હતા.

દયાનંદે કહ્યું : 'અત્યારસુધીમાં આપણે પાંચ લાખ રૂપીઆની રકમ એકઠી કરી શકયા છીએ. બીજા પાંચ લાખ રૂપીઆ મળી જાય એટલે અહીંથી અન્ય સ્થળે રવાના થઇ જવું. ત્યાં વળી જુદા જ નામે જુદો જ વેશ ભજવવો.'

'બરાબર છે. બીજા પાંચ લાખ મેળવવામાં હવે વધુ સમય લાગે તેમ નથી. લોકોની શ્રદ્ધા અધિકાધિક વધતી જાય છે. તેઓ મને દેવીપુત્ર માને છે; અને પેલા સટ્ટાખોર માનવીઓ મારી ઉપર અજબ શ્રદ્ધા ધરાવે છે. એટલે આપણો હેતુ સફળ થવામાં હવે વધુ સમય નહિ લાગે.' એમ કહીને પ્રબોધચંદ્ર બીજી ટપાલ જોવા લાગ્યો.

કોઇ પત્રમાં ચેક હતો. કોઇ પત્રમાં નોટો હતી. આ રીતે રોજ ચેક અને નોટો દ્વારા વિશાલ ધર્મ મંડળને મોટી આવક થયા કરતી હતી. તે એ પત્રો જોતો હતો એ વખતે વીજળીની ઘંટડી રણકવા લાગી. બંને જણાની દૃષ્ટિ દીવાલ ઉપર જે સ્થળે ઘંટડીઓ હતી, તે તરફ ગઇ. એક ઘંટડી નીચે ગુલાબી રંગનુ ચકતું દેખાયું.

'છૂપું દ્વાર.' પ્રબોધચંદ્ર બોલ્યો: 'ત્યાં જઇને જુઓ. કોણ છે?'

તેની આજ્ઞાને અનુસરી દયાનંદ ઓરડામાંથી બહાર નિકળી છૂપા દ્વાર તરફ ગયો.

પ્રબોધચંદ્ર પત્રો વાંચવામાં મશગુલ બન્યો. જણાવવાની જરૂર નથી કે આ તમામ પત્રો આ મંડળના સભ્ય બનેલા વિશાખાદેવીના ધનિક અનુયાયીઓના હતા. એકાદ મીનિટ પછી ઓરડાનું પ્રવેશદ્વાર ઉઘડવાનો અવાજ આવ્યો. તેની દૃષ્ટિ પ્રવેશદ્વાર તરફ ગઈ. એ દૃષ્ટિમાં આશ્ચર્ય હતું, અને એ આશ્ચર્ય ગુસ્સામાં પરિણમ્યું.

'કુંદનરાય! તું અહીં શા માટે આવ્યો? મેં તને નહોતું કહ્યું—'

કુંદનરાય ઓરડાની અંદર આવીને બોલ્યો: 'આપને મળવાની ખાસ જરૂર હતી.'

'પરન્તુ મેં તને કહ્યું હતું કે હમણાં તારે આ સ્થળના સંપર્કમાં બિલકુલ આવવું નહિ. તેનું કારણ તું જાણે છે, છતાં—'

'હા, પણ ગુરૂજી, મારી યોજના સફળ ન થઈ.' સ્વર્ગસ્થ લક્ષ્મીનંદન વસાણીનો સેક્રેટરી બોલ્યો. ગુરૂજીનાં નેત્રોમાંથી પ્રગટેલી ક્રોધજ્વાળાએ જાણે તેના આખા શરીરમાં અગ્નિ પ્રગટાવ્યો હોય, એવી રીતે તેનું શરીર ધમધમતું હતું: 'મેં જ્યોતિપ્રસાદની ઓફીસમાં તેના ટેબલના ખાનામાં બોમ્બ ગોઠવ્યો હતો. તેણે તેનું કામ બરાબર બજાવ્યું છે. એટલે કોઈએ ટેબલનું ખાનું ઉઘાડેલું હોવું જોઈએ એ વાત તો ચોક્કસ છે. પરન્તુ એ ખાનું ઉઘાડનાર જ્યોતિપ્રસાદ ન હતો.'

'એ તેં કેવી રીતે જાણ્યું?'

'કારણ કે ત્યારપછી મેં મારી નજરે જ્યોતિપ્રસાદને જીવતો જાગતો જોયો હતો. લગભગ અડધા કલાક પહેલાં તે મંજુલાનો પત્તો મેળવવા મથી રહેલા અંજનકુમારની સાથે તેના મકાનમાંથી બહાર નિકળ્યો ત્યારે તે મારી દૃષ્ટિએ પડ્યો હતો.'

પ્રબોધચંદ્ર ખુરસી પરથી ઉભો થઈને બોલ્યો: 'હરકત નહિ, કુંદનરાય! એ માટે હવે તારે કોઈ બીજો રસ્તો લેવો પડશે. એક-વાર નહિ તો ફરી વાર, એક રસ્તે નહિ તો બીજે રસ્તે પણ તને સફળતા મળશે. પોલીસ મી. વસાણીના કિસ્સાની તપાસ કરી રહી છે. પરંતુ પોલીસ ખાતાની મને જરી પણ પરવા નથી; જ્યારે આ

જ્યોતિપ્રસાદ ભયંકર માનવી છે. તેની શક્તિ, પ્રતિષ્ઠા અને પ્રતિભાનો આપણને ખ્યાલ છે. તે માણસ આ કિસ્સામાં આગળ વધે એ આપણે માટે જોખમભર્યું છે. એટલે તેનો તો અંત લાવવો જ જોઇએ.'

'ગુરૂજી! તેને વસાણીના કેસમાં બહુ રસ હોય એમ નથી લાગતું, પરંતુ અંજનકુમારની માગણીથી મંજુલાના અપહરણના કિસ્સામાં તે રસ લઇ રહ્યો છે.' કુંદનરાયે સ્પષ્ટિકરણ કર્યું.

પ્રબોધચંદ્ર બોલ્યો: 'એ બધું એકનું એક છે. આપણે તો કોઇ પણ રીતે આપણું રહસ્ય જ્યોતિપ્રસાદના જાણવામાં ન આવે એમ કરવું જોઇએ.'

'આપ સાચું કહો છો.' જાણે ટાઢ આવી હોય અને ધ્રૂજતો હોય એવા કમ્પતા સ્વરે કુંદનરાય બોલ્યો: 'પરંતુ એ છોકરીનું અપહરણ કરવામાં આપણે કોઇ ભૂલ કરી હોય એમ તો આપને લાગતું નથી ને?'

પ્રબોધચંદ્રે મસ્તક ધુણાવ્યું: 'જે સંયોગો ઉપસ્થિત થવા પામ્યા હતા, તેમાં એ છોકરીનું અપહરણ કર્યા સિવાય વસાણીની હસ્તલિખિત નવલકથા આપણે મેળવી શકયા ન હોત. વળી એ છોકરીએ તે હસ્તપ્રત વાંચેલી હોવાનો સંભવ છે. એ તો આપણે માટે વધારે ભયંકર ગણાય. અને તેથી અત્યારે તો તે જ્યાં છે ત્યાં જ સારી છે.'

'તેને કયે સ્થળે રાખવામાં આવી છે?'

'તેને એવે સ્થળે રાખવામાં આવી છે કે એ સ્થળે તે અત્યારે સલામત છે.' પ્રબોધચંદ્રના હોઠ ઉપર વિષભરપૂર સ્મિત પ્રસરી રહ્યું: 'છેવટે તો આપણે તેનો પણ નિકાલ કરવો પડશે. એ માટે આપણે કોઇ સલામત માર્ગ શોધીશું. તે દરમ્યાન અત્યારે તો જ્યોતિપ્રસાદ આપણે માટે મોટા ભય સમાન છે. એ ભયને કોઇ પણ રીતે કચરી નાંખવો જોઇએ.'

'ગુરૂજી! આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે.' કુંદનરાય બોલ્યો: 'પરંતુ આપની સૂચના પ્રમાણે મેં મારૂં કાર્ય કર્યું છે. તે

કાર્ય નિષ્ફળ ગયું એમાં મારો દોષ નથી. હવે એ કાર્ય આપે કરીમખાન, વઝીરમહમદ અથવા તો પછી દયાનંદને સોંપવું જોઇએ.'

'નહિ, નહિ, કુંદનરાય! એ કાર્ય તો તમારે જ કરવાનું છે.' પ્રબોધચંદ્ર મંજુલ સ્વરે બોલ્યો. જો કે તેના એ મંજુલ સ્વરની પાછળ પણ એક એવું તત્ત્વ હતું. કે જે કુંદનરાયને કંપાવી મૂકતું હતું: 'હું જે કહું છું તે રીતે જ તમારે કરવાનું છે. તેમાં તમારી સલાહ કે સૂચનાની જરૂર નથી.'

કુંદનરાય તેની સામે ચમત્કારિક દૃષ્ટિથી જોઇ રહ્યો. છેવટે તે બોલ્યો: 'વારૂ, ગુરૂજી! જેવી આપની આજ્ઞા.'

'અત્યારે તું એક કામ કર.' પ્રબોધચંદ્રે તેને કહ્યું: 'અહીં બંદર રોડ ઉપર વસાણીનો બંગલો છે, ત્યાં તેનો નોકર હશે. તેની ઉપર ટેલીફોન કરીને નક્કી કરી લે કે જ્યોતિપ્રસાદ એ સ્થળે તારી તપાસને માટે આવ્યો તો નથી ને? બનવાજોગ છે કે તેં તેની ઓફીસના ટેબલના ખાનામાં બોમ્બ મુકયાની તેને શંકા આવી હોય; અને તે ઉપરથી તે તારો પિછો લેવાનો જો પ્રયત્ન કરે તો તેમાં કશું આશ્ચર્ય નથી.'

ખૂણામાં એક ટેબલ ઉપર ટેલીફોનનું યંત્ર હતું, તેની તરફ તેણે ઇશારત કરી. કુંદનરાય એ યંત્ર પાસે ગયો, તેણે 'દરિયામહાલ'નો નંબર માગ્યો અને કાન પર રીસીવર રાખીને તે ઉભો રહ્યો.

પ્રબોધચંદ્ર તેની સામે જોઇ રહ્યો હતો. કુંદનરાયે બોલવાને માટે મ્હોં પહોળું કર્યું, પરંતુ એકાએક તે સ્તબ્ધ બનીને યંત્રની સામે જોઇ રહ્યો.

સામેથી જવાબ આપનાર વસાણીનો નોકર ન હતો, પણ કોઇનો ઘેરો અને રૂવાબદાર અવાજ આવ્યો: 'તમે કોણ છો? અને કયાંથી બોલો છો?' અને એકાદ બે સેકન્ડ પછી દરિયામહાલમાં ટેલીફોન ઉપર બોલનારની પાછળથી કોઇ બોલતું હોય એવો અવાજ તેને કર્ણગોચર થયો:

'તમારે ચિંતા કરવાની જરૂર નથી. ઇન્સ્પેક્ટર સાહેબ ટેલીફોન-કોલનો જવાબ આપે છે.'

ધ્રૂજતા હાથે કુંદનરાયે રીસીવરને યંત્ર ઉપર મૂકી દીધું અને પાછો ફરીને તે સભય નેત્રો વડે પ્રબોધચંદ્રની સામે જોઇ રહ્યો.

એ જોઇને પ્રબોધચંદ્ર એકદમ ઉભો થઇ તેની પાસે આવ્યો, તેનો હાથ પકડીને બોલ્યો : 'શું છે? તું કેમ આટલો બધો ગભરાઇ ગયો છે?'

'પોલીસ આવી પહોંચી છે.' કુંદનરાય બોલ્યો : 'તેમણે 'દરિયા-મહાલ'નો કબજો લીધો હોય એમ લાગે છે. તે લોકો શા માટે ત્યાં આવ્યા હશે? અગાઉ એ લોકો 'દરિયામહાલ'માં આવ્યા હતા. ત્યાં કરવી ઘટતી બધી તપાસ એમણે કરી હતી. એ તપાસ કરીને તેઓ ચાલ્યા ગયા હતા. ત્યારે ફરીથી તેઓ શા માટે આવ્યા હશે?'

'તારી તપાસને માટે.'

'મારી તપાસ! પણ તેનું કારણ?'

'તેમના જાણવામાં કોઇક રહસ્ય આવ્યું હશે.' પ્રબોધચંદ્રે કહ્યું: 'મને તો આ બધું કારસ્તાન ડિટેક્ટીવ જ્યોતિપ્રસાદનું જ લાગે છે. ચોક્કસ તેણે તારો પીછો લીધો છે અને હું માનું છું કે તને ગિરફ્તાર કરવાનું વોરંટ પણ તેણે મેળવેલું હોવું જોઇએ.'

તેણે દયાનંદની સામે જોયું. દયાનંદ જાણે કશું પણ જાણતો ન હોય તે રીતે ખુરસી પર બેસીને તેનું કાર્ય કરી રહ્યો હતો. આ બે જણા વચ્ચેનો સંવાદ તેણે સાંભળ્યો હતો, કોઇ ગંભીર પરિસ્થિતિ હોવાનું તે સમજતો હતો, પરંતુ વચ્ચે પ્રશ્ન કરવાનું તેને મુનાસીબ લાગ્યું ન હતું.

'દયાનંદ!' પ્રબોધચંદ્રે ઉચ્ચાર્યું.

'આજ્ઞા, ગુરૂજી!'

'મોટર તૈયાર છે ને?' પ્રબોધચંદ્રે પ્રશ્ન કર્યો. એ વખતે પણ તેની દૃષ્ટિ ધ્રૂજી રહેલા કુંદનરાય તરફ જ હતી.

દયાનંદે મસ્તક હલાવીને હા કહી.

'કુંદનરાય ! ગભરા નહિ. સ્વસ્થ બની જા.' પ્રબોધચંદ્ર બોલ્યો : 'આપણી કલ્પના સાચી હોય યા ખોટી પણ હોય. પોલીસ તારો પિછો લેવાને માટે એ મકાનમાં આવી હોય અથવા બીજા કોઇ કારણને માટે પણ ત્યાં આવી હોય. પરંતુ તેમાં તને કોઇ પણ પ્રકારની હરકત ન પહોંચે એવી મારી ઇચ્છા છે. એટલે થોડા સમયને માટે તારે કોઇ એકાંત સ્થળમાં છુપાઇ રહેવું જોઇએ. દયાનંદ તને એવા એક સ્થળે લઇ જશે. ત્યાં તું સંપૂર્ણ સલામત રહી શકીશ અને કોઇ તારો પત્તો મેળવી નહિ શકે.'

'પણ—' કુંદનરાય અચકાતો અચકાતો બોલવા લાગ્યો.

તેને બોલતો અટકાવીને પ્રબોધચંદ્રે કહ્યું : 'હું તને કહું છું એ પ્રમાણે તું કર, એટલે તું નિશ્ચિંત બની જઇશ. તું અત્યારે જ અહીંથી દયાનંદ સાથે વિદાય થઇ જા.'

'કયે સ્થળે ?'

'અહીંથી માઇલો દૂર ગ્રામ્ય પ્રદેશમાં એક સંપૂર્ણ સલામત સ્થળ છે. ત્યાં પોલીસ અથવા તો જ્યોતિપ્રસાદ કોઇ પણ તને પકડવાને આવી શકશે નહિ.'

દયાનંદને આજ્ઞા થતાં તે આ ખંડની બહાર ગયો હતો. તે પુનઃ પાછો આવીને બોલ્યો : 'મોટર તૈયાર છે, ગુરૂજી !'

'પણ ગુરૂજી–' કુંદનરાયે બોલવાનો યત્ન કર્યો. તેનાં નેત્રો ભય અને શંકાથી ભરપૂર હતાં.

પ્રબોધચંદ્રે તેને આગળ બોલવા ન દીધો અને કહ્યું : 'તારે અત્યારે જ દયાનંદની સાથે જવાનું છે. વસાણીના મૃત્યુને અંગે કે બીજા કોઇ કારણે તું ગિરફતાર થાય, એવી મારી ઇચ્છા નથી. અત્યારે જ તું ચંદ્રનગર છોડીને ચાલ્યો જા, અને જ્યાંસુધી તને મારી તરફથી કશો પણ સંદેશો ન મળે ત્યાંસુધી દયાનંદ તને જે સ્થળે લઇ જાય, તે સ્થળે તું છુપાઇ રહેજે. સમજ્યો ને ?'

દયાનંદ તથા કુંદનરાય આ ખંડ છોડીને ચાલ્યા ગયા. પ્રબોધ-ચંદ્ર તેમની પાછળ જોઇ રહ્યો. બારણું બંધ થયું, છતાં પણ તેની દૃષ્ટિ એ બંધ દ્વાર તરફ હતી.

તે અશાન્ત ચિત્તપૂર્વક મનોગત બોલ્યોઃ ' જો પોલીસે કુંદનરાયનો પીછો લીધો હોય તો તેમને કોઇ ચોક્કસ બાતમી મળેલી હોવી જોઇએ, અને તેની પાછળ રાવસાહેબ જ્યોતિપ્રસાદનું જ કારસ્તાન હોવું જોઇએ. ' તેણે ખુરસી પર બેસી સીગારેટ સળગાવીને ધૂમ્રપાન કરવા માંડયું. ઉંચે છત તરફ જતા ધૂમ્રગોટ સામે જોતો તે વિચાર-પુર્ણ બની ગયો. થોડી વારે તેણે ઉદ્દ્ગાર કાઢયો : ' નહિ, આ કાંઇ ઠીક થતું નથી. સ્થિતિ ગંભીર લાગે છે. '

તેણે સીગારેટને ટેબલ ઉપર પડેલી રકાબીમાં ફેંકી દીધી, એક દીર્ઘ શ્વાસ લીધો. તેણે માન્યું હતું તે કરતાં પણ ભય નજીક હોય એમ લાગતું હતું.

તે જાણે પોતાની સાથે મનોગત વાત કરતો હોય તેમ સહેજ ઉચ્ચ સ્વરે બોલ્યો : ' પરંતુ જ્યાંસુધી તેઓ કુંદનરાયને પકડીને તેને કશા સવાલો કરી ન શકે, ત્યાંસુધી—'

અને તેના મુખમાંથી એક ઘેરૂં અટ્ટહાસ્ય સરી પડયું. તેણે ટેબલના ખાનામાંથી એક નાના કદનો ગંજીપો કાઢયો. તે એ ગંજીપાને ચીપવા લાગ્યો. તત્કાળ તેની અશાંતિ અને અસ્વસ્થતા દૂર થઇ ગઇ.

ગંજીપાની એકાંતિક રમતનો તે ભારે શોખીન હતો. એ રમત તેની ગમે તેવી અશાંતિ, અસ્વસ્થતા અને ચિંતાને દૂર કરી દેતી હતી. ટેબલ ઉપર પડેલા પત્રોને બાજુએ મૂકી, તેની ઉપર તેણે ગંજીપાની બાજી ગોઠવી અને તે એ રમત રમવા લાગ્યો. તેને વિશ્વાસ હતો કે દયાનંદ કુંદનરાયને એવે સ્થળે પહોંચાડી આવશે કે જ્યાંથી પોલીસ તેને કદી પણ ગિરફતાર કરી શકશે નહિ.

* * *

'આપણે ક્યાં જવાનું છે?' કુંદનરાયે પોતાની બાજુમાં મોટર હાંકતા બેઠેલા દયાનંદને પ્રશ્ન કર્યો.

દયાનંદે કશો જવાબ આપ્યો નહિ. મોટર અત્યારે ચંદ્રનગરનાં પરાંઓને વટાવીને આગળ ને આગળ વધતી જતી હતી. બહાર વરસાદ પડતો હતો. તેની વાછંટ કાચના બારણાને લાગતી હતી.

'આપણે ક્યાં જવાનું છે?' પુનઃ કુંદનરાયે ઉચ્ચાર્યું.

'તે તમે થોડા સમયમાં જ જાણી શકશો.' ટુંકો જવાબ મળ્યો.

અને કુંદનરાય મૌન બની ગયો. મોટર ચાલી જતી હતી. તે સામેના કાચમાંથી રસ્તા ઉપર જોઇ રહ્યો હતો. કોઇ કોઇ વાર એકાદી મોટર કે એકાદું ગાડું દષ્ટિએ પડતાં હતાં.

'દયાનંદ! આપણે ડિટેકટીવ જ્યોતિપ્રસાદથી ખાસ બીવાનું છે.' થોડી વારે તે પુનઃ બોલ્યો : 'કોઇ પણ રીતે તેનો નિકાલ લાવી દેવો જોઇએ. નહિ તો—'

'ગુરૂજી તેનો નિકાલ લાવી દેશે.' દયાનંદ બેદરકાર સ્વરે બોલ્યો : 'તેમની ઉપર શ્રદ્ધા રાખો.'

'પણ મારૂં શું થશે?' કુંદનરાયે પૂછ્યું : 'વસાણીના ખૂનમાં હું સંડોવાયો છું, એવી શંકા જો જ્યોતિપ્રસાદને આવી હશે તો—'

'જો એવી શંકા તેને આવી હોય તો વિશાલ ધર્મ મંડળના મંદિરથી તમે જેટલા દૂર રહો તેટલું આપણે માટે ઇચ્છનીય અને આવશ્યક છે.' દયાનંદે સમજાવ્યું : 'અને એટલા માટે જ ગુરૂજીએ મને તમારી સાથે મોકલ્યો છે.'

તેમની વચ્ચે એ પ્રકારની વાતો ચાલતી હતી, અને મોટર પણ આ એકાંતિક માર્ગ ઉપર આગળ ને આગળ વધતી હતી

છેવટે દયાનંદે મોટરને એક ગલીમાં લીધી. આ ગલી ગીચ વૃક્ષ ઘટાથી ઢંકાયેલી હતી. તેની આસપાસ પણ પુષ્કળ ઝાડી હતી. છેવટે તે બોલ્યો : 'કુંદનરાય! આપણે નિર્દિષ્ટ સ્થળે આવી પહોંચ્યા છીએ.'

એ ગલીની ડાબી બાજુએ એક બે માળનું નાનું મકાન દૃષ્ટિગોચર થતું હતું.

કુંદનરાય તે મકાનની સામે જોઇ રહ્યો. તેની નજીકમાં આવીને મોટર ઉભી રહી. આ એક જૂનું મકાન હતું. એક બારીનો કાચ તૂટેલો હતો. નીચેનું બારણું પણ અધખોલા જેવું હતું. મકાનની આસપાસ પુષ્કળ ઘાસ ઉગ્યું હતું. ઉંચાં વૃક્ષો હતાં. તેના દેખાવ ઉપરથી કેટલાય સમયથી આ મકાનની સંભાળ લેવામાં આવી ન હોય એમ લાગતું હતું. કુંદનરાય દયાનંદની સામે જોઇને બોલ્યો : ' તમારી ભૂલ થાય છે. આવા મકાનમાં હું કેવી રીતે રહી શકીશ ? ગુરૂજીએ આ સ્થળે મને રાખવાની ગોઠવણ કરી હોય એમ હું નથી માનતો. કાં તો તમે બરાબર સમજ્યા—'

પરંતુ તે આગળ બોલી શકયો નહિ. કેમ કે તે જ વખતે દયાનંદના હસ્તમાં એક નાની પિસ્તોલ ચમકવા લાગી. તેની અંદરથી ગોળી છોડતાં મોટો અવાજ થવા ન પામે તે માટે તેની ઉપર સાયલેન્સર ચડાવવામાં આવ્યું હતું : ' તમે જ બરાબર નથી સમજ્યા. મહાશય કુંદનરાય ! ગુરૂજીએ આ જ સ્થળ તમારે માટે મુકરર કરેલું છે. '

કુંદનરાય ભયપૂર્ણ દૃષ્ટિથી પિસ્તોલની સામે જોઇ રહ્યો. દયાનંદે બારણું ઉઘાડીને કહ્યું : ' નીચે ઉતરો. '

ગભરાએલો કુંદનરાય નીચે ઉતર્યો. તેને આગળ કરી, તેની બાજુમાં પિસ્તોલની નળી રાખીને દયાનંદે કહ્યું : ' હવે આગળ ચાલો. '

કુંદનરાય મકાન તરફ આગળ ચાલવા લાગ્યો. તે આસપાસ દૃષ્ટિ કરતો હતો. ચોતરફ ગીચ ઝાડીની વચ્ચે આ મકાન આવેલું હતું. અહીં કોઇ પણ માણસ દેખાતો ન હતો. કુંદનરાયનો ચહેરો ફીક્કો પડી ગયો હતો. તેનાં નેત્રો નિસ્તેજ બની ગયાં હતાં. કારણ કે હવે ગુરૂજીનો હેતુ તેના સમજવામાં આવી ગયો હતો. તે બોલ્યો : ' નહિ નહિ, મહાશય દયાનંદ ! હું નથી માનતો કે તમે મારૂં—'

' મૂગા રહો ! ' દયાનંદ તેને દબાવતા સ્વરે બોલ્યો.

અને પિસ્તોલની નળીનો તેના પડખાને સ્પર્શ થયો. તે આગળ વધ્યો. જાણે કોઇ માણસ સ્વપ્નમાં ચાલતો હોય, એવી રીતે અત્યારે તે ચાલતો હતો.

તે સમજી ગયો હતો કે પ્રબોધચંદ્ર તેનો અંત લાવી દેવા માગતો હતો. તેને કોઇ સલામત છૂપા સ્થળે રાખવાનું કહેલું એ તો એક જુઠાણું હતું. પોતે પોલીસના હાથમાં સપડાય તો કદાચ સાચી હકીકત પોલીસને કહી દે એવી પ્રબોધચંદ્રને ભીતિ હતી, અને તેથી તેણે પોતાનું ખૂન કરવાની દયાનંદને સૂચના કરી હતી: ' મહાશય દયાનંદ!' તેના દાંત પણ અત્યારે ધ્રૂજતા હતા: ' શું તમે આવી રીતે મારૂં ખુન કરશો? ના ના, હું નથી માની શકતો કે તમે–'

' બસ કરો, કશું પણ બોલ્યા વગર આગળ ચાલો.'

તેઓ આ મકાનના દ્વાર પાસે આવી પહોંચ્યા, અને ભયત્રસ્ત હરણુ શિકારીના કબજામાંથી છટકે એવી રીતે કુંદનરાય કૂદયો, પત્થરનાં પગથિયાં પર ચડીને અધખોલા દ્વારમાંથી મકાનની અંદર ધુસ્યો. દયાનંદના મુખમાંથી નીકળેલો આશ્ચર્યોદ્‌ગાર તેના સાંભળવામાં આવ્યો. તેનાં પગલાંના અવાજ ઉપરથી તે સમજ્યો કે દયાનંદ તેની પાછળ આવે છે. નજીકમાં જ એક દાદર હતો. તેની ઉપર ચડીને તે ઉપલા માળે ગયો.

તે જ વખતે દયાનંદની સાયલેન્સર ચડાવેલી પિસ્તોલનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. સોડાની બાટલી ફોડતાં જેવો અવાજ થાય છે એટલો જ અવાજ હતો. પિસ્તોલમાંથી છૂટેલી ગોળી તેના કાંડાને છરકીને દાદરની સામે ઉપલા માળની દીવાલમાં પેસી ગઇ. ભયભીત બનેલો કુંદનરાય એકદમ ઉપર ચડી અંદરના ઓરડામાં પેસી ગયો.

તે જ વખતે દયાનંદે પિસ્તોલનો બીજો બાર કર્યો, અને તે પણ બબ્બે પગથિયાં કૂદીને ઉપલા માળે આવ્યો. પરંતુ એ પહેલાં તો કુંદનરાયે ઓરડાની અંદર પેસીને તેની અંદરની સાંકળ વાસી દીધી હતી.

એ ઓરડામાં કાચનાં બારણાંવાળી એક બારી હતી. તેની નજી-કમાં જ ઉંચું વૃક્ષ હોવાથી તેમાં માત્ર આછો પ્રકાશ આવી શકતો હતો. દયાનંદ ઉપર ચડીને ઓરડાના બંધ દ્વાર પાસે આવીને બોલ્યો : ‘ કુંદનરાય ! બારણું ઉઘાડો, અને ગુરૂજીની આજ્ઞાનો અમલ મને કરવા દો. ’ એમ બોલતાં તેણે બારણાને જોરથી ધક્કો માર્યો.

‘ નહિ!’ કુંદનરાયે બુમ પાડી : ‘ નહિ, તમે મારૂં ખૂન નહિ કરી શકો. ’

તે ઓરડાની અંદર બારણાથી દૂર અન્ય સ્થળે ખસતો હોય એવો અવાજ દયાનંદના સાંભળવામાં આવ્યો. દયાનંદે સહેજ પાછળ હઠીને બારણા ઉપર બે ગોળીબાર કર્યા. એ વખતે અંદરની બારીનો કાચ તૂટવાનો અવાજ સંભળાયો. કાં તો કુંદનરાયે એ કાચ તોડયો હોય, અથવા તો પોતાની પિસ્તોલમાંથી છૂટેલી ગોળીએ એ કાર્ય કર્યું હોય, એમ દયાનંદને લાગ્યું. અને બીજી જ ક્ષણે કુંદનરાયનો ભયપૂર્ણ ઘેરો અવાજ સંભળાયો :

‘ દોડો, દોડો ! કોઇ બચાવો ! મદદ કરો ! ’ તે બારીમાંથી બહાર ડોકાઇને બુમો પાડતો હતો. પરંતુ તેની બુમો આસપાસની વૃક્ષઘટામાં ભળી જતી હતી.

દયાનંદે બીજી વાર પોતાના પડખા વડે બારણાને ધક્કો માર્યો. એક બે અને ત્રણ ધક્કા લાગતાં બારણું તૂટી ગયું અને તે અંદર દાખલ થયો.

આ ઓરડામાં માત્ર આછો પ્રકાશ આવતો હતો. સર્વત્ર નિઃસ્તબ્ધતા હતી. બહાર વરસાદ પડતો હતો, તેનો તમતમાટ માત્ર સંભળાતો હતો. પરંતુ એ નિરવતાનો ભંગ કરતો તૂટેલા બારણાનો અવાજ થયો અને તે પછી બીજી જ ક્ષણે એક ગોળીબાર સંભળાયો !

* * *

## ૨૯ : મંદિરમાં પ્રવેશ

'આ જ એ સ્થળ. રાવસાહેબ!' અંજનકુમારની મોટર એક કમ્પાઉન્ડના પ્રવેશદ્વાર પાસે આવીને ઉભી રહી. તે પ્રવેશદ્વારની ઉપર કોતરેલા મોટા અક્ષરો સામે અરૂણ જોઇ રહ્યો:

વિશાલ ધર્મ મંડળ

જ્યોતિપ્રસાદ મોટરમાંથી નીચે ઉતરી આ બંધ બારણા તરફ તથા કમ્પાઉન્ડની ઉંચી દીવાલ તરફ જોઇ રહ્યો. બારણા ઉપર પ્રસ્તુત શબ્દો બાળબોધ અક્ષરમાં લખેલા હતા.

તેણે કહ્યું: 'બરાબર છે. આ જ વિશાલ ધર્મ મંડળનું મંદિર. અરૂણ! ચાલો, આપણે એ મંદિરમાં પ્રવેશ કરીએ. અને અંજનકુમાર! હવે આપણે અહીંથી છૂટાં પડીશું. કારણ કે તમે અમારી સાથે આવો તો ઓળખાઇ જવાનો ભય રહે છે.'

'મને કોણ ઓળખવાનું હતું?'

'એક તો કુંદનરાય. એ કદાચ અહીં હોવાનો સંભવ છે. તે તમને જુએ તો જરૂર ઓળખી લે.'

'એ અહીં હશે એમ તમે શા ઉપરથી માનો છો?'

'જો એ તેના શેઠ લક્ષ્મીનંદન વસાણીના 'દરિયામહાલ'માં ગયો હોત અને ત્યાં રહ્યો હોત તો પોલીસના હાથમાં જરૂર સપડાઇ ગયો હોત. પરંતુ તે બંદર રોડ ઉપર 'દરિયામહાલ'માં જવાને બદલે અહીં આવીને છુપાઇ રહ્યો હોય એવું મારૂં માનવું છે.'

અરૂણ બોલ્યો: 'મને પણ એ સંભવિત લાગે છે. આપણે 'દરિયામહાલ'માં હતા, તે વખતે કોઇએ ટેલીફોન કર્યો હતો. એ કોલ કરનાર કુંદનરાય જ હોવો જોઇએ. કારણ કે તેણે 'દરિયા-મહાલ'ના નોકરને બદલે કોઇ અજાણ્યા માણસનો અવાજ સાંભળવાથી એકદમ કનેકશન તોડી નાંખ્યું હતું. હું એ વખતે

'દરિયામહાલમાં' હતો અને ટેલીફોન ઉપર જવાબ આપતાં ઇન્સ્પેકટરને અટકાવવાનો મેં યત્ન કર્યો હતો, પરંતુ તેમણે મારું માન્યું નહિ.'

'વારુ, ત્યારે હું અહીં રોકાઉં છું.' સહેજ અસંતુષ્ટ સ્વરે અંજનકુમારે જ્યોતિપ્રસાદની સૂચનાનો સ્વીકાર કર્યો.

'તમે મોટરને આગળ લઇ જાઓ અને પેલા ખૂણા તરફ વાળીને એક બાજુએ રાખો.' જ્યોતિપ્રસાદે સૂચવ્યું : 'તમારે એક માત્ર કુંદનરાયથી જ સાવચેત રહેવાનું છે એમ નથી. મીસ મંજુલાના ખંડમાં બુરખાધારી બદમાશ દાખલ થયો હતો. તેની સાથે તમારી ઝપાઝપી થએલી હોઇ, તેણે પણ તમને જોયા હશે. મને લાગે છે કે કુંદનરાય તથા એ બુરખાધારી આ પ્રબોધચંદ્ર પિંઢારકરના સાગરીતો હોય તો નવાઇ નહિ.'

'બહુ સારું' અંજનકુમારે મોટરને ચાલૂ કરી. તે છેડા ઉપર જઇ ખૂણા તરફ વળીને અદૃશ્ય બની ગઇ. જ્યોતિપ્રસાદ તથા અરૂણ બંને જણા મંદિરના કમ્પાઉન્ડના પ્રવેશદ્વાર પાસે આવ્યા. પ્રવેશદ્વાર બંધ હતું. તેની બાજુમાં એક નાનું વીજળીનું બટન હતું. તેની ઉપર ઝીણા અક્ષરો કોતરેલા હતા : 'અંદર દાખલ થવું હોય તો આ બટન દબાવો.' જ્યોતિપ્રસાદે એ બટન દબાવ્યું.

વાચકના દિલમાં એમ થશે કે કુંદનરાય અંજનકુમારને ઓળખી લે તો તે જ્યોતિપ્રસાદ તથા અરૂણને પણ કેમ પિછાણી ન શકે? પરંતુ એ માટે તે બેઉ જણાએ પૂર્વતૈયારી કરી રાખી હતી. તેમણે પોષાકમાં યોગ્ય પરિવર્તન કર્યું હતું. આંખો ઉપર સહેજ આસમાની ઝાંયવાળા ચશ્મા ચડાવ્યા હતા. તેમના બેઉના ચહેરા પણ અત્યારે ફરી ગએલા લાગતા હતા. ગજવાની અંદર પાકીટમાં પરિચયપત્રો રાખ્યા હતા. એક પત્ર ઉપર 'જાગીરદાર બીપીનચંદ્ર બોઝ—મુર્શીદા-

બાદ' એવી રીતે છાપેલું હતું. અર્થાત જ્યોતિપ્રસાદ પોતાને મુર્શીદાબાદના ધનાઢ્ય બંગાળી જમીનદાર બીપીનચંદ્ર બોઝ તરીકે ઓળખાવવા માગતો હતો, અને અરૂણ તેનો બંગાળી સેક્રેટરી બની ગયો હતો. તેમનો બેઉનો વેશપલ્ટો આબાદ હતો. તેમના પરિચિતો પણ તેમને આ વેશમાં જ્યોતિપ્રસાદ અને અરૂણ તરીકે ઓળખી શકે તેમ ન હતા.

જ્યોતિપ્રસાદે બટન દબાવ્યું. એકાદ મીનીટ બાદ પ્રવેશદ્વારની ઉપરના ભાગમાં એક ફુટ સમચોરસ દ્વાર ખુલ્લું થયું. તેમાંથી એક માણસના ચ્હેરાની આંખોનો ભાગ દૃષ્ટિગોચર થયો.

'કોણ છો તમે?' અવાજ આવ્યો. પરંતુ એ અવાજમાં વિનમ્રહીનતા હતી.

'આ જ 'વિશાલ ધર્મ મંડળ'નું મંદિર છે ને?' જ્યોતિપ્રસાદે જાણે એક બંગાળી હિંદી ભાષામાં બોલતો હોય, એવી રીતે પહોળા ઉચ્ચાર સાથે પ્રશ્ન કર્યો. અહીં તો તેમની વચ્ચેના પ્રશ્નોત્તર લેખક અને વાચક બેઉની સગવડની ખાતર ગુજરાતી ભાષામાં જ ઉતારવામાં આવે છે.

'સહુ જનો માતાજીનાં દર્શનનો લાભ લઈ શકે તે માટે અમુક ચોક્કસ સમયે જ આ મંદિર ખુલ્લું રાખવામાં આવે છે.' બારણાની અંદરના ભાગમાં ઉભેલા માનવીએ જવાબ આપ્યો.

તે માણસ પોતે ખોલેલું નાનકડું દ્વાર બંધ કરવા જતો હતો. તેને અટકાવીને જ્યોતિપ્રસાદે કહ્યું: 'ઉભા રહો. હું તો અત્યારે મહાશય અભયચંદ્ર પિંઢારકરને મળવાને માટે આવ્યો છું. મારૂં નામ બીપીનચંદ્ર બોઝ છે. તમે મારૂં નામ તો કદાચ સાંભળ્યું હશે. મારૂં વતન મુર્શીદાબાદમાં છે.'

'હા, આ મહાશય મુર્શીદાબાદના શ્રીમંત અને ધનાઢ્ય જમીનદાર છે.' અરૂણ પણ જ્યોતિપ્રસાદનું અનુકરણ કરતો બોલ્યો.

અંદરના ભાગમાંથી દેખાતી આંખો આ બેઉ જણાનું નિરીક્ષણ કરી રહી હતી. જ્યોતિપ્રસાદે કલ્પના કરી હતી કે શ્રીમંત અને ધનાઢ્ય જમીનદારને માટે આ મંદિરમાં પ્રવેશ કરવાનું લેશ પણ મુશ્કેલ નથી. તેની એ કલ્પના સાચી ઠરી. પ્રવેશદ્વાર તુરત જ ખુલ્લું થયું.

અંદર ઉભેલો માનવી હવે પુરેપૂરો વિનયશીલ બની ગયો અને બોલ્યો : 'નમસ્તે મહાશય ! અંદર પધારો. હું મંદિરમાં જઇને તપાસ કરી જોઉં. ગુરૂદેવ પ્રબોધચંદ્ર અથવા તો તેમના મંત્રીની તમને મુલાકાત થઇ શકશે.'

'નહિ, હું તો મહાશય પ્રબોધચંદ્રને જ મળવા માગુ છું.' પ્રથમની માફક જ જ્યોતિપ્રસાદ હિંદી ભાષામાં બોલ્યો : 'તમે એમને કહેજો કે તેઓ જે દૈવી શક્તિ ધરાવે છે, તેમાં મને રસ છે. હું પણ પ્રાણવિનીમય અને યોગનો અભ્યાસ કરી રહ્યો છું. એટલે તમારા 'વિશાલ ધર્મ મંડળ'ના સંબંધમાં મેં જે સાંભળ્યું છે તે જો સાચું હોય તો હું તમારા મંડળનો સભ્ય બનીને એ વિષયનો મારો અભ્યાસ આગળ વધારવા માગું છું. હું આશા રાખું છું કે સભ્યોની સંખ્યા વધારવામાં મહાશય પ્રબોધચંદ્રને કશો વાંધો નહિ જ હોય.'

'નહિ નહિ, એમાં વાંધો શાનો ? સાચા જીજ્ઞાસુ અને ધર્મભાવનાવાળા સજ્જનને અમારા મંડળના સભ્ય તરીકે જરૂર સ્વીકારવામાં આવે છે.' પહેરેગીરે કહ્યું : 'તમે મારી સાથે ચાલો.'

તેઓ અંદર દાખલ થયા. પ્રવેશદ્વાર પુનઃ બંધ કરવામાં આવ્યું.

થોડુંક આગળ ચાલી, મંદિરના વરંડા ઉપર આવી, એક હોલમાં તેઓ દાખલ થયા. અહીં જમીન પર આરસપહાણ પાથરવામાં આવ્યો હતો. દીવાલો પણ આરસપહાણની હતી. તેની ઉપર જુદાં જુદાં દેવદેવીઓની મૂર્તિ કોતરવામાં આવી હતી. આગળ ચાલતાં બે મોટા

ચાંદીનાં બારણાં દેખાયાં. એ બારણાં મંદિરના મધ્યખંડના હશે, એવી જ્યોતિપ્રસાદે કલ્પના કરી. પહેરેગીર આ બેઉ જણાને થોડે સુધી આગળ લઇ ગયો. ત્યાં એક બારણું હતું. તે ઉઘાડીને તેઓ ઓરડામાં દાખલ થયા.

પ્રબોધચંદ્રને મળવાને માટે આવનારને આ ખંડમાં બેસારવામાં આવતા હતા. નીચે મખમલ જેવો મુલાયમ ગાલીચો પાથરેલો હતો. ફરનિચર પણ ઉત્તમ પ્રકારનું હતું. દીવાલો પર ધાર્મિક મનોરમ્ય ચિત્રોવાળી છબીઓ ટાંગેલી હતી.

'બોઝબાબુ ! આપ અહીં બિરાજો.' એટલું કહીને એ માણસ બહાર ચાલ્યો ગયો. તે બારણું ખાલી બંધ કરતો ગયો.

બહાર લોબીમાં તેનાં પગલાંનો અવાજ સંભળાતો બંધ થયો એટલે અરૂણ બોલ્યો : 'રાવસાહેબ ! આપણે અંદર તો દાખલ થઇ શક્યા ખરા !'

પ્રથમથી જ મારી ખાતરી હતી કે આ લોકો આપણને પોતાના મંડળમાં ભેળવ્યા વગર નહિ જ રહે.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'મારી માન્યતા એવી છે કે આ 'વિશાલ ધર્મ મંડળ'ની સ્થાપના પાછળ તેના સંચાલકનો કોઇ સ્વાર્થી ઉદ્દેશ છે. ધાર્મિક ભાવના અને યોગ તથા પ્રાણવિનિમયના પ્રયોગોના બ્હાના તળે મંડળના શ્રીમંત સભ્યોનાં ગજવાં ખાલી કરવાનું આ કારસ્તાન છે. એટલે એક બંગાળી શ્રીમંત જાગીરદાર તેમના મંડળમાં દાખલ થવા માગે એ તો તેમને માટે ઘી-કેળાં જેવું ગણાય!' તેણે ઓરડામાં ચોતરફ દૃષ્ટિ ફેરવી: 'આ મકાનના બાહ્ય અને આંતરદૃશ્ય ઉપરથી મને લાગે છે કે પ્રબોધચંદ્ર અને તેના સાગરીતો સારી કમાણી કરતા હોવા જોઇએ. નહિ તો તેઓ આટલું બધું ખર્ચ કેવી રીતે રાખી શકે ?'

'પરંતુ તેઓ લક્ષ્મીનંદન વસાણીના ખૂનમાં શા માટે સંડોવાયા હશે?' અરૂણ બોલ્યો: 'એક તરફથી તેનું ખૂન થાય છે, અને બીજી

તરફથી તેના છેલ્લા પુસ્તક 'ચમત્કારિક નવલકથા'ની હસ્તપ્રત ગૂમ થાય છે. તેનું કારણ—'

'આ લોકો એ કિસ્સામાં સંડોવાયા છે, એ તો હજી આપણે સાબિત કરવાનું છે. અને તે સાબિત કરવા માટે આપણને બીજા ઘણા પુરાવાની જરૂર છે. પરંતુ મને એટલું લાગે છે કે અત્યારસુધી તો આપણે સાચા માર્ગ પર દોરાયા છીએ, અને જો આપણે......'

* * *

## ૩૦: જ્યોતિપ્રસાદ ચોરી કરે છે

જ્યોતિપ્રસાદ બોલતો અટકી ગયો. બહાર ચાલીમાં કોઇ આ તરફ આવતું હોય એવો ચાલનારનાં પગલાંનો ધીમો અવાજ તેના કર્ણ પર આવ્યો અને તેથી તે તેના સેક્રેટરી બનેલા અરૂણને ઉદ્દેશીને બંગાળી ભાષામાં મોટેથી બોલવા લાગ્યો: 'તમારૂં કહેવું બરાબર છે. આપણે આવા વિદ્વાન માણસ પાસેથી આપણા પ્રાચીન આર્યધર્મના સિદ્ધાંતોના સંબંધમાં જરૂર કાંઇક વિશેષ અને નવીન જાણવાનું મેળવી શકીશું. અત્યારે દુનિયા પર ભારે પરિવર્તન થઇ રહ્યું છે. પશ્ચિમના સંસ્કારોની અસર વધતી જાય છે. તે વખતે આવા વિદ્વાન માણસો પ્રાચીન ધર્મપ્રચારનું જે કાર્ય કરી રહ્યા છે, તે ઓછું પ્રશંસનીય નથી. અને તેથી—'

એ જ વખતે આ ખંડનું દ્વાર ખુલ્યું. જ્યોતિપ્રસાદે તેનું મુખ એ દ્વાર તરફ ફેરવ્યું.

'નમસ્તે મહાશય!' એક હૃષ્ટપુષ્ટ માણસ ખુલ્લા મસ્તકે તેમની તરફ આવતો હતો. તેના મસ્તક પર તાલ હતી, વદન પર સ્મિત હતું. તેણે પ્રસ્તુત શબ્દો ઉચ્ચાર્યા.

તે તેમની નજીક આવ્યો. જ્યોતિપ્રસાદને તેના સર્વાંગનો દેખાવ પ્રભાવશાળી લાગ્યો. જાણે પોતે કોઇ મહાન વ્યક્તિ હોય, એવા દમામપૂર્વક એ આગંતુક આ લોકો તરફ જોઇ રહ્યો.

જ્યોતિપ્રસાદ અને અરૂણે ઉભા થઇને તેને નમન કર્યું.

'આપનું નામ શ્રીમાન બીપીનચંદ્ર બોઝ, નહિ વારૂ? સેવકના સ્થૂળ દેહને જગતના માનવીઓ પ્રબોધચંદ્ર પિંઢારકર કહે છે.' તેણે પોતાનો હાથ લંબાવ્યો. તે અત્યારે અંગ્રેજી ભાષામાં જ બોલતો હતો.

જ્યોતિપ્રસાદે પણ અંગ્રેજી ભાષામાં જવાબ આપ્યો: 'મહાશય! આપનો પરિચય અમારે માટે આનંદના અવધિ સમાન બન્યો છે.' તેણે પ્રબોધચંદ્રની સાથે હસ્તધૂનન કર્યું, અને જાણે પ્રબોધચંદ્ર સાથેના પરિચયની પોતાના દિલ ઉપર સરસ છાપ પડી હોય, એવા ભાવપૂર્વક

તે બોલ્યો : 'મહાશય પ્રબોધચંદ્ર! તમારા 'વિશાલ ધર્મ મંડળ'ની પ્રવૃત્તિ વિષે મારા સાંભળવામાં આવ્યું ત્યારથી મારા દિલમાં ભારે રસ પેદા થયો છે. અત્યારસુધીમાં તો મેં કેવળ ધનપ્રાપ્તિ કરવામાં જ મારૂં જીવન વ્યતીત કર્યું છે. મારી જાગીરની વાર્ષિક દશ લાખ રૂપીયાની આવક છે. તદુપરાંત મુર્શીદાબાદ, ઢાકા, પટણા અને કલકત્તામાં મારી પેઢીઓ દ્વારા મોટો વેપાર ચાલે છે. તમે કદાચ મારૂં નામ સાંભળ્યું હશે. એ ધનનો ઉપયોગ મોટે ભાગે તો હું પૃથ્વીપર્યટનમાં, તીર્થયાત્રામાં અને જુદા જુદા સંપ્રદાયોના સંચાલકોની સાથે પરિચય પાડી તત્ત્વજ્ઞાન વિષે હું જાણતો ન હોઉં તેવી નવીન માહિતી મેળવવામાં કરૂં છું. આ લોકના જીવનમાં તો કરવા જેવું કાર્ય મેં કરી લીધું છે. હવે પારલૌકિક ભાથું ભરી લેવાની મારી ઇચ્છા છે. હું સદાય એક જીજ્ઞાસુ અને અભ્યાસી તરીકે મારૂં જીવન ગાળવા ઇચ્છું છું. એથી—'

'અમારૂં તો એક નાનું મંડળ છે. એ મંડળ વિષેની માહિતી તમને કેવી રીતે મળી શકી?'

'તમારૂં મંડળ નાનું છે એ વાત સાચી; પરંતુ થોડા સમયમાં જ તેની ખ્યાતિ પુષ્કળ ફેલાઇ છે. કલકત્તાના મારા એક મિત્રે પ્રથમ તમારા મંડળના સંબંધમાં મને માહિતી આપી હતી. ત્યારબાદ હું મુંબઇમાં આવ્યો ત્યારે પણ મારા મુંબઇના કેટલાક મિત્રો પાસેથી તમારા મંડળની પ્રશંસા મેં સાંભળી. એથી જ ખાસ હું તમારા મંડળની અને તેના સંસ્થાપક તથા સંચાલક એટલે કે તમારી મુલાકાત લેવાને માટે અહીં આવ્યો છું. મેં સાંભળ્યું છે કે તમે વિશાખાદેવીના અનુયાયી છો. અને તમે તમારા મંડળનું નામ 'વિશાલ ધર્મ મંડળ' રાખ્યું છે. એ નામ રાખવાનું કારણ શું?'

પ્રબોધચંદ્રે સ્હેજ સ્મિત કર્યું અને કહ્યું: 'શ્રીમાન બોઝબાબુ! આ તમારો એક તત્ત્વજ્ઞને શોભે તેવો માર્મિક પ્રશ્ન છે. તેનો ઉત્તર મારે આપવો જોઇએ. દક્ષિણ હિંદમાં પુરાતન કાળમાં વિશાલપુર નામનું એક નગર હતું. એ નગરના સંસ્થાપક વિશાલગીરી નામના એક

મહાત્મા હતા. તે વિશાખાદેવીના ભક્ત હતા. એમણે ત્યાં એક મોટું મંદિર બંધાવીને વિશાખાદેવીની પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા કરી હતી. જો તમે પુરાતન ધર્મના ઇતિહાસમાં રસ લેતા હશો તો વિશાખાદેવીના સંબંધમાં અનેક ચમત્કારિક ઘટનાઓ તમારા જાણવામાં આવી હશે. એ દેવી તેના ભક્તજનોને હાજરાહજુર હતી. એ કાળમાં વિશાખાદેવીને ઘેટાં, બકરાં અને પાડાંનો તથા નવરાત્રિની અષ્ટમી અને મહા કાળરાત્રિ જેવા મહાન પ્રસંગે કોઇ વાર મનુષ્યનો પણ ભોગ આપવામાં આવતો હતો. જો કે એ જમાનો વહી ગયો છે, અને અત્યારે એવા જંગલી રીતે અપાતા ભોગો કોઇને પણ રૂચીકર ન બને એ સ્વાભાવિક છે. અત્યારે તો એ વિશાલપુર ખંડિયેર સમું બની ગયું છે. પરંતુ હજી ત્યાં વિશાખાદેવીનું મંદિર અસ્તિત્વ ધરાવે છે. વરસો પહેલાં હું દક્ષિણ હિંદના પ્રવાસે ગએલો ત્યારે એ મંદિરની મુલાકાત મેં લીધી હતી. ત્યાંના વૃદ્ધ પૂજારીને હું મળ્યો હતો. એ પુજારી મહાત્મા વિશાલગીરીની શિષ્યપરંપરામાંથી ઉતરી આવેલા છે. તે મહાન વિદ્વાન, યોગી અને ચમત્કારિક છે. તેમની સાથેના પરિચયદ્વારા તેમનો ઉપદેશ મને નવીનતાભર્યો અને અસરકારક લાગ્યો. એટલે હું તેમની પાસે બાર મહિના સુધી રોકાયો. મેં યોગનો તથા જેને આપણે હિપ્નોટીઝમ અને મેસ્મેરીઝમ કહીએ છીએ એ પ્રકારના પ્રાણવિનિમયનો પણ અભ્યાસ કર્યો છે. એથી મારા આત્માને અપૂર્વ આનંદ થયો અને જાણે મારા જીવનમાં ભારે પરિવર્તન થઇ ગયું હોય એમ લાગ્યું. મોક્ષ વિષેનો તેમનો સિદ્ધાંત તો મને અતીવ રોચક અને ચમત્કારિક લાગ્યો.'

'એ કેવી રીતે? શું મોક્ષને માટે તેમણે કોઇ નવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે?'

'હા. વારૂ, હું તમનેજ પૂછું છું: મોક્ષ માટેની તમારી માન્યતા શી છે?'

'હું તો સામાન્ય રીતે એમ સમજું છું કે આ સંસારની તમામ વાસના ટળી જાય અને આત્મા સંસારનો ત્યાગ કરી સદાને માટે પરમાત્મામાં મળી જાય તેને મોક્ષ કહેવામાં આવે છે.'

'હું પણ પ્રથમ એમ જ માનતો હતો. પરંતુ વિશાખાદેવીના મંદિરમાં એ પૂજારી મહાત્માનો પરિચય થયા પછી મને એક નવી જ દૃષ્ટિ લાધી છે.'

'એ શું? આપ જરીક સ્પષ્ટતાથી સમજાવશો?'

'હા જી, ઘણી જ ખુશીથી. જુઓ, આત્માને પરમાત્માનું અંગ માનવામાં આવે છે. પરમાત્મા સર્વજ્ઞ છે. એટલે તેના અંગ રૂપ આત્મા પણ સર્વજ્ઞ ઠરે છે. એ આત્મા સંસારનો ત્યાગ કરી જાય અને પરમાત્માના સ્વરૂપમાં મળી જાય, તો પણ તેની સર્વજ્ઞતાનો નાશ તો ન જ થઇ શકે. એટલે એ સર્વજ્ઞતાને કારણે આત્માને, પોતે પરમાત્માના સ્વરૂપમાં મળી ગયો તે પહેલાં તેણે અનેક જન્મો ધારણ કર્યા હોય, તેનું જ્ઞાન તો રહ્યા જ કરે. અર્થાત એ જ્ઞાનથી તેની મુક્તિ થઇ શકી ન ગણાય. તો પછી જે આત્માનું સંસારનું જ્ઞાન સર્વથા નાશ પામ્યું નથી, તેનો મોક્ષ કેવી રીતે સંભવી શકે?'

બીપીનચંદ્ર બોઝ બનેલો જ્યોતિપ્રસાદ બોલ્યો: 'બરાબર, એ મુદ્દો જરીક વિચારવા જેવો ખરો. અત્યારસુધીમાં મને તો મોક્ષના વિષયમાં આ પ્રકારની કલ્પના આવી ન હતી. ત્યારે એ મહાત્મા કોને મોક્ષ કહે છે?'

'એ હું તમને સમજાવું.' પ્રબોધચંદ્રે કહ્યું: 'તેમનું એવું કહેવું હતું કે મોક્ષ એટલે મુક્તિ કોનાથી? રાગ, દ્વેષ, ઇર્ષ્યા, વૈર, ક્રોધ, મોહ, લોભ, સ્વાર્થ આદિથી મુક્તિ મેળવવી તેનું નામ તે મોક્ષ. એ મોક્ષની પ્રાપ્તિ માટે સંસારનો ત્યાગ કરવાની, સન્યાસી થવાની, આ લોક તજીને પરલોકમાં જવાની, કે પછી જેને આપણે પરામાત્મા કહીએ છીએ, તેના સ્વરૂપમાં મળી જવાની કશી પણ જરૂર નથી. ખરી રીતે તો સદેહે જ મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે.'

'શું કહ્યું? સદેહે મોક્ષ પ્રાપ્ત કરી શકાય?'

'હા જી, એ જ આ દેવીધર્મના અનુયાયી બનવામાં ખાસ વિશિષ્ટતા રહેલી છે. અગાઉ હું જણાવી ગયો કે મોક્ષપ્રાપ્તિ કરવી, એટલે સંસારની સર્વ વાસનાઓ દૂર થવી જોઇએ; અને એથી જ વિશાલ-

ગીરી મહાત્માએ ફરમાવ્યું છે કે વિશાખાદેવીનાં આપણે તમામ બાળકો હોઈ, આપણું તન, મન, ધન, એ સર્વસ્વ વિશાખાદેવીના ચરણમાં સમર્પણ કરી દેવું જોઇએ. એ પ્રમાણે સમર્પણ કર્યા પછી વિશાખાદેવીના ભક્તનો આત્મા રાગ, દ્વેષ, તથા મારાતારાથી સંપૂર્ણ રહિત બનીને પૂરેપૂરો સુખી, પ્રસન્ન અને આનંદમગ્ન રહે છે.'

'બરાબર છે. આ મુદ્દો વિચારવા યોગ્ય છે. ત્યારે તો આપના સંપ્રદાયના અનુયાયીઓ પોતાનું સર્વસ્વ વિશાખાદેવીના ચરણે સમર્પણ કરતા હશે?'

'હા જી, અમારા મંડળમાં દાખલ થનારના જુદા જુદા વિભાગ પાડવામાં આવ્યા છે. જે પૂરો અધિકારી બનીને આંતર-સમિતિમાં દાખલ થાય છે, તેણે પોતાનું સર્વસ્વ પરમ પાવની ભગવતીને સમર્પિત કરવું પડે છે.'

'અને તેમને ખાસ વિશિષ્ટ લાભો પણ મળતા હશે?'

'જરૂર, તેમને યોગનો અભ્યાસ કરાવવામાં આવે છે, પ્રાણવિનિમયની તાલીમ આપવામાં આવે છે અને ભગવતીની પૂર્ણ ભક્તિ વડે તદાકાર બનીને ભગવતીનાં સાક્ષાત દર્શન તેઓ કરી શકે છે.'

'ત્યારે તો મારી ઇચ્છા પણ તમારા મંડળમાં દાખલ થવાની છે. તમારા મંડળની સભા મળતી હશે. તેમાં હું હાજરી આપી શકું તો મને ઘણું જાણવાનું મળે. આ ભાઇ મારા સેક્રેટરી છે. તે પણ ભારે જીજ્ઞાસુ છે. એટલે અમને તમારા મંડળમાં દાખલ કરવાની કૃપા કરશો, એવી અમે બેઉ આશા રાખીએ છીએ. હું ધારૂં છું કે તેમાં તમને કશો વાંધો નહિ હોય.'

'વાંધો!' પ્રબોધચંદ્ર આનંદાવેશપૂર્વક બોલ્યો: 'આપના જેવા મહાનુભાવ અમારા મંડળમાં દાખલ થાય એ તો અમારે માટે મોટા આનંદની વાત છે. આજે સાંજે અમારી સભા મળવાની છે. તેમાં આપ તથા આપના સેક્રેટરી ખુશીથી ભાગ લઇ શકો છો. સામાન્ય રીતે તો દર રવિવારે રાત્રે અમારૂં મંડળ એકઠું થાય છે, તેમાં અહીંના અનેક પ્રતિષ્ઠિત સજ્જનો અને સન્નારીઓને અમે આમં-

ત્રીએ છીએ. ત્યારપછી મંડળના સભ્ય થનારને માટે રવિવાર ઉપરાંત મંગળ, ગુરૂ અને શનિવાર એમ ત્રણ રાત્રિએ સભા રાખવામાં આવે સ. તેમાં તેમને યોગ અને પ્રાણુવિનિમયની વિશિષ્ટ તાલીમ મળે છે. કોઇ કોઇ સભ્ય એકાંતમાં યોગસાધના કરવાના અધિકારી હોય છે, તેમને માટે જુદા સ્વતંત્ર ખંડોની પણ વ્યવસ્થા કરવામાં આવી છે.'

અલ્પ સમય મૌન રહ્યા બાદ તે પુનઃ બોલ્યો : 'બોઝબાણુ! જો આપને અમારા મંડળની પ્રવૃત્તિમાં રસ ઉત્પન્ન થયો હોય તો હું આપને તેના સભ્ય બનવાનું નિમંત્રણ આપું છું. આપે અમારૂં મંદિર જોયું નહિ હોય, એ જોવાની અને માતાજીનાં દર્શન કરવાની આપની ઇચ્છા છે?'

'જરૂર. માતાજીનાં દર્શન કરવાનું કોણ ન ઇચ્છે?' બોઝબાણુ ઉત્સાહિત સ્વરે બોલ્યા.

પ્રબોધચંદ્ર ઉભો થયો. તે ત્રણે જણા આ ખંડમાંથી બહાર નિકળી થોડે આગળ ચાલી મંદિરવાળા ખંડનું દ્વાર ઉઘાડીને તેની અંદર દાખલ થયા.

ઘૃતભર્યા દીપકની જ્યોતો જળહળી રહી હતી. સુવાસિત માદક ધૂપનો મઘમઘાટ આ મંદિરની અંદર પ્રવેશ કરનારના મગજ ઉપર એક જાતની ઘેરી અસર કરે તેવો હતો.

જ્યોતિપ્રસાદે પલવારમાં આખાય મંદિરનું નિરીક્ષણ કરી લીધું. તેણે તથા અરૂણે ભક્તિભાવપૂર્વક માતાજીને વંદન કર્યું. આ ખંડમાં ધૂપની માદક સુવાસ આવતી હતી, એ તરફ તેનું લક્ષ ગયું, અને તે મનોગત બોલ્યો : 'પ્રબોધચંદ્ર પણ કોઇ જબરો ઉઠાઉગીર લાગે છે! આ ધૂપની અંદર નાંખેલા માદક દ્રવ્યની સહાયથી મંદિરમાં હાજરી આપનારાઓને મોહમુગ્ધ બનાવી, પછી તેમની ઉપર હિપ્નોટીઝમ કરીને પ્રબોધચંદ્ર તેનું કાર્ય સિદ્ધ કરી લેતો હોવો જોઇએ.

તેણે ઉચ્ચ સ્વરે પ્રશ્ન કર્યો: 'તમારા મંડળની સભા અહીં મળે છે? અને તેમાં જાહેર જનતાને આવવાની છુટ હોય છે?'

પ્રબોધચંદ્રે જવાબ આપ્યો: 'સામાન્ય રીતે દરરોજ સવારે સાતથી આઠ વાગ્યા સુધી અને સ્હાંજે છથી સાત વાગ્યા સુધી કોઇ પણ માણસ અહીં મંદિરમાં આવીને માતાજીનાં દર્શન કરી શકે છે. પરંતુ અમારા મંડળની સભા રાત્રે આઠ વાગે મળે છે. તે વખતે અજાણ્યા અને શંકાસ્પદ માણસોને દાખલ થવા દેવામાં આવતા નથી. હા, તેની અંદર જો અમને એમ લાગે કે તેઓ જીજ્ઞાસુ-વૃત્તિના છે, તો તેમને માટે ખાસ પ્રતિબંધ મૂકવામાં આવતો નથી.'

'જીજ્ઞાસુ વૃત્તિના' એ શબ્દોનો ભાવાર્થ જ્યોતિપ્રસાદના સમજવામાં આવી ગયો. જેઓ શ્રીમંત હોય, જેમની પાસેથી સારી રકમ મળવાની આશા હોય, તેવા માણસોને પ્રબોધચંદ્ર 'જીજ્ઞાસુ વૃત્તિવાળા' માનતો હતો. પ્રબોધચંદ્રે આગળ જણાવ્યું: 'મેં તમને અગાઉ જણાવ્યું છે કે અહીં જેમ અમારા મંડળના તમામ સભ્યોની સભા મળે છે, તેવી રીતે ખાસ અધિકારને પ્રાપ્ત થએલા આંતર-સમિતિના સભ્યોની સભા ખાનગીમાં પણ મળે છે. તે વખતે પસંદ કરવામાં આવેલા સભ્યો સિવાય બીજો કોઇ પણ માણસ હાજરી આપી શકતો નથી. તમારા જેવા જીજ્ઞાસુને એ સભાની કાર્યવાહીનો લાભ મળે ખરો. પરંતુ તેને માટે તમને ખાસ અધિકાર પ્રાપ્ત થએલો હોવો જોઇએ.'

'એ અધિકાર પ્રાપ્ત કરવાને માટે કેટલો સમય લાગતો હશે? અને તે માટે મંડળના સભ્યે કોઇ ખાસ નિયમનું પાલન કરવું પડતું હશે ખરૂં?' જ્યોતિપ્રસાદે પ્રશ્ન કર્યો.

'એને માટે ચોક્કસ નિયમ નથી. અમુક સભ્ય ખાસ અધિકારને પ્રાપ્ત થયો છે એવી અમારી ખાતરી થાય એટલે તેને અમે આંતર-સમિતિમાં લઇએ છીએ.'

જ્યોતિપ્રસાદે એકવાર ફરીથી આખાય મંદિરનું નિરીક્ષણ કરી લીધું. જ્યાં માતાજીની મૂર્તિ હતી તે સ્થળે તે ગયો. તેણે ગજવામાંથી પાકીટ કાઢી તેની અંદરથી એક પચાસ રૂપીઆની નોટ કાઢી અને માતાજીની મૂર્તિની આ બાજુએ વ્યાસપીઠની ઉપર લાંબા

સળીયાવાળી પીતળની એક પેટી હતી. એ પેટીમાં સળીયાની વચ્ચેથી એ નોટ તેણે સરકાવી દીધી. પ્રબોધચંદ્ર તેની એ ક્રિયા જોઇ રહ્યો હતો. આ શ્રીમંત બંગાળી જાગીરદાર ઉપર પોતાની બરાબર છાપ પડી છે, એમ તેને લાગ્યું અને તેનું મુખ મલકાયું. તેની એ ચેષ્ટા જ્યોતિપ્રસાદના ધ્યાન બહાર ન હતી. તેણે કહ્યું: 'વારૂ, હવે અમે રજા લઇશું. આપના મંડળની સભા હું માનું છું કે આજે રાત્રે આઠ વાગ્યે મળશે. તે વખતે અમે બેઉ ચોક્કસ આવીશું.'

ઉત્સાહથી પ્રેરિત બનેલા સ્વરે પ્રબોધચંદ્રે કહ્યું: 'તમે મારી સાથે ઓફીસમાં ચાલો. હું તમને પ્રવેશપત્રો આપું. એટલે એ પ્રવેશપત્રો બતાવવાથી રાત્રે તમને અહીં દાખલ થતા અટકાવવામાં નહિ આવે અને કશી પુછપરછ કરવામાં નહિ આવે.'

'એ વળી વધારે સારૂ, ચાલો.'

તેઓ પ્રબોધચંદ્રની ઓફીસમાં ગયા. જે માણસ આ બે જણાના આગમનની ખબર આપવા માટે પ્રબોધચંદ્રની પાસે ગયો હતો તે અહીં ઓફીસમાં એક ખુરસી પર બેઠો હતો. તે ઉભો થઇને બહાર જવા લાગ્યો. તેને રોકીને પ્રબોધચંદ્રે પૂછ્યું: 'દયાનંદ હજી પાછા નથી આવ્યા?'

'ના જી, મેં તેમને હજીસુધી જોયા નથી.'

'વારૂ, તમે જાઓ, અને દયાનંદ આવે ત્યારે તેમને મારી પાસે મોકલજો.'

પરિચારક નમન કરીને ચાલ્યો ગયો. જ્યોતિપ્રસાદે પ્રશ્ન કર્યો: 'શું તમારા મંદિરમાં મુસલમાનોને પણ દાખલ થવાનો અધિકાર છે ખરો?' આ પરિચારક તેના દેખાવ પરથી મુસલમાન જેવો લાગતો હતો.

'હા જી, આ તો માતાજીનું મંદિર છે. અને જગત ઉપરના સર્વ માનવીઓ એ જગદંબાનાં બાળકો છે. અહીં હિંદુ, મુસલમીન, પારસી, ખ્રીસ્તી, યાહુદી કે બૌદ્ધ, એવો કોઇ ભેદાભેદ છે જ નહિ. વારૂ, ઓળખાણ—'

તે પોતાના ટેબલની એક બાજુએ એક કબાટ હતું તેની પાસે ગયો અને તે કબાટ ઉઘાડીને તેની અંદરથી તેણે બે પ્રવેશપત્રો કાઢ્યાં. તે વખતે જ્યોતિપ્રસાદ પણ તેના ટેબલની નજીક ગયો. ટેબલ ઉપર પડેલી એક વસ્તુએ તેનું ધ્યાન ખેંચ્યું હતું. પ્રબોધચંદ્રની દૃષ્ટિ કબાટ તરફ હતી, તે દરમ્યાન જ્યોતિપ્રસાદે ટેબલ ઉપર પડેલી એ નાનકડી વસ્તુ સીફતથી ઉંચકીને ગજવામાં સરકાવી દીધી. અરૂણની દૃષ્ટિ તેની ઉપર હતી. પરંતુ પ્રબોધચંદ્રને એ વિષે કશો ખ્યાલ ન હતો. તેણે બે ચોરસ કાર્ડ જ્યોતિપ્રસાદને આપ્યાં.

જ્યોતિપ્રસાદે તેનો આભાર માન્યો, વંદન કર્યું અને વિદાય માગી. પ્રબોધચંદ્ર પણ આવા શ્રીમંત ગૃહસ્થને વિદાય આપવાને માટે તેમની સાથે આ મકાનના કમ્પાઉન્ડના પ્રવેશદ્વાર સુધી ગયો.

પ્રવેશદ્વારમાંથી બહાર નિકળી રસ્તા પર આવીને આ બેઉ જણા આગળ ચાલવા લાગ્યા. ક્ષણભર પ્રબોધચંદ્ર તેમની પાછળ જોતો ઉભો રહ્યો. તુરત જ તેણે દ્વાર બંધ કરી દીધું. જ્યોતિપ્રસાદ અને અરૂણ પોતાની પાછળ નજર કર્યા સિવાય આગળ ચાલ્યા.

* * *

## ૩૧ : મકાનનો ભેદ

એક પ્રશ્ન અરૂણની જીભ ઉપર રમી રહ્યો હતો. આ મકાનથી થોડે દૂર ગયા પછી તેણે એ પ્રશ્ન જ્યોતિપ્રસાદને કર્યો : 'રાવસાહેબ! તમે પ્રબોધચંદ્રના ટેબલ ઉપરથી એક વસ્તુ ઉપાડી લીધી હતી. એ શી વસ્તુ હતી? તેને ઉપાડીને ગજવામાં સેરવતા મેં તમને જોયા હતા, પરંતુ હું તે વસ્તુને જોઇ શકયો ન હતો.'

'જો આ રહી.' જ્યોતિપ્રસાદે કહ્યું અને ગજવામાંથી એ વસ્તુ કાઢીને અરૂણને બતાવી.

તે એક નાનકડી ચાંદી મઢેલી ખોળીવાળી પેન્સીલ હતી. તેની ઉપર બારીક અક્ષરો કોતરેલા દેખાતા હતા.

'મંજુલા!' આશ્ચર્યભર્યા સ્વરે અરૂણે ઉદ્‌ગાર કર્યો.

'હા, આ પેન્સીલ પર મંજુલાનું નામ કોતરેલું છે!' જ્યોતિપ્રસાદ વિજયભર્યું સ્મિત કરતો બોલ્યો : 'પ્રબોધચંદ્ર કબાટ ઉઘાડતો હતો તે વખતે તેની પીઠ મારા તરફ હતી. મારી નજર આ પેન્સીલ તરફ ગઇ. તેની ઉપર કોતરેલો પહેલો અક્ષર મારી દૃષ્ટિએ પડયો. તુરત જ મને શંકા આવી કે કદાચ પેન્સીલ ઉપર મંજુલાનું નામ કોતરેલું હશે. અને તેની ખાતરી કરવાને માટે મેં તેને ગજવામાં સરકાવી દીધી. આ પેન્સીલ ગૂમ થઇ છે એવું પ્રબોધચંદ્રના લક્ષમાં આવશે તો પણ પોતાની મુલાકાતે આવેલા શ્રીમંત બંગાળી જાગીરદારે આવી નજીવી વસ્તુ ચોરી હશે, એવી કલ્પના તો તેને નહિ જ આવે.' અને તેણે પુનઃ સ્મિત કર્યું.

'પરંતુ રાવસાહેબ! આ તો આપણી પાસે એક ચોક્કસ પુરાવો છે.' અરૂણ આવેશપૂર્વક બોલ્યો : 'આથી વિશેષ પુરાવાની જરૂર પણ શી છે? આ વસ્તુ સાબિત કરે છે કે મંજુલાને ગૂમ કરવાની પાછળ પ્રબોધચંદ્રનો હાથ છે, અને—'

'ચોક્કસ પુરાવો!' જ્યોતિપ્રસાદ બોલ્યો : 'નહિ, અરૂણ! મંજુલાના નામવાળી આ પેન્સીલને ચોક્કસ પુરાવા તરીકે

આપણે અદાલત સમક્ષ રજૂ ન કરી શકીએ. તું જ વિચાર કર. ચંદ્રનગરમાં મંજુલા નામની તો અનેક વ્યક્તિઓ હશે, અને તેમાંની કોઈ પણ યુવતી આવી પેન્સીલ ઉપર પોતાનું નામ કોતરાવી શકે છે. એટલે અદાલતની દૃષ્ટિએ આ વસ્તુને પુરાવારૂપ માની શકાય નહિ, પરંતુ આપણી સાંકળમાં એક પછી એક અંકોડા મળતા જાય છે, તેમાં આ અંકોડો બંધ બેસતો થાય છે. તેથી આપણે સાચા માર્ગ ઉપર છીએ એવું મને લાગે છે. આપણે હવે બહુ જ સંભાળપૂર્વક આગળ વધવાનું છે. જો મારી કલ્પના સાચી હોય તો આપણે એક ભયંકર ટોળીની સાથે કામ લેવાનું છે. એ ટોળી ગમે ત્યારે અને ગમે તેનું ખૂન કરતાં અટકે તેવી નથી. જો આપણી જરીકે ગફલત થઈ તો એ લોકો કશો પણ વિચાર કર્યા વગર મંજુલાનો અંત લાવી દેશે એવી મને ભીતિ રહે છે.'

અરૂણને પણ રાવસાહેબની પ્રસ્તુત વિચારસરણી વાજબી લાગી. જ્યોતિપ્રસાદે પેન્સીલને ગજવામાં સરકાવી દીધી અને તેઓ જે સ્થળે અંજનકુમારે મોટર રાખી હતી તે સ્થળે પહોંચ્યા. અરૂણે પાછળની બેઠક પર સ્થાન લીધું અને જ્યોતિપ્રસાદે અંજનકુમારની બાજુમાં બેસીને મોટરને મનહર સ્ટ્રીટ તરફ લેવાનું સૂચવ્યું.

મોટર ચાલૂ થયા પછી અંજનકુમારે પ્રશ્ન કર્યો : 'કેમ કાંઈ આશાજનક લાગે છે?'

'હા, આપણે સાચા માર્ગ ઉપર છીએ. મેં પ્રબોધચંદ્રની મુલાકાત લીધી હતી. હવે આપણે બળવંતરાયને આ માણસના દેખાવનું વર્ણન આપીને એક વાત નક્કી કરવાની રહી કે તેણે કહેલો પ્રબોધચંદ્ર તે આ જ છે કે બીજો.'

એ પછી તેણે પ્રબોધચંદ્રના ટેબલ ઉપરથી મેળવેલી પેન્સીલ અંજનકુમારને બતાવીને પૂછયું : 'આ પેન્સીલ તમે અગાઉ કદી જોઈ છે ખરી?'

'ના, હું આજે જ જોઉં છું. પણ એનું શું છે?'

'જુઓ, એની ઉપર મંજુલાનું નામ કોતરેલું છે.'

એ પેન્સીલ પોતાની પાસે કેવી રીતે આવી તે હકીકત તેણે અંજનકુમારને જણાવી. અંજનકુમારે મોટરની બ્રેક દાબીને ઉભી રાખી. તે બોલ્યો : 'ત્યારે તો આપણે પાછા ત્યાં જ જઈએ. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે જો એ લોકોએ મંજુલાને તે મકાનમાં કેદ કરી રાખી હશે તો—'

'તેમણે એને એ મકાનમાં કેદ રાખેલી છે એવું આપણે ચોક્કસપણે કેવી રીતે કહી શકીએ? કદાચ તેમણે તેને કોઈ બીજે સ્થળે પણ છુપાવી હોય. વળી આપણે બહુ સંભાળભરી રીતે કામ લેવાનું છે. જો તેમને લેશ પણ શંકા આવે તો તેઓ મંજુલાનો અંત લાવી દેવામાં જરી પણ વાર ન લગાડે. પરિણામ તો ગમે તે આવવાનું હોય, પરંતુ મને એટલું લાગે છે કે હાલ તુરતને માટે મંજુલાના જીવનના સંબંધમાં કશી ભીતિ રાખવાનું કારણ નથી.'

'પરંતુ આપણે કાંઈક કરવું તો જોઈએ જ.' અંજનકુમાર આવેશપૂર્વક બોલ્યો : 'એ બિચારી કેદમાં સપડાઈ હશે. બદમાશો તેને હેરાન કરતા હશે. એ સમયે જો આપણે નિષ્ક્રિય રહીએ —'

'આપણે નિષ્ક્રિય નથી બન્યા.' જ્યોતિપ્રસાદ બોલ્યો : 'હવે આપણે જે કાંઈ કરવાનું છે તે તમે મારી ઉપર છોડી દો. મેં તમને હમણાં કહ્યું તેમ તેનું જીવન અત્યારે તો ભયમાં નથી, મંજુલાના અપહરણની તપાસ પોલીસ કરી રહેલી હોવાથી તે લોકો તેનો અંત લાવી દેવાનું કોઈ ઉતાવળું પગલું ભરે એમ હું નથી માનતો. આજે રાત્રે હું પાછો તેમની સભામાં ભાગ લેવાને માટે તેમના મંદિરમાં જવાનો છું. એ વખતે કાંઈક વિશેષ જાણવાનું મળી આવશે, અને ચોક્કસ માહિતી મેળવ્યા બાદ આપણે આખાદ ફટકો લગાવીશું. જો તેમાં સહેજ પણ ગલતી થઈ તો એમ માનો કે તે આપણા હેતુની સિદ્ધિને માટે અનર્થકારી નીવડશે.'

અંજનકુમાર કશું બોલ્યો નહિ. તેણે મોટરને આગળ ચલાવ્યે રાખી. તેના મનમાં તો એમ થતું હતું કે અત્યારે જ એ વિશાલ

ધર્મ મંડળના મંદિરમાં દાખલ થઈ પ્રબોધચંદ્રને પકડી, તેનું ગળું દબાવીને પણ તેના મુખમાંથી સત્ય હકીકત ઓકાવવી! પરંતુ તે સાથે જ્યોતિપ્રસાદના કથનમાં રહેલી દીર્ઘદર્શિતા પણ તેને સમજાતી હતી. છેવટે તે બોલ્યો : 'બરાબર છે, તમે કહો છો તેમ કરવું તે જ અત્યારના સંયોગોમાં હિતાવહ છે.'

તેઓ જ્યોતિપ્રસાદના મકાનમાં પહોંચ્યા, અને મેડી ઉપર જઇ જ્યાં બળવંતરાયને સુવાડવામાં આવ્યો હતો ત્યાં ગયા. બળવંતરાય જાગતો હતો. તેની નજીક બેસીને જ્યોતિપ્રસાદે પ્રબોધચંદ્રના દેખાવ તથા પોષાકનું વર્ણન કર્યું.

એ સાંભળીને બળવંતરાય આવેશપૂર્વક બોલ્યો : 'હા હા, એ જ માણસ. એ જ પ્રબોધચંદ્ર પિંઢારકર. પરંતુ હવે આપ શું કરવા માગો છો તે—'

'તેની તમારે કશી પણ ચિંતા કરવાની નથી.' જ્યોતિપ્રસાદ આશાભર્યા સ્વરે બોલ્યો : 'હું એ સંબંધમાં મારાથી બનતું કરી રહ્યો છું. વારૂ, તમે મને કહેલું તે ઉપરથી એમ સમજાય છે કે મી. લક્ષ્મીનંદન વસાણીનો આ પ્રબોધચંદ્રની સાથે કશો પણ પરિચય ન હતો. કેમ ખરૂં ને?'

'હા જી, એ લોકોની મુલાકાત થઇ હોય એવું મારા જાણવામાં આવ્યું નથી.' બળવંતરાય બોલ્યો : 'પ્રબોધચંદ્ર મી. લક્ષ્મીનંદનના ખૂન સંબંધમાં કાંઇ જાણે છે, એવું તમને લાગે છે ખરૂં?'

'મારા મનમાં એક શંકા પેદા થઇ છે. અને તે એ છે કે આ પ્રબોધચંદ્ર મી. લક્ષ્મીનંદન વસાણીની છેલ્લી નવલકથામાં ખૂબ રસ ધરાવે છે.' જ્યોતિપ્રસાદે જવાબ આપ્યો : 'પરંતુ હું આજે રાત્રે પુનઃ તેની મુલાકાત લેવાનો છું અને તે વખતે—'

એ જ વેળાએ ટેલીફોનની ઘંટડીનો રણકાર થવાથી તે આગળ બોલતો અટકી ગયો અને તેના મદદનીશ અરૂણ સામે જોઇને બોલ્યો : 'જો જોઇએ, કોણ બોલાવે છે?'

અરૂણ બહાર ગયો, પરંતુ એક જ મીનીટમાં અંદર આવીને તેણે કહ્યું : 'એ તો કંટકરાયનો ટેલીફોન હતો. તે કદમપુરથી અહીં આવી ગયા છે અને પોલીસકચેરીએથી બોલે છે. તેમને એમ લાગે છે કે વસાણીના ખૂનની સાંકળમાં એક વધારે અંકોડો મળી આવ્યો છે. મધુપુરની નજીક જંગલમાં એક વાડી છે. તેની વચ્ચે આવેલા મકાનમાં કોઇ માણસનું શબ પડેલું છે; અને એ સંબંધમાં તે તમારી સાથે વાત કરવા માગે છે.'

જ્યોતિપ્રસાદ ટેલીફોન પાસે ગયો.

'હલ્લો ! કોણ રાવસાહેબ !' પોલીસકચેરીએથી કંટકરાયનો દમામભર્યો અવાજ આવ્યો : 'હા, થોડા સમય પહેલાં જ હું કદમપુરથી અહીં આવ્યો છું. અહીં આવ્યાને મને પા કલાક પણ નહિ થઇ હોય ત્યાં મધુપુરના પોલીસથાણા તરફથી ટેલીફોન દ્વારા સંદેશો મળે છે. મધુપુર નજીક ગીચ જંગલ છે. તેની બાજુમાં એક વાડીમાં મકાન છે. એ મકાનમાંથી એક માણસનું શબ મળી આવ્યું છે. તેને ગોળી વાગી હોય તેમ જણાય છે. તેના ગજવામાંથી મળી આવેલી વસ્તુઓમાં ટાઇપરાઇટર ઉપર છાપેલા કાગળનો એક ટુકડો છે. એ ટુકડો મી. વસાણીની ગૂમ થએલી હસ્તપ્રતના કાગળનો હોય એવું જણાય છે. એટલે હું મધુપુર જવા માગું છું. કારણ કે આ ઘટના મી. વસાણીના ખૂનની સાથે સંબંધ ધરાવતી હોય, તો પણ કાંઇ કહી શકાય નહિ. તમારી ત્યાં આવવાની ઇચ્છા છે ?'

'બેશક. હું પોલીસકચેરીએ આવી પહોંચું છું. મને વધુમાં વધુ પા કલાક લાગશે.'

'બહુ સારૂં, તમારી રાહ જોઉં છું. મને લાગતું જ હતું કે તમે ત્યાં આવવાનું પસંદ કરશો.' એ સાંભળ્યા પછી જ્યોતિપ્રસાદે રીસીવરને સ્ટેન્ડ ઉપર મૂકી દીધું અને સહેજ હાસ્ય કર્યું. આ નવીન ઉપસ્થિત થએલી ઘટનામાં જ્યોતિપ્રસાદની મદદ મળે એવી કંટકરાયની ઇચ્છા હતી. છતાં પોતે મદદ માગતો હોય તેવી રીતે નહિ, પરંતુ જ્યોતિપ્રસાદને આ ઘટનામાં રસ પેદા થયો હોય તો તે તેની સાથે મધુપુર આવે,

એવા ભાવપૂર્વક તેણે નિમંત્રણ આપ્યું હતું. કંટકરાય અને જ્યોતિ-પ્રસાદ બંને મિત્રો હતા. અનેકવાર બંનેએ પરસ્પરને મદદ કરી હતી. વિશેષે કરીને તો જ્યોતિપ્રસાદની મદદ કંટકરાયને લાભદાયક નીવડી હતી. તથાપિ તે પોલીસખાતાનો અધિકારી હતો, જ્યારે જ્યોતિપ્રસાદ ખાનગી ડિટેક્ટીવ હતો. એટલે પોલીસખાતાના અધિ-કારીઓના સ્વભાવ પ્રમાણે કંટકરાય જ્યોતિપ્રસાદને પોતાનો હરીફ સમજતો હતો. જો કે જ્યોતિપ્રસાદના દિલમાં એવું કશું ન હતું. તેનો હેતુ માત્ર એક જ હતો કે ગુન્હો કરનારને તેના ગુન્હાનો યથાયોગ્ય બદલો મળવો જોઇએ.

જ્યોતિપ્રસાદે બળવંતરાયવાળા ખંડમાં આવી કંટકરાયે પોતાને ટેલીફોન દ્વારા કહેલી હકીકત જણાવી અને અંજનકુમારને કહ્યું : 'ચાલો, આપણે તમારી મોટરમાં જ પોલીસકચેરીએ થઇને મધુપુર જઇએ. આ મૃત માનવીની પાસે ગૂમ થએલી હસ્તપ્રતના કાગળનો ટુકડો હોવાની વાત સાચી હોય તો જે કિસ્સાની આપણે તપાસ કરી રહ્યા છીએ, તેમાં આપણને કાંઇક નવું જાણવાનું મળશે.'

તેઓ તૈયાર થઇ ગયા, અને ત્રણે જણા અંજનકુમારની મોટરમાં પોલીસકચેરી તરફ જવાને રવાના થયા.

'એક માણસનું ગોળીથી મૃત્યુ થયું છે. એ માણસ હજી ઓળખાયો હોય એમ લાગતું નથી.' અંજનકુમાર બોલ્યો : 'જો એ વાત સાચી હોય તો આપણે જેની તપાસ કરી રહ્યા છીએ તે કિસ્સામાં એક બીજું ખૂન નોંધાય છે. રાવસાહેબ! ખરેખર આ કેસ વધારે ને વધારે ગંભીર બનતો જાય છે.'

'અંજનકુમાર! પૂરી તપાસ કર્યા વગર એકદમ કશો પણ અભિપ્રાય ઉચ્ચારવો ન જોઇએ.' જ્યોતિપ્રસાદ બોલ્યો. તેના વદન પર કોઇ પણ પ્રકારનો વિકાર દેખાતો ન હતો : 'આ માણસનું ખુન થવા પામ્યું છે, એવું હજી આપણે ચોક્કસપણે જાણી શક્યા નથી. કદાચ તેણે આપઘાત કર્યો હોય તો? જો એ માણસને આપણે ઓળખી શકીએ તો કદાચ આપણી તપાસને

પ્રગતિમાન બનાવવામાં ઉપયોગી તત્ત્વ મળ્યું ગણાય ખરૂં. એ માણસ કોણ છે, ક્યાંથી આવ્યો, અને એ સ્થળે તેનું કેવી રીતે મૃત્યુ થયું, તે વિષે આપણે કશું પણ જાણતા નથી. છતાં એટલી આશા રાખીએ કે આપણો સમય નકામો નહિ જાય.' તેઓ પોલીસ-કચેરીએ પહોંચ્યા. ઇન્સ્પેક્ટર કંટકરાય તથા તેનો મદદનીશ જમાદાર તૈયાર હતા. બેઉ જણા અંજનકુમારની મોટરમાં ગોઠવાયા, અને એ મોટર દક્ષિણ દિશાના દરવાજા તરફ આગળ વધવા લાગી.

કંટકરાય અને જ્યોતિપ્રસાદ વચ્ચે સંભાષણ શરૂ થયું. જ્યોતિ-પ્રસાદના એક પ્રશ્નના જવાબમાં કંટકરાયે કહ્યું: 'એ આત્મહત્યાનો બનાવ હોય, તે પણ સંભવિત છે.' અને પછી તેણે ઉમેર્યું: 'ગોળી બહુ નજીકથી છોડવામાં આવી હોય એમ જણાય છે. અને જે પિસ્તોલમાંથી ગોળી છૂટી હતી તે પિસ્તોલ મુડદાની નજી-કમાં પડી હતી. એટલે જો ખરેખર આ ખૂનનો કિસ્સો હોય તો તેને આત્મહત્યાનો કિસ્સો છે એમ બતાવવાને માટે ખૂનીએ ઇરાદાપૂર્વક એ પિસ્તોલ મુડદાની નજીક મૂકેલી હોવી જોઇએ. પરંતુ મારૂં અનુમાન—'

'ત્યારે તમે પણ અમુક અનુમાન ઉપર આવ્યા છો ખરા?'

કંટકરાયે હકારદર્શક મસ્તક હલાવ્યું અને કહ્યું: 'મધુપુરના ફોજદારે ટેલીફોનમાં મને જે વિગતો જણાવી હતી, તે ઉપરથી મેં આ અનુમાન દોર્યું છે, અને તે સાચું હોવાનું મને લાગે છે. એ ઉપરથી એમ પણ કહી શકાય કે આ નવીન ઘટનાનો તાગ આપણે વિનાવિલંબે લાવી શકીશું. મારૂં અનુમાન એવું છે કે મી. વસાણીનો ખૂની ગભરાઇ ગએલો હોવો જોઇએ. પોતે થોડા સમયમાં જ પકડાઇ જશે એવી તેની ખાતરી થઇ ચૂકી હશે. તેથી પોલીસને હાથે પકડાઇને ફાંસીએ લટકવા કરતાં આત્મહત્યા કરવાનું તેણે વિશેષ પસંદ કર્યું હશે. જો એ અનુમાન સાચું હોય તો તેની પાસેથી મી. વસાણીની હસ્તપ્રતના કાગળનો ટુકડો મળી આવ્યો છે, એનો ખુલાસો થઇ જાય છે. જો કદાચ મારૂં અનુમાન ભૂલભરેલું—'

'મને લાગે છે કે તમારૂં આ અનુમાન ભૂલભરેલું જ છે.' જ્યોતિપ્રસાદે તત્કાળ નિર્ણય આપી દીધો.

'એમ તમે શા ઉપરથી કહો છો?' સહેજ નિરાશ બનેલા કંટકરાયે પ્રશ્ન કર્યો.

'હું તમને સમજાવું : ''બદામી વીલા'માં મી. વસાણીનું ખૂન થયું, અને તેની છેલ્લી નવલકથાની હસ્તપ્રત ગૂમ થઇ. એ બેઉ ઘટનાની પાછળ ગમે તે કારણુ હોય, પરંતુ એક વાત ચોક્કસ છે. આ કાર્ય મી. વસાણીના ખૂનીએ પોતાનો કોઇ વિશિષ્ટ હેતુ સિદ્ધ કરવાને માટે જ કરેલું હોવું જોઇએ. એ બેઉ કાર્યમાં તેને સફળતા મળી ચૂકી છે, અને તે દ્વારા સાધવા ધારેલો લાભ પ્રાપ્ત કરવાની અણી ઉપર તે છે. તો પછી તે આત્મહત્યા કરવાનું શા માટે પસંદ કરે? હા, કોઇ ગુન્હેગાર બરાબર સપડાઇ ગયો હોય અને પોતે છટકી શકે તેમ નથી, એવી તેની ખાતરી થાય તો કદાચ તે આત્મહત્યા કરવાને લલચાય ખરો. પરંતુ આ ઘટનામાં એવું બન્યું હોય તેમ લાગતું નથી. એટલે હવે તમારે તમારા અનુમાનમાં ફેરફાર કરવો જ પડશે.'

'વારૂ, આપણે જોઇશું.' વધારે નિરાશ બનેલો કંટકરાય બોલ્યો.

અને પછી તેમની વચ્ચેનું સંભાષણ બીજા મુદ્દા પર ઉતર્યું. તેઓ મધુપુર પાસે આવી પહોંચ્યા. એ એક નાનું ગામ હતું. તેઓ પોલીસ-કચેરીએ ગયા. ફોજદાર ત્યાં ન હતા. જે સ્થળે પેલું શબ પડ્યું હતું ત્યાં તે ગયા હતા. એક સિપાઇ તેમને તે સ્થળે લઇ ગયો. એ મકાન દેખાયું. તેઓ મોટરમાંથી નીચે ઉતર્યા અને એ મકાન તરફ ચાલ્યા, ત્યાં મકાનના પ્રવેશદ્વારમાંથી બહાર નિકળતા બે માનવીઓ દૃષ્ટિએ પડયા. તેમાં એક ફોજદાર અને બીજો જમાદાર હતા. ઇન્સ્પેક્ટર કંટકરાયે આ સબ ઇન્સ્પેક્ટર લલિતચંદ્ર અને જ્યોતિ-પ્રસાદનો પરસ્પર પરિચય કરાવ્યો.

લલિતચંદ્રે આજે પહેલવહેલો જ જ્યોતિપ્રસાદને જોયો હતો, પરંતુ તેના નામથી અને કામથી તે પરિચિત હતો. અખબારોમાં અનેક વાર તેનો ફોટો જોયો હતો. એટલે તે આનંદાવેશપૂર્વક તેની

સાથે હસ્તધૂનન કરતો બોલ્યો : 'રાવસાહેબ! આપ પણ ઇન્સ્પેક્ટર સાહેબની સાથે પધાર્યા એથી મને ઘણો જ આનંદ થયો છે.'

જ્યોતિપ્રસાદે પ્રથમ તો આ મકાનની બહારના તથા આસપાસના દૃશ્યનું નિરીક્ષણ કર્યું. મકાન જૂનું અને ઘસાઇ ગયેલું હતું. ચુનાના વાટા ઉખડી ગયેલા હતા. બારણું પણ મજીયારા પરથી ઉતરી ગયેલું જણાતું હતું. આસપાસ પુષ્કળ ઘાસ ઉગ્યું હતું. દીવાલ પર વેલા ચડેલા દેખાતા હતા. કેટલાંક ઉંચાં વૃક્ષો પણ હતાં. એકંદરે અમુક સમય થયા આ વાડી પડતર રહેતી હોય એમ જણાતું હતું.

એ પછી તેણે પૂછ્યું : 'મી. લલિતચંદ્ર! મૃત માનવીનું શબ કયે સ્થળે છે?'

'ઉપલા માળે એક ઓરડામાં પડ્યું છે.'

'એ માણસને ઓળખી શકાય એવી કોઇ વસ્તુ તેની પાસેથી મળી આવી છે ખરી?'

'ના જી, એ માનવી કોણ છે તે હજી સુધી અમે જાણી શક્યા નથી, પરંતુ—'

'તમે અહીં આવ્યા ત્યારથી અત્યારસુધીમાં આ મકાનની અંદરની કોઇ પણ વસ્તુમાં કશો પણ ફેરફાર તો કર્યો નથી ને?'

'ના જી, આપ ઉપર ચાલો. હું આપને—'

'તમે આ કિસ્સો આત્મહત્યાનો માનો છો કે ખૂનનો?'

'આત્મહત્યા જેવું તો મને બિલકુલ લાગતું નથી.' ફોજદાર બોલ્યો : 'કારણ કે ઉપર ઓરડાના બારણામાં ગોળી લાગવાથી બે કાણાં પડેલાં હોવાનું જોવામાં આવ્યું છે. એટલે અહીં ઝપાઝપી થઇ હોય એવું સ્પષ્ટપણે જણાઇ આવ્યું છે.'

જ્યોતિપ્રસાદે કંટકરાયની સામે જોયું. અગાઉ પોતે કરેલું આત્મહત્યાનું અનુમાન આ રીતે સરી પડેલું જોઇ, કંટકરાય પણ સહેજ લજ્જિત બન્યો હોય એમ દેખાતું હતું. કંટકરાય તથા અરુણ અને

અંજનકુમાર મકાનની અંદર દાખલ થયા. તેમની પાછળ જ્યોતિપ્રસાદ અને લલિતચંદ્ર હતા. ખખળી ગયેલા દાદર પર ચઢતાં લાકડાનો કીચુડ કીચુડ અવાજ થતો હતો. ઉપર ગયા બાદ ઓરડાના બારણા પાસે જઇને ફોજદાર બોલ્યો : ' આ ઓરડામાં શબ પડયું છે. '

તેઓ એ ઓરડામાં દાખલ થયા. તેની મધ્યમાં એક માનવીનું શબ પડયું હતું. તે જમીન ઉપર ચત્તો પડયો હતો. તેની આંખો અર્ધમીચેલી હતી, અને તેના હૃદયની નીચેના ભાગમાં ગોળી લાગવાથી પડેલા છિદ્રમાંથી લોહી વહેલું હોય તેમ જણાતું હતું.

જ્યોતિપ્રસાદ એ મૃતદેહની નજીક જઇને તેની સામે જોઇ રહ્યો. તેણે આસપાસ દૃષ્ટિ કરી લીધી. કંટકરાય આ મૃતદેહની સામે જોતો બોલ્યો : ' આ માણસ આપણા પ્રદેશનો નહિ, પરંતુ ઉત્તરહિંદનો વાસી હોય એમ લાગે છે. '

' હા, તેનો ચહેરો પંજાબી જેવો લાગે છે.' જ્યોતિપ્રસાદ ગંભીર સ્વરે બોલ્યો : ' અને તેનું ખૂન કરનાર માણસે ચશ્મા પહેરેલા હતા. આ પંજાબીએ આ સ્થળે તે માણસનું ખૂન કરવાનું ધારેલું હતું, પરંતુ તેને બદલે એ માણસના હાથે જ આ પંજાબી મૃત્યુ પામ્યો છે.'

* * *

## ૩૨ : અદૃશ્ય મુદ્દો

ઇન્સ્પેક્ટર અને ફોજદાર આશ્ચર્યભરી દૃષ્ટિથી જ્યોતિપ્રસાદની સામે જોઇ રહ્યા!

'તમે એ કેવી રીતે જાણી શક્યા?' કંટકરાય બોલ્યો : 'આ માણસનું ખૂન કરનાર ચશ્માવાળો છે અને વળી આ માણસ એ ચશ્માવાળાનું ખૂન કરવા માગતો હતો! પણ એ પ્રમાણે કહેવાને માટે તમારી પાસે શો આધાર છે?

'એ કાંઇ બહુ મુશ્કેલ નથી.' જ્યોતિપ્રસાદે જણાવ્યું : 'કોઇ પણ વસ્તુ જોવી અને નિરખવી, એમાં ભેદ છે. એ ભેદ જો માણસ સમજે તો તે નજીવા મુદ્દા ઉપરથી પણ આખી સાંકળ તૈયાર કરી શકે છે. કેવી રીતે એ હું તમને સમજાવું. જુઓ, જમીન પર આ કાચનો કકડો પડ્યો છે. આ કકડો આટલો નાનો હોવા છતાં પણ તે આપણને ઘણું બધું જણાવે છે. એ કકડાને પ્રથમ દૃષ્ટિએ જોતાં જ તમને સમજાશે કે ચશ્માના તૂટેલા કાચનો તે એક ભાગ છે. આ જમીન પર ધૂળ પથરાયેલી છે અને ત્યાં જ તે કકડો પડેલો છે, પણ તેની ઉપર ધૂળ વળી ગયેલી જણાતી નથી. એ બતાવે છે કે આ કકડો આ સ્થળે પડયાને લાંબો વખત થયો નહિ હોય. જે ચશ્માનો કાચ તૂટી ગયો છે, તે ચશ્મા આ પંજાબીના નહિ પણ તેનું ખૂન કરનારના હોવા જોઇએ. કારણ કે પંજાબીના નાકની દાંડી ઉપર કશું પણ નિશાન જણાતું નથી, જ્યારે ચશ્માની ફ્રેઇમ નાકની દાંડી ઉપર ટેકાતી હોવાથી ચશ્મા પહેરનારના નાક ઉપર તેનું નિશાન પડી રહે છે. એ ઉપરથી સાબિત થાય છે કે પંજાબી ચશ્મા પહેરતો ન હતો. હવે બીજી વાતઃ આ મરણ પામેલો પંજાબી તેની સાથેના ચશ્માવાળા માણસનું ખૂન કરવા માગતો હતો, પરંતુ તેમાંથી ચશ્માવાળો છટકી ગયો. તમે આ બારી સામે જુઓ. તેને ઉઘાડવાનો કોઇએ યત્ન કર્યો હોય એમ લાગે છે. બારી ઉપર તેનાં આંગળાંના નખના તાજા જ ઘસરકા જણાય છે; પરંતુ એ બારી તે ઉઘાડી શકયો નહિ એટલે તેણે

મુક્કી લગાવીને તેનો કાચ તોડી નાંખ્યો હતો. બારીના બારસાખ ઉપર લોહીનાં ટપકાં પડેલાં તમે જોઇ શકો છો. એ ઉપરથી અનુમાન કરી શકાય છે કે હાથ વડે બારીનો કાચ તોડતાં કાચનો હાથને છરકો થવાથી લોહી નિકળ્યું હોવું જોઇએ. આ પ્રકારના સંયોગોમાં જ્યારે કોઇ માણસ બારી ઉઘાડવાનો અથવા તો તેના કાચને તોડવાનો પ્રયત્ન કરે ત્યારે એમ સમજી શકાય કે તે પોતાની બૂમ બહાર સંભળાવીને કોઇની મદદ મેળવવા ઇચ્છતો હોવો જોઇએ. આ પંજાબીના બેઉ હાથ મેં જોયા છે. તેની ઉપર સહેજ પણ છરકો થયેલો દેખાતો નથી. એ ઉપરથી ચશ્માવાળા માણસે બારીનો કાચ તોડી મદદ મેળવવાનો યત્ન કરેલો હોવો જોઇએ. પણ તે મદદ શા માટે માગે? કારણ કે આ પંજાબી તેનો અંત લાવવાને માટે તેની પાછળ પડેલો હોવો જોઇએ. પરંતુ પાછળથી કોઇ પણ રીતે બાજી બદલાઇ ગઇ, અને આ પંજાબીનો ભોગ બનનાર નહિ, પરંતુ પંજાબી પોતે જ મરણને શરણ થયો. કેમ હવે તો તમને આ બધું સ્પષ્ટપણે સમજાય છે ને?'

અંજનકુમાર બારણાની પાસે ઉભો હતો. તે કંટકરાયના ચહેરા પર ઉપસેલી આશ્ચર્યની રેખાઓ જોઇ રહ્યો. કંટકરાયની નિરીક્ષણશક્તિ જ્યોતિપ્રસાદના જેટલી તીવ્ર ન હતી, તથાપિ તેણે આ બધી ઝીણી ઝીણી વીગતો જોઇ હોત તો પણ તે જ્યોતિપ્રસાદની માફક આટલી સીફત અને ત્વરાથી આખી સાંકળ તૈયાર કરી શકત કે કેમ, એ પ્રશ્ન છે.

કંટકરાય જ્યોતિપ્રસાદના કથનમાં કશી શંકા પણ લાવી શકે તેમ ન હતો, તો પણ તે બોલ્યા વગર રહી શકયો નહિ: 'તમે કહો છો તે સાચું હોય, છતાં પણ ચશ્માવાળો માણસ કોણ છે એ આપણે જાણી શકીએ તેમ નથી.'

'હું પણ એ કબૂલ કરૂં છું. પરંતુ હજી આપણે વધુ તપાસ કરીશું તો કાંઇક વિશેષ જાણવાનું મળી આવશે.' એમ કહી જ્યોતિ-

પ્રસાદ લલિતચંદ્ર તરફ ફરીને બોલ્યો: 'આ પંજાબીની પાસેથી જે કાગળનો ટુકડો મળી આવ્યો હતો તે ક્યાં છે?'

'આ રહ્યો.' ફોજદારે તેના ગજવામાંથી એક કવર કાઢયું. એ કવરમાંથી કાગળનો ટુકડો કાઢીને જ્યોતિપ્રસાદને આપ્યો. એ ટુકડો કોઈ આખા કાગળમાંથી ફાટયો હોય એમ જણાતું હતું.

'સાહેબ! આ માણસના કબજાના અંદરના ગજવામાંથી આ ટુકડો મળી આવ્યો હતો.'

એ કાગળના કટકા ઉપર ટાઈપરાઈટર પર ટાઈપ કરેલા નીચેના અક્ષરો વંચાતા હતા:

......વલકથા

......મસ્યા

......સાણી

'સાહેબ! મને લાગે છે કે આ મી. લક્ષ્મીનંદન વસાણીનું નામ હોવું જોઈએ.' લલિતચંદ્ર આશાભર્યા સ્વરે બોલ્યો: 'અને ઉપર વલકથા લખેલ છે તે વસાણીએ લખેલી નવલકથાના નામના છેલ્લા અક્ષરો હોવા જોઈએ.'

'હા, એ બરાબર છે. તેની છેલ્લી નવલકથાનું નામ 'ચમત્કારિક નવલકથા' છે.' જ્યોતિપ્રસાદે જણાવ્યું: 'તમારું અનુમાન તદ્દન સાચું છે. હું માનું છું કે સ્વર્ગવાસી નવલકથાકારની છેલ્લી હસ્તપ્રતના ઉપરના કાગળમાંથી આ ટુકડો કપાએલો હોવો જોઈએ. કારણ કે સામાન્ય રીતે દરેક હસ્તપ્રતની ઉપરના કાગળ પર નવલકથાનું અને તેના લેખકનું નામ લખવામાં આવે છે. એ સ્થળેથી જ આ કાગળનો કકડો કપાયો હોય એમ લાગે છે.' તેણે એ કકડાને બીજી બાજુએ ફેરવ્યો. તેની બીજી બાજુ તદ્દન કોરી હતી.

'નવાઈ જેવું.' તે બોલ્યો.

'કેમ, શું નવાઈ જેવું લાગ્યું?' અરૂણે પ્રશ્ન કર્યો.

'આ કકડો એક કાગળમાંથી કાપવામાં આવ્યો છે. તે ઉપરથી સામાન્ય રીતે એવી કલ્પના થઇ શકે કે કાપનારનો હેતુ તેની ઉપર કશી નોંધ કરવાનો, અથવા તો કોઇ સંદેશો લખવાનો હોવો જોઇએ. જો એવું કશું ન હોય તો આ પંજાબી એ કકડાને ગજવામાં શા માટે રાખે? પરંતુ બીજી બાજુ તરફ જોતાં તેની ઉપર કશું લખેલું હોય એમ જણાતું નથી. કદાચ—'

તે બોલતો અટકી ગયો. હાથમાં પકડેલા કાગળ પર વેધક દૃષ્ટિથી જોવા લાગ્યો. પછી તે તુટેલા કાચવાળી બારીની નજીક ગયો અને પોતાના ગજવામાંથી સૂક્ષ્મદર્શક કાચ કાઢી, તેની મદદથી એ કાગળનું નિરીક્ષણ કરવા લાગ્યો.

'કેમ કાંઇ સમજાય છે, રાવસાહેબ?' અરૂણની જીજ્ઞાસા તીવ્રતર બની.

થોડી વાર તો જ્યોતિપ્રસાદે કશો જવાબ ન આપ્યો. પરંતુ પછી તેણે હકારદર્શક મસ્તક હલાવીને કહ્યું :

'અરૂણ! આપણે માનીએ છીએ તેમ આ કાગળની બીજી બાજુ કાંઇ કોરી નથી.'

'મને તો એ બાજુએ કાંઇ પણ દેખાતું નથી!'

'નરી આંખોએ ન દેખાય તે સ્વાભાવિક છે. પરંતુ આ સૂક્ષ્મદર્શક કાચની મદદથી જોતાં આ બાજુએ કાગળ પર ઘસરકા પડેલા દેખાય છે. એ ઉપરથી સમજાય છે કે તેની ઉપર કશું લખેલું હોવું જોઇએ; જો કે તે વાંચી શકાય તેમ નથી. તેનું કારણ એ છે કે કોઇ અદૃશ્ય શાહીથી આ બાજુએ લખાએલું હોવું જોઇએ.'

'શું કહ્યું? ત્યારે તો એ મુદ્દો ઘણો અગત્યનો ગણાવો જોઇએ.' કંટકરાય બોલ્યો.

'મને પણ એમ જ લાગે છે, પરંતુ કેવા પ્રકારની અદૃશ્ય શાહીનો ઉપયોગ થયો છે તે આપણે જાણતા ન હોવાથી આ અક્ષરોને

વાંચી શકાય તેવા બનાવી શકાતા નથી. છતાં સામાન્ય રીતે છૂપી શાહીથી લખાયેલા અક્ષરોને ગરમ કરવાથી વાંચી શકાય છે. એટલે અરૂણ, તું આ કાગળ લઇને નીચે જા. નીચે ચૂલો હશે. બહારથી લાકડાં એકઠાં કરી ચૂલામાં મૂકીને સળગાવજે. તેની ઉપર આ કાગળને તપાવજે. બનવા જોગ છે કે એથી કદાચ કાગળ ઉપરનું લખાણ વાંચી શકાશે.'

'વારૂ.' અરૂણે એ કાગળ લીધો અને તે નીચે ગયો.

પછી જે સ્થળે પંજાબી પડ્યો હતો તેની પાસે જઇને જ્યોતિપ્રસાદે પૂછ્યું : 'આ માણસના માથા ઉપર ઢીમણું થઇ આવ્યું છે. તેનું કોઇ કારણ તમે કલ્પી શકો છો ?'

'મને લાગે છે કે જમીન પર પડતી વખતે જમીન સાથે માથું અફળાવાને કારણે ઢીમણું થયું હશે.' કંટકરાયે જણાવ્યું.

'હું એમ નથી માનતો.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'અને મી. લલિતચંદ્ર ! ચશ્માના કાચનો આ ટુકડો તમે સાચવી રાખજો. જેણે આ પંજાબી ઉપર ગોળી છોડી છે, તેનો પત્તો મેળવવામાં એ ટુકડો ઉપયોગી બનશે. ચશ્માના વેપારીને પૂછવાથી આ કઇ જાતનો કાચ છે એ આપણે જાણી શકીશું. કયા નંબરનો છે એ પણ કદાચ તે કહી શકશે. એટલે પછી એ જાતના અને એ નંબરના ચશ્મા ધારણ કરનારની શોધ કરવાનું સહેલું બનશે.'

તે જમીન પર આમતેમ દષ્ટિ ફેરવતો હતો. તેની ઉપર પગલાંનાં નિશાન દેખાતાં હતાં. પરંતુ તે ઉપયોગી બને તેવાં ન હતાં. પછી તેણે ઓરડાના દ્વારનું બારીકાઇથી નિરીક્ષણ કર્યું. ત્યારબાદ બહાર આવી દાદરની પાસે જઇને તે આસપાસ તપાસ કરવા લાગ્યો. ફોજદાર લલિતચંદ્રે તૂટેલા કાચને એક કાગળમાં વીંટાળી તેનું પેકેટ પોતાના ચામડાના પાકીટમાં મૂકી દીધું. નીચેના ભાગમાં અરૂણે સળગાવેલા લાકડાનો ધૂમાડો ઉપર આવતો હતો.

કંટકરાય ઓરડામાંથી બહાર આવ્યો અને દાદરના મથાળા પાસે જમીન પર પડેલું ચુનાનું ગછીયું જ્યોતિપ્રસાદ જોતો હતો, તેની પાસે જઈને બોલ્યો : 'આ મકાન ખખળી ગયું લાગે છે. જુઓને, ચાટા પણ ઉખડી ગયા છે.'

'એ વાત સાચી છે. પરંતુ આ ચુનાનું ગછીયું તો ગોળીના આઘાતથી જ ઉખડી પડયું હોય એમ લાગે છે.' જ્યોતિપ્રસાદે તેને કહ્યું : 'અને જુઓ, આ દાદર પર અરધાં પગલાં દેખાય છે. એ ઉપરથી સમજાય છે કે એ પગલાંવાળો માણસ કૂદતો દાદર પર ચડેલો હોવો જોઈએ. આપણને એક પછી એક મુદ્દા મળતા જાય છે, તે ઉપરથી આજે સવારે આ સ્થળે બનેલી ઘટનાની સચોટ કલ્પના આપણે કરી શકીએ તેમ છીએ.'

'મને તો એવું કાંઇ દેખાતું નથી.' કંટકરાય તેની સામે દલીલ કરતો બોલ્યો : 'આપણે માત્ર એટલું કહી શકીએ કે આ પંજાબીને ગોળી મારીને ઠાર કરવામાં આવ્યો છે. હા, તમે કહ્યું તેમ ત્યાં પડેલો કાચ ખૂનીના ચશ્માનો હશે એ વાત હું સ્વીકારૂં છું. પરંતુ આ બધું કેવી રીતે બન્યું, તે જાણવાનું આપણી પાસે કોઇ—'

'આપણી આસપાસ જે પુરાવા પડેલા છે, તેની મદદથી આપણે આખી સાંકળ તૈયાર કરી શકીએ તેમ છીએ.' જ્યોતિપ્રસાદે કહ્યું : 'મરણ પામેલો પંજાબી એક બીજા માણસને આ એકાંતિક સ્થાનમાં લાવ્યો હતો. એ માણસનું ખૂન કરવાનો પંજાબીનો ઇરાદો હતો. જો એમ ન હોત તો તેઓ અહીં આવ્યા બાદ ગોળીબાર થવાનું કોઇ કારણ ન હતું. દાદરના મથાળે દીવાલ પર ગોળી વડે છરકો થએલો જોઇ શકાય છે. એ ઉપરથી સમજાય છે કે ચશ્માવાળો માણસ ભયત્રસ્ત બનીને દોડતો ઉપર આવ્યો હશે, તેની પાછળ પંજાબી પણ પડેલો હોવો જોઇએ. એથી ચશ્માવાળો માણસ ઓરડામાં દાખલ થયો, અને તેણે બારણાં બંધ કરી દીધાં. પરંતુ પંજાબીએ બારણા પર બે ગોળીબાર કર્યાનું જણાઇ આવે છે.

ત્યારબાદ બારણું તૂટે છે અને તે પછી જેનું ખૂન થવાનું હતું, તેને બદલે પંજાબીનું ખુન થએલું આપણે જોઇએ છીએ.'

'તમે આ બધું શા ઉપરથી કહો છો?' કંટકરાયે પ્રશ્ન કર્યો.

'અહીં રજૂ થએલા પુરાવા ઉપરથી આપણે જાણે નજરે જોતા હોઇએ તેવી રીતે સ્પષ્ટપણે કહી શકીએ તેમ છીએ. જુઓ, પંજાબીના કપાળમાં ઉપલા ભાગમાં ઢીમણું થયું છે. અને તે જમીન પર ચત્તો પડયો છે. એટલે જમીન સાથે તેનું મસ્તક અફળાવાને કારણે એ ઢીમણું થએલું નથી. પરંતુ જ્યારે તેણે બારણું તોડી પાડયું હશે તે વખતે જે માણસનું તે ખૂન કરવા માગતો હશે, તે માણસે તેનો સામનો કરેલો હોવો જોઇએ. તે આ પંજાબીની રાહ જ જોતો હશે. પંજાબીએ લગાવેલા ધક્કાથી બારણું તૂટયું હોય તેમ લાગે છે. અને તે વખતે બારણું તૂટતાની સાથે એ પણ સહેજ લથડી પડયો હોય એ બનવાજોગ છે. એ તકનો લાભ લઇને અંદર છુપાએલા ચશ્માવાળાએ કોઇ હથિયાર વડે પંજાબીના મસ્તકના આગલા ભાગ પર ફટકો મારેલો હોવો જોઇએ. કદાચ એ લાકડાનો કકડો પણ હોઇ શકે. તપાસ કરવાથી આટલામાંથી તે મળી આવશે. તેણે મારેલા ફટકાથી પંજાબી ગડથોલું ખાઇને જમીન પર પડયો હશે, એથી તેના હાથમાંથી પિસ્તોલ ઉપાડીને ચશ્માવાળાએ પંજાબી પર ગોળીબાર કર્યો હોય એ બનવાજોગ છે. અને તેથી તુરત જ પંજાબીનો અંત આવી ગયો હશે. એ દરમ્યાન ચશ્માવાળાના નાક પરથી તેના ચશ્મા જમીન પર પડવાને લીધે તેનો કાચ તૂટી ગયો હોય તે સંભવિત લાગે છે. પોતાના ચશ્મા ઉપાડી પિસ્તોલને પંજાબીની બાજુમાં મૂકીને તે પલાયન થઇ ગએલો હોવો જોઇએ. અને એ વખતે ચશ્માના તૂટેલા કાચના કકડા તરફ તેનું લક્ષ ન ગયું હોય એ પણ સ્વાભાવિક છે.'

'હા, તમે કહો છો ત્યારે આ બધું બનવાજોગ લાગે છે ખરૂં.' કંટકરાયે પણ હવે સ્વીકાર કર્યો.

'માત્ર બનવાજોગ નહિ, પરંતુ વાસ્તવિક રીતે આ પ્રમાણે જ બન્યું છે.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'અને આ પંજાબી મી. લક્ષ્મીનંદન વસાણીની ગૂમ થએલી હસ્તપ્રતની સાથે સંબંધ ધરાવે છે એવો આપણને પુરાવો મળ્યો છે. તો પછી તેનો ખૂની કોણ છે તે આપણે શોધી કાઢવું જ જોઈએ. તે માણસ આ સ્થળે હતો એટલું તો આપણે જાણીએ છીએ. એટલે અહીંથી પલાયન થવાને માટે તેણે કોઇ પણ રસ્તો લીધેલો હોવો જોઈએ. તે કેવી રીતે પલાયન થયો હશે એ જો આપણે જાણી શકીએ તો તેનો પિછો લેવાનું સુગમ બનશે.'

*　　*　　*

## ૩૩ : અદૃશ્ય અક્ષરો વંચાય છે

હવે તેમણે આ મકાનની બહારના ભાગમાં રસ્તા પર તપાસ કરવા માંડી. આસપાસના ભાગમાં ચોતરફ લીલોતરી છવાઇ રહી હતી. વચ્ચે નાની પગથી જેવો રસ્તો હતો. તેની ઉપર તપાસ કરતાં પગલાંનાં નિશાન જોવામાં આવ્યાં. જો કે એ નિશાન આ ઘટનાની તપાસ કરવાને માટે આવેલા પોલીસખાતાના માણસોનાં પગલાંનાં ન હતાં. એ પગલાં થોડેક આગળ સુધી દેખાયાં. ત્યારબાદ મોટરનાં રબ્બરનાં પૈડાંની ઝાંખી છાપ દૃષ્ટિગોચર થઇ.

આ તપાસ કરી લીધા બાદ જ્યોતિપ્રસાદ બોલ્યો: 'પંજાબીનું મોત નિપજાવનાર અહીંથી મોટરમાં પલાયન થઇ ગયો હોય એમ લાગે છે. તેનાં પગલાંનાં માપ ઉપરથી તથા બે પગલાં વચ્ચેના અંતર ઉપરથી સમજાય છે કે એ માણસ સહેજ નીચા કદનો હોવો જોઇએ. નીચા કદનો માણસ અને વળી તે આંખે ચશ્મા ચડાવે છે! કંટકરાય! આટલા મુદ્દા ઉપરથી તમે કોઇ કલ્પના કરી શકો છો ખરા? એ માણસ કોણ હશે?'

'એ આપણે કેમ કહી શકીએ? હજારો નીચા કદના માણસો ચશ્મા પહેરતા હશે.' ઇન્સ્પેક્ટર બોલ્યો.

'હા, પરંતુ નવલકથાકાર વસાણીના ખૂનના કિસ્સાની તપાસમાં તો આપણને એવા એક જ માણસનો પરિચય થયો છે.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'મારી કહેવાની મતલબ એ છે કે વસાણીનો સેક્રેટરી કુંદનરાય નીચા કદનો છે અને વળી તે ચશ્મા પણ ચડાવે છે.'

'હા, એ વાત સાચી.' એકાએક ઇન્તેજારીભર્યો નિશ્ચયપૂર્વક કંટકરાય બોલી ઉઠયો: 'રાવસાહેબ! ત્યારે તો આપણે—'

'હજી આપણને તેની કશી સાબિતી મળી નથી; તેમજ પંજાબીનું ખૂન કરીને અહીંથી પલાયન થનાર કુંદનરાય હતો, એવો કોઈ સીધો પુરાવો પણ આપણને મળ્યો નથી. પરંતુ એ વાત સંભવિત લાગે છે ખરી.' રબ્બરનાં પૈડાનાં નિશાન આગળ વધતાં હતાં એ તરફ તે સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યો. છેવટે તેણે કહ્યું : 'એ જે મોટરમાં રવાના થયો છે તે કઈ જાતની બનાવટની હશે એ નક્કી કરવાનું આપણી પાસે કોઈ સાધન નથી. એટલે અહીંથી કયે સ્થળે જઈને તે છુપાઈ રહ્યો હશે એ પણ આપણે જાણી શકીએ તેમ નથી. આ પૈડાંનાં નિશાન અહીં પડેલાં છે તે ઉપરથી એટલું આપણે કહી શકીએ કે સામાન્ય રીતે એ મોટર મોટા કદની હોવી જોઈએ. એટલે—'

'રાવસાહેબ!' મકાનમાંથી બહાર આવતાં અરૂણે ઉદ્ગાર કાઢયો.

જ્યોતિપ્રસાદ તેની સામે ફરીને બોલ્યો : 'કેમ અરૂણ! કાંઈ સફળતા મળી ખરી?'

'હા જી.' અરૂણ તેની પાસે આવ્યો, તેના હાથમાં પંજાબીના ગજવામાંથી મળી આવેલો કાગળનો ટુકડો હતો : 'જુઓ, ઝાંખા અક્ષરો વંચાય છે.'

જ્યોતિપ્રસાદે એ ટુકડો પોતાના હાથમાં લીધો. તે તથા ઇન્સ્પેક્ટર કંટકરાય ગરમી આપવાને કારણે એ ટુકડા પર ઊપસી આવેલા ઝાંખા અને સહેજ પીળાશ પર પડતા ભુખરા રંગના અક્ષરો જોઈ શક્યા. કંટકરાયે મોટેથી વાંચ્યું :

'જાયહાથી તેમાં ફેરફાર થઈ શકશે ખરો.'

'કંટકરાય આશ્ચર્યપૂર્ણ નેત્રો વડે જ્યોતિપ્રસાદની સામે જોઈ રહ્યો.

'રાવસાહેબ! મને તો આમાં કશું પણ સમજાતું નથી. આ લખાણનો શો અર્થ હશે? તમે કાંઈ કહી શકો તેમ છો?'

'એનો કશોક અર્થ તો થતો જ હોવો જોઇએ.' અરૂણે કહ્યું.

'હા, ચોક્કસ. આ લખાણ અદૃશ્ય શાહીથી કરવામાં આવ્યું છે. તે કોઇને ઉદ્દેશીને લખાએલો સંદેશો છે. જેને ઉદ્દેશીને આ સંદેશો લખાયેલો છે, તે માણસ તો તેનો અર્થ સમજી શકતો હોવો જ જોઇએ. આપણે માત્ર એટલું જ સમજી શકીએ કે આવું અદૃશ્ય શાહીથી કરવામાં આવેલું લખાણ અર્થ વગરનું ન હોય.'

ત્યારબાદ આ મકાન તથા તેની આસપાસની જગ્યાનું જ્યોતિપ્રસાદે પુનઃ નિરીક્ષણ કરી લીધું. પરંતુ તે કોઇ વિશેષ ફળદાયક નીવડયું નહિ; અને અર્ધો કલાક પછી તે ચંદ્રનગર જવાને માટે તૈયાર થયો. તેઓ અંજનકુમારની મોટરમાં બેઠા એ વખતે શ્વેત વર્ણીય એમ્બ્યુલન્સકાર અહીં આવીને ઉભી રહી. જે ઓરડામાં મુડદું પડયું હતું તેના ફોટોગ્રાફ તો જ્યોતિપ્રસાદના આવ્યા પહેલાં જ પોલીસ ખાતાના માણસોએ લઇ લીધા હતા. હવે માત્ર ગોળીબારને પરિણામે મરણ પામેલા આ નહિ ઓળખાએલા પંજાબીના શબને અહીંથી લઇ જવાનું હતું.

જ્યોતિપ્રસાદે કંટકરાયને પોતાની સાથે મોટરમાં આવવા કહ્યું. તેણે એ નિમંત્રણનો અસ્વીકાર કર્યો. તેને એવી આશા હતી કે અહીં વિશેષ તપાસ કરવાથી જે મુદ્દા ઉપર જ્યોતિપ્રસાદનું લક્ષ ન ગયું હોય એવો આ કિસ્સામાં પ્રકાશ પાડનારો કોઇ મુદ્દો પોતાને મળી આવશે. જ્યોતિપ્રસાદની પાસે તેને પોતાનો પરાજય સ્વીકારવો પડયો હતો. એથી તેને બહુ લાગી આવ્યું હતું, અને તે કારણથી જ તે અહીં વિશેષ તપાસ કરવાને માટે રોકાયો હતો.

જ્યોતિપ્રસાદ, અંજનકુમાર અને અરૂણ, ત્રણ જણા મોટરમાં રવાના થયા. કેટલુંક અંતર કાપ્યા પછી અંજનકુમાર બોલ્યો: "'ધાબડાથી તેમાં ફેરફાર થઇ શકશે ખરો.' મને તો આ શબ્દોનો કશો અર્થ થતો હોય એમ લાગતું નથી.'

'પણ રાવસાહેબ! એ પંજાબી કોણ—'

જ્યોતિપ્રસાદે અરૂણના એ પ્રશ્નનો જવાબ આપ્યો: 'હું માનું છું કે તેનું નામ કદાચ દયાનંદ હોવું જોઇએ.'

અંજનકુમાર ક્ષણભર જ્યોતિપ્રસાદ સામે તાકી રહ્યો, તેના બેઉ હસ્ત સ્ટીઅરીંગ વ્હીલ ઉપર સ્થીર થઇ રહ્યા.

'રાવસાહેબ! એ માણસનું નામ દયાનંદ હોવાનું તમે કેવી રીતે જાણી શકયા?' તેણે સવાલ કર્યો: 'પોલીસ હજીસુધી તેની ઓળખાણ પ્રાપ્ત કરી શકી નથી, અને તમે પણ તેમને કશું કહ્યું નથી.'

'હા, મેં તેમને કશું નથી કહ્યું. કારણ કે આપણે વિશાલ ધર્મ મંડળના મંદિરની મુલાકાત લીધી હતી તે હું હમણાં કંટકરાયને જણાવવા નથી ઇચ્છતો.' જ્યોતિપ્રસાદે ખુલાસો કર્યો: 'જો એ હકીકત હું કંટકરાયને જણાવું તો તે જરૂર તેમાં દરમ્યાનગીરી કરે. એમ કરવામાં તેનો હેતુ તો આપણને સહાય કરવાનો જ હોય. પરંતુ એથી મારી યોજનામાં અવરોધ થવાની ભીતિ રહે છે. અને એ કારણથી આપણે એ મકાનમાંથી નિકળ્યા તે પહેલાં ઉપલે માળે ઓરડામાં જઇને પંજાબીના મૃતદેહની મેં તપાસ કરી, તે વખતે જે મુદ્દો મને મળી આવ્યો હતો, તે વિષે મેં કંટકરાય તથા લલિતચંદ્રને કશું પણ જણાવ્યું ન હતું.'

તેણે ગજવામાંથી એક નાનું કાગળનું કવર કાઢયું અને તેને ખુલ્લું કરીને અંજનકુમારની સામે ધર્યું. તે કવરની અંદર થોડી લીલી ભૂકી જણાતી હતી. એ જોઇને અંજનકુમારે પૂછ્યું: 'આ ભૂકી શાની છે.'

'આ ભાંગની ભૂકી છે.' જ્યોતિપ્રસાદે કહ્યું: 'ઉનાળામાં ઘણા માણસો ભાંગ પીએ છે એ તો તમે જાણતા જ હશો. તેની અંદર માદક દ્રવ્ય રહેલું હોય છે. આ ભાંગની ભૂકી પંજાબીના ગજવામાંથી મળી આવી હતી. બીજી તરફથી જ્યારે હું તથા અરૂણ વિશાખાદેવીના મંદિરમાં ગયા હતા, ત્યારે એ સ્થળે ધૂપદાનીમાંથી ધુપનો

જે મઘમઘાટ આખા મંદિરમાં પ્રસરી રહ્યો હતો, તેમાં પણ બ
દ્રવ્યોની સાથે ભાંગનું મિશ્રણ કરવામાં આવ્યું હોય એવી
આવતી હતી. એ ઉપરથી મેં અનુમાન કર્યું કે આ પંજાબી વિ
ધર્મ મંડળના મંદિરમાંથી આવ્યો હોવો જોઇએ. વળી જ્યા
તથા અરૂણ પ્રબોધચંદ્રની ઓફીસવાળા ખંડમાં ગયા તે વખતે
ઉભેલા એક માણસને પ્રબોધચંદ્રે દયાનંદ બહારથી આવ્યો કે
એવી પૃચ્છા કરી હતી. એ ઉપરથી હું કલ્પના કરૂં છું કે
પંજાબીનું નામ દયાનંદ હોવું જોઇએ. અંજનકુમાર! અમારી ગુ
શોધકોની પ્રવૃત્તિમાં, કોઇ પણ વસ્તુનું બરાબર નિરીક્ષણ
પછી, આસપાસના સંયોગોનો યથાર્થ અને પૂરેપૂરો વિચાર ક
તેને આધારે કરવામાં આવેલી કલ્પના કે અનુમાન મોટે ભાગે સ
હોવાનો સંભવ રહે છે.'

'જો આ પંજાબી વિશાલ ધર્મ મંડળના મંદિરમાંથી આ
હોય તો—' અરૂણ વચ્ચે બોલી ઉઠયો.

તુરત જ જ્યોતિપ્રસાદે જણાવ્યું: 'આ ભાંગની ભૂકી ઉપ
એ વાત તો સિદ્ધ થાય છે કે તેનો વિશાલ ધર્મ મંડળના મંદિ
સાથે સંબંધ છે. એ ઉપરથી બીજી એક વાત પણ સમજ
છે કે વસાણીના ખુનની પાછળ મુખ્ય માણસ પ્રબોધચંદ્ર છે.
આ સાબિતી તો આપણા સંતોષ પૂરતી જ છે. ન્યાયાધીશ
જ્યુરીની સમક્ષ આ વાત સિદ્ધ કરવાને માટે હજી આપણે બ
વિશેષ પુરાવા મેળવવાની જરૂર છે. એટલે જ આપણે પૂર્ણ સાવધ
પૂર્વક દરેક પગલું ભરવાનું છે. બીજી તરફથી મંજુલાની સુરક્ષિતત
પ્રશ્ન પણ આપણે વિચારવાનો છે. તેને કયે સ્થળે પૂરી રાખ
આવેલી છે તે જો આપણે ચોક્કસપણે જાણી શકીએ તો ત્ય
તેને સલામતીપૂર્વક મુક્ત કરી શકીએ. પરંતુ એ સ્થાન હજી શે
કાઢવાનું બાકી છે. કદાચ તેને એ મંદિરમાં રાખવામાં આવી
અથવા તે ત્યાં ન પણ હોય. પ્રબોધચંદ્રના દિલમાં કશી પણ

અથવા ભય પેદા થવા પામે તે પહેલાં મંજુલાને છુપાવેલી હોવાનું સ્થાન આપણે શોધી કાઢવું જોઇએ. જો પ્રબોધચંદ્રને આપણી હીલચાલની લેશ પણ શંકા આવી તો મંજુલાના નાશનું કારણ આપણે જ બનીશું, એવો મને ભય રહે છે.'

તેઓ હવે ચંદ્રનગરની નજીકમાં આવી પહોંચ્યા હતા. અંજનકુમાર અત્યારે ખૂબ ઉશ્કેરાએલો લાગતો હતો. તેના મનમાં એક જ ચિંતા હતી, અને તે મંજુલાની સલામતીની. પ્રબોધચંદ્ર ઉપરનો તેનો રોષ અનેકગણો વધી ગયો હતો. તેના વદન પર થતા જુદા જુદા વિકારોથી તેના હૃદયને વાંચતો જ્યોતિપ્રસાદ મંદ મંદ સ્મિત કરતો બોલ્યો :

'અંજનકુમાર ! જરી પણ ચિંતા ન કરો. હું સમજી શકું છું કે તમે મંજુલાને સલામત મેળવવાને માટે ઇંતેજાર છો. તે માટે જરૂર પડે તો બદમાશ પ્રબોધચંદ્રની સાથે દ્વંદ્વયુદ્ધ ખેલવાને પણ તૈયાર છો. હરકત નહિ. એ પ્રસંગ પણ તમને મળી આવશે. આજે રાત્રે હું તથા અરૂણ ત્યાં જવાના છીએ. એ વખતે તમે પણ મંદિરમાં આવજો.'

'રાવસાહેબ ! એક વાત હજી મને બરાબર સમજાતી નથી.' અરૂણ એકાએક બોલ્યો : 'અદશ્ય શાહી વડે લખેલો સંદેશો આપણા જોવામાં આવ્યો છે. પરંતુ તે વસાણીની હસ્તપ્રતના કાપેલા કાગળના ટુકડા પર શા માટે લખવામાં આવ્યો હશે ? અને તે સંદેશો કોને માટે હશે ? જો એ સંદેશો પંજાબીને માટે હોય તો તેણે વાંચ્યો હોય એમ લાગતું નથી. કારણ કે તેના ગજવામાંથી ટુકડો મળી આવ્યો ત્યારે તો એ સંદેશો અદશ્ય જ હતો. તેને દશ્યમાન કરવાનો પ્રયત્ન થયો લાગતો ન હતો.'

જ્યોતિપ્રસાદે જવાબ આપ્યો : 'હું માનું છું કે એ સંદેશો પંજાબીએ પોતે જ લખ્યો હશે અને તે કદાચ પ્રબોધચંદ્રને માટે હશે. પરંતુ ત્યારપછી ગમે તે કારણે એ સંદેશો પ્રબોધચંદ્રને પહોં-

ચાડવાનું પંજાબીને બિનજરૂરી લાગ્યું હશે, અને તેનો નાશ કરવાનો ખ્યાલ નહિ રહેવાથી તેના ગજવામાં એ કાગળનો ટુકડો પડી રહ્યો હશે.

'એ કાગળમાંથી ટુકડો ફાડતી વખતે તેની ઉપર ટાઈપરાઈટર વડે છાપેલા કેટલાક અક્ષરો રહી ગએલા, તેની તરફ પંજાબીનું ધ્યાન ગયું નહિ. એ તેની બેદરકારી ગણાય. પરંતુ તે કાગળ કોઈ અજાણ્યાના હાથમાં પડશે એવી તો તેને શંકા જ શાની હોય? જો કે તેની એ બેદરકારીને પરિણામે આપણને આ અગત્યનો મુદ્દો મળી આવ્યો છે, તે આપણી સાંકળના અંકોડા મેળવવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.'

તેઓ અત્યારે ચંદનગરની અંદર પ્રવેશ કરી ચુકયા હતા. રસ્તા પર એક ફેરીઓ બગલમાં છાપાં રાખીને ઉભો હતો. તે મોટે અવાજે બુમો પાડતો હતો:

'જાણીતા નવલકથાકારનું ખૂન! તે ખૂનમાં સંડોવાયેલા એક માણસનો પોલીસે પકડેલો પિછો.'

'પોલીસ તો અત્યારે આ ખૂનકેસમાં કુંદનરાયનો પિછો લઈ રહી છે.' અરૂણ બોલ્યો: 'અને તમે એમ માનો છો કે એ કુંદનરાયે જ દયાનંદનું ગોળીબાર કરીને ખૂન કરેલું હોવું જોઈએ?'

'હા, મને એ વધારે સંભવિત લાગે છે.' જ્યોતિપ્રસાદે જણાવ્યું: 'મારૂં માનવું એવું છે કે પ્રબોધચંદ્રના ફરમાનથી દયાનંદ કોઈ માણસનું ખૂન કરવાને માટે તેને એ મકાનમાં લઈ ગએલો હોવો જોઈએ, અને એ કોઈ માણસ તે કુંદનરાય હોવાનું તેના કદ અને ચશ્માના આધારે આપણે કલ્પી શકીએ છીએ. વળી પ્રબોધચંદ્ર પણ કુંદનરાયનો કાયમને માટે નિકાલ કરી દેવાનું પસંદ કરે એ સકારણ લાગે છે. કુંદનરાયનો પોલીસે પિછો લીધો છે. જો તે પકડાય અને પોલીસ તેની પાસેથી સત્ય હકીકત મેળવી લે તો પ્રબોધ-

ચંદ્રની તમામ યોજના ઉંધી વળી જાય અને પ્રબોધચંદ્રના સ્વભાવ ઉપરથી હું કહી શકું છું કે પોતાનો સ્વાર્થ સાધવાને ખાતર તે પોતાના સગા ભાઇનું પણ ખૂન કરતાં અચકાય તેમ નથી.'

'અને મંજુલા એવા ભયંકર માનવીના પંજામાં સપડાએલી છે.' અંજનકુમાર બોલ્યો : 'રાવસાહેબ ! મારા દિલને એવું થાય છે કે જો અત્યારે એ બદમાશ પ્રબોધચંદ્ર મને મળી જાય તો તેનું ગળું ભીંસીને તેને આ ક્ષણે જ ટુંકો કરી નાંખું.'

જ્યોતિપ્રસાદ સહેજ હસીને બોલ્યો : 'ટુંકો કરવાની વાત પછી, પ્રથમ તો આજ રાત્રે આપણે તેને મળીશું, અને ગમે તેમ કરીને મંજુલાનો પત્તો મેળવીશું.'

*   *   *

## 34 : કરીમખાન ગભરાય છે

**અં**જનકુમાર તેની મોટરમાં વિશાલ ધર્મ મંડળના મંદિર પાસે આવી પહોંચ્યો. રાત્રિનો અંધકાર વિસ્તરતો હતો. આકાશ વાદળાંથી ઘટાટોપ બની ગયું હતું. ઝરમર ઝરમર વરસાદનાં ફોરાં પડતાં હતાં.

અંજનકુમાર ખરી રીતે એકલો જ હતો. જ્યોતિપ્રસાદ અને અરૂણુ બંગાળી જમીનદાર તથા તેના સેક્રેટરી તરીકે આ મંદિરમાં એકલા જ જવાના હતા. તેમના સમય બાદ થોડી વારે અંજનકુમારે અહીં આવવું એવું પ્રથમથી જ નક્કી કર્યું હતું. કારણ કે તેમની સાથે અંજનકુમાર હોય તો તેમને માટે શંકા પેદા થવાનો ભય હતો. વેશપરિવર્તન કરવાની કળામાં અંજનકુમાર પાવરધો ન હોવાને કારણે કદાચ ઓળખાઈ જાય એવી ભીતિ હતી.

તે જ્યારે અહીં આવ્યો ત્યારે પુષ્કળ મોટરો આ મંદિરના કમ્પાઉન્ડની અંદર તથા બહાર રસ્તા પર બાજુએ ઉભી રહી હતી. તેણે તો પોતાની મોટર નજીકમાં એક ગેરેજ હતું તે ગેરેજની અંદર અમુક ભાડું ઠરાવીને રાખી હતી. ત્યાંથી ચાલતો તે અહીં આવ્યો હતો. કમ્પાઉન્ડમાં અને રસ્તા ઉપર ઉભેલી મોટરો મૂલ્યવાન તથા ઉંચી કીસમની હતી. તે ઉપરથી સમજી શકાતું હતું કે આ મંદિર ચંદ્રનગરના શ્રીમંત અને માલેતુજાર માનવીઓનું સારા પ્રમાણમાં આકર્ષણ કરી શક્યું હતું. કમ્પાઉન્ડનું પ્રવેશદ્વાર ખુલ્લું હતું. દરેક માણસને મંદિરમાં આવવાની છુટ હતી. એ કમ્પાઉન્ડના પ્રવેશદ્વારમાં દાખલ થઈ અંજનકુમાર મંદિર તરફ જવા લાગ્યો. તે મંદિરના પગથિયાં પાસે પહોંચ્યો તે વખતે કેટલીક સુંદરીઓને પરસાળ ઉપર ફરતી અને કેટલીકને કાળા મખમલના પડદાથી ઢંકાયેલા દ્વારમાં દાખલ થતી જોઈ. અંદરના ઉંડાણમાંથી કોઈ દિલરૂબા જેવા વાજીંત્રનો ધીમો અને મધુરો સરોદ કર્ણગોચર થતો હતો. તદુપરાંત કોઈ ધૂપની એક જાતની મઘમઘતી અને મગજને તરબતર બનાવતી સુગંધ પણ તેની ઘ્રાણેન્દ્રિયમાં પ્રવેશતી હતી.

તે પરશાળ ઉપર ઉભો રહીને આમતેમ જોવા લાગ્યો. પરશાળને પ્રકાશતી વીજળીની બત્તીઓનો ઉજાશ સહજ આછો હોવા છતાં દીવાલ પરનાં જુદાં જુદાં દેવદેવીઓનાં ચિત્રો દૃષ્ટિએ પડતાં હતાં. સામેનું દ્વાર ખુલ્લું હતું. પરંતુ તે મખમલના કાળા પડદાથી ઢંકાયેલું હતું. મંડળની સભામાં આવનારા માનવીઓ એ કાળા પડદાની વચ્ચે થઇને અંદર જતાં હતાં.

અંજનકુમાર પણ મંદિરની અંદરના ભાગમાં જવાને માટે એ પડદા તરફ વળ્યો. એ વેળાએ એકાએક તેના હાથને કોઇ બીજા માનવીના હાથનો સ્પર્શ થયો:

'મહાશય! જરી થોભો, અને—'

અંજનકુમાર પાછળ ફર્યો. પોતાની સામે બે વેધક નેત્રો તાકી રહ્યાં હોય એમ તેને લાગ્યું.

એક ઉંચો કદાવર માનવી બાજુમાંથી આવ્યો હતો અને તેણે અંજનકુમારને અટકાવ્યો હતો.

'તમે અમારા મંડળના સભ્ય હો એમ નથી લાગતું.' એ માનવીએ ઉદ્‌ગાર કર્યો. તેના અવાજમાં વિનયની છાંટ પણ ન હતી.

'કોણે કહ્યું કે હું તમારા મંડળનો સભ્ય છું?' અંજનકુમાર બોલ્યો: 'પરંતુ અત્યારે તો તમારૂં મંડળ દરેક માનવીને માટે ખુલ્લું રહે છે. એટલે તમારી સભાની કાર્યવાહી જોવાને માટે જીજ્ઞાસાવૃત્તિથી હું અહીં આવ્યો છું. હું નથી માનતો કે એમાં કશો વાંધો હોય.'

'આ મંદિર ખાનગી માલિકીનું છે, અને તેની અંદર કોઇ પણ માનવીનો પ્રવેશ કરવાનો અધિકાર અમારી પસંદગી ઉપર રહે છે.'

'તમારી પસંદગી!' એ માનવીનું નખશિખ અવલોન કરતો અંજનકુમાર બોલ્યો: 'પણ તમે છો કોણ? શું તમે કોઇ મોટા મહારાજાના અવતાર છો?'

તેના અવાજમાં ઉકળાટ અને ગુસ્સો હતા. તુરત જ તેને પોતાની ભૂલ સમજાઇ. અહીં સીફતથી કામ લેવાની જરૂર હતી.

તેને બદલે આવું તોછડું વર્તન બતાવવામાં પોતે ભૂલ કરી છે એમ તેને લાગ્યું.

તેને અટકાવનાર માનવી તેની સામે વેધક દષ્ટિએ તાકી રહ્યો હતો. તે જરીકે ઉકળાટ તથા ગુસ્સા વગર પોતાના ચહેરા પર સહજ સ્મિત દર્શાવતો બોલ્યો :

'મહાશય ! ગુસ્સે થવાની કશી પણ જરૂર નથી. આ મંદિરમાં પ્રવેશનાર અજાણ્યો આગંતુક કોણ છે, કેવો છે, તેની અમારે તપાસ તો કરવી જ જોઇએ. કોઇ પણ માણસ કેવળ તમાસો જોવાની દૃષ્ટિથી મંદિરમાં દાખલ થવા ઇચ્છતો હોય તો તેને અમે દાખલ થવા ન દઇએ એ સ્વાભાવિક છે. પરંતુ તમે ખરેખર અમારા ધાર્મિક રહસ્ય અને જ્ઞાનપ્રાપ્તિને ખાતર—'

અંજનકુમારને લાગ્યું કે આ માણસનું પ્રસ્તુત કથન કેવળ દંભથી જ ભરેલું છે, તથાપિ તેણે સમય વર્તીને કામ લેવાની ઇચ્છાથી કહ્યું : 'બરાબર છે. હું કેવળ જ્ઞાનપ્રાપ્તિના શુદ્ધ બુદ્ધિપૂર્વકના હેતુથી જ અહીં આવ્યો છું.'

'વારૂ, જો એમ હોય તો તમે અમારા મંડળની આજ રાત્રિની કાર્યવાહીમાં જરૂર ભાગ લઇ શકો છો. આ તરફ મારી સાથે ચાલો.'

તે માણસ પરસાળના ખૂણા તરફ ચાલ્યો. ત્યાં એક દરવાજો હતો, તેની અંદર થઇને અંજનકુમારને આગળ લઇ ગયો. થોડે દૂર એક દ્વાર ઉઘાડીને તેણે કહ્યું : 'તમે અંદર જાઓ.' તે બારણાની એક બાજુએ ઉભો રહ્યો.

અંજનકુમાર જોઇ શકયો કે આ એક સાદો ઓરડો હતો, અને તેની અંદર દાખલ થવાનું આ માણસ પોતાને કહેતો હતો. તે બોલ્યો : 'અહીં શા માટે ? શું તમારા મંડળની સભા આટલા નાના ઓરડામાં મળે છે ?'

'ના જી, પરંતુ તમે થોડી વાર અહીં બેસો. હું અમારા મંડળના એક આગેવાનને અહીં તમારી પાસે લાવીશ. તે તમારી સાથે

વાતચીત કરશે. અમારે ત્યાં સામાન્ય રીતે એવો રિવાજ છે કે જે કોઇ નવીન આગંતુક અહીં આવે છે, તેની સાથે અમારા મુખ્ય પુરૂષ વાતચીત કરે છે અને ત્યારપછી જ તેને સભાની કાર્યવાહીમાં ભાગ લેવાની અનુકૂળતા મળે છે.'

'આ તો ભારે ભાઇ! ભલે ત્યારે એમ કરો.' અંજનકુમાર ઓરડાની અંદર દાખલ થયો. તેની પાછળ ઓરડાનું દ્વાર બંધ થયાનો અવાજ તેણે સાંભળ્યો.

બહાર ચાલીમાં એ માણસ થોડો સમય અનિશ્ચિત સ્થિતિમાં ઉભો રહ્યો. તુરત જ તેણે નિર્ણય કરી લીધો હોય એ રીતે તે આગળ ચાલ્યો. થોડે દૂર ગયા પછી તેણે એક બીજા બંધ દ્વાર ઉપર અવાજ કર્યો અને અંદરથી કશો પણ જવાબ મળ્યા સિવાય જ તે એ ઓરડામાં દાખલ થયો.

'ગુરૂદેવ!' તેણે ઉદ્‌ગાર કર્યો. પ્રબોધચંદ્ર તેની ખુરસી પર બેઠો હતો. તેના બે હોઠની વચ્ચે સળગતી જાડી સીગારેટ હતી. તેણે અત્યારે ગરદનથી પગ સુધી લાંબો આછા આસમાની રંગનો રેશમી ઝભ્ભો પહેર્યો હતો. તે આગંતુકની સામે જોઇ રહ્યો.

'શું છે, કરીમખાન!' અને પછી તેણે ઇંતેજારીભર્યા સ્વરે પ્રશ્ન કર્યો: 'દયાનંદ આવી ગયો?'

'ના જી. એટલે કે જો તે અહીં આવ્યા હોય તો મારા જોવામાં આવ્યા નથી.'

'તે હજી સુધી કેમ નહિ આવ્યો હોય અને અત્યારસુધી ક્યાં રોકાયો હશે? ખરી રીતે તો તે ક્યારનો આવી જવો જોઇતો હતો. મેં તેને જે સૂચના આપી હતી તેનો અમલ કરવામાં કશી પણ હરકત આવવાનું કોઇ કારણ નથી. કુંદનરાયનો નિકાલ લાવી દેવામાં કોઇ મુશ્કેલી આવે એવું મને લાગતું નથી. છતાં પણ તે હજીસુધી કેમ નથી આવ્યો અને ક્યાં રોકાયો છે, એ જ હું જાણવા માગું છું.'

કરીમખાને જવાબ આપ્યો: 'ગુરૂદેવ! દયાનંદની ચિંતા કરવાનું કશું કારણ નથી; પરંતુ અત્યારે એક માણસનું આગમન થયું છે

તે જરીક વિચારવા જેવું છે. વઝીરમહમદ મી. વસાણીની હસ્તપ્રતને માટે મંજુલાવાળા મકાનમાં ગયો હતો. તે વખતે જે માણસની સાથે તેની ઝપાઝપી થઇ હતી, તે માણસને અમે જ્યારે ત્યાંથી મોટરમાં રવાના થઇ ગયેલા ત્યારે મેં પણ જોયો હતો. એ માણસ અત્યારે અહીં આવ્યો છે. એથી મારા મનમાં ભારે શંકા પેદા થઇ છે. બનવાજોગ છે કે તે માણસ સ્વાભાવિક રીતે જ જીજ્ઞાસાવૃત્તિથી પ્રેરાઇને બીજાઓની માફક આપણી સભાની કાર્યવાહી જોવાને તથા તેમાં ભાગ લેવાને માટે આવ્યો હોય. છતાં પણ મારા મનમાં પેદા થયેલી શંકાનું નિરસન થઇ શકતું નથી.'

'શું એ અંજનકુમાર અહીં આવ્યો છે?' પ્રમોધચંદ્ર સીગારેટ હાથમાં પકડીને કરીમખાનની સામે જોતો બોલ્યો: 'શું તું ખાતરી-પુર્વક કહે છે કે તે અંજનકુમાર જ છે?'

* * *

## ૩૫ : સકંજામાં

'હા જી, હું ખાતરીપૂર્વક કહું છું. મારી કશી પણ ભૂલ થતી નથી.' કરીમખાને કહ્યું : 'કારણ કે વઝીરમહમદને લઇને હું મોટરને હંકારી ગયો, તે વખતે મેં તેને રસ્તા પરની બત્તીની નજીક ઉભેલો જોયો હતો. અને તેથી—'

'વારૂ, તેણે તને ઓળખ્યો છે ખરો ?'

'ના મને તે કેવી રીતે ઓળખી શકે ? એ વખતે તે વઝીરમહમદની પાછળ આવેલો ત્યારે મોટરની અંદર સ્ટીઅરીંગ વ્હીલ પાસે બેઠો હતો, અને તે અમારી નજીક આવી પહોંચે તે પહેલાં તો અમે મોટર હંકારીને ગયા હતા. એટલે હું માનું છું કે તે મને જોઇ શકયો ન હતો.'

'વારૂ, તે અત્યારે કયાં છે ?' હવે શાંત અને સ્વસ્થ બનેલા પ્રબોધચંદ્રે પુછ્યું.

'આપની મુલાકાતે આવનારને જે સ્થળે બેસારવામાં આવે છે, તે સ્થળે બેસવાનું મેં તેને કહ્યું છે. મેં તેને એમ કહેલું છે કે તે અહીં કોઇ વખત આવેલો ન હોવાથી, હું આપણા મંડળના કોઇ આગેવાનને લઇને તેની પાસે આવું છું. ત્યારપછી તેને સભાની કાર્યવાહીમાં ભાગ લેવા દેવો કે નહિ એ નક્કી થશે.'

પ્રબોધચંદ્રે એક દીર્ઘશ્વાસ લઇને કહ્યું : 'મને તો લાગે છે કે તે કેવળ જીજ્ઞાસાવૃત્તિથી પ્રેરાઇને જ આપણી કાર્યવાહી જોવાને માટે આવેલો હોવો જોઇએ. કુંદનરાયે આપણને કહેલું તે ઉપરથી આપણે જાણીએ છીએ કે તેણે જ્યોતિપ્રસાદને ગૂમ થયેલી મંજુલાની તપાસને માટે પ્રેર્યો છે. પરંતુ મારી ખાતરી છે કે મંજુલાના અપહરણની સાથે આપણો સંબંધ હોવાનું જ્યોતિપ્રસાદને શંકા આવવાનું કોઇ પણ કારણ નથી. એટલે તેનો મોકલ્યો અંજનકુમાર અહીં આવ્યો હોય એમ માની શકાતું નથી.'

'વારૂ, ત્યારે મારે શું કરવું ?' કરીમખાને પૂછ્યું : 'તેને હું પાછો કાઢું ?'

'ના ના, મૂર્ખા! આ તારો કેવો વિચાર!' પ્રબોધચંદ્રે કહ્યું: 'જો તેની ઇચ્છા કાર્યવાહી જોવાની હોય તો તેને મંદિરની અંદર આવવા દેજે. એથી આપણને શું નુકશાન થવાનું છે? તેને બદલે જો આપણે તેને મંદિરમાં દાખલ થવા ન દઇએ તો તેના દિલમાં જરૂર આપણે માટે શંકા પેદા થવા પામે. તે વઝીરમહમદને ઓળખી જાય એવો સંભવ છે. માટે વઝીરમહમદને સૂચવજે કે તે અંજન-કુમારની નજરે પડે નહિ.' તેની નજર દીવાલ પરની ઘડીયાળ તરફ ગઇ:

'મારો સમય થઇ ગયો છે. હું મંદિરમાં જાઉં છું. દયાનંદ આવે તો તેને અહીં રોકાવાનું કહેજે. હું તેની સાથે વાત કરવા માગું છું.'

તે ઉભો થયો. સીગારેટને ટેબલ પર રાખેલી નાનકડી રકાબીમાં મુકી દીધી. ટેબલના ખાનામાંથી બે-ત્રણ એલાયચીના દાણા કાઢીને મુખમાં નાંખ્યા, અને તે ઓફીસખંડમાંથી બહાર નિકળ્યો. અત્યારસુધી તો જાણે તે પોતે સંપુર્ણ સ્વસ્થ, બેફિકર અને નિર્ભય હોય એવો ભાવ તેણે ચહેરા ઉપર ધારણ કર્યો હતો. પરંતુ તેનાં નેત્રો ઉપરથી અમુક વસ્તુ તેને મુંઝવતી હોય એમ લાગતું હતું. દયાનંદની ગેરહાજરી તેની મુંઝવણમાં વધારો કરતી હતી. તેમાં અત્યારે મંદિરમાં અંજનકુમારની હાજરી, એ પણ તેને માટે ચિંતાનો વિષય હતો.

'શું અંજનકુમાર અહીં અમસ્થો જ બીજાઓની માફક મંડળની કાર્યવાહી જોવાને માટે આવ્યો હશે?'

'એમ જ હોવું જોઇએ.' એ સિવાય બીજું કોઇ કારણ તેને સુઝતું ન હતું. એમ છતાં પણ તે મંદિરવાળા વિશાળ ખંડ તરફ જતો હતો, તે વખતે તેનાં નેત્રો એક પ્રકારની ચિંતા અને શંકાથી ભરપૂર લાગતાં હતાં. બીજી તરફ કરીમખાન પણ તેના જેટલો જ અસ્વસ્થ બની ગયો હતો. તે પ્રબોધચંદ્રથી છૂટો પાડીને વઝીર-મહમદની શોધમાં ચાલ્યો.

અત્યારસુધી તેને વઝીરમહમદનો ખ્યાલ રહ્યો ન હતો. પ્રબોધચંદ્રે સૂચવ્યું ત્યારે જ તેને એ વાતનો ખ્યાલ આવ્યો કે અંજનકુમાર એ વઝીરમહમદને જુએ તો તેને ઓળખી શકે ખરો.

આટલામાં ક્યાંય વઝીરમહમદ દેખાયો નહિ. કરીમખાને જાણ્યું કે તે ક્યાંક બહાર ગયો હશે. એથી તે નિશ્ચિંત બનીને અંજનકુમારને જ્યાં બેસાર્યો હતો તે ખંડમાં ગયો.

'આપને મંદિરમાં લઇ જવાની મને પરવાનગી મળી છે.' તેણે અંજનકુમારને કહ્યું.

'બહુ સારૂ, ચાલો.' એમ બોલતો અંજનકુમાર ઉભો થયો.

'ચાલો, મહાશય!'

અંજનકુમાર કરીમખાનની સાથે આ ખંડમાંથી બહાર નિકળ્યો. તેઓ મંદિરના મુખ્ય પ્રવેશદ્વાર તરફ જતા હતા. તેઓ થોડુંક આગળ ચાલ્યા ત્યાં પરશાળ તરફથી વઝીરમહમદ તેમની તરફ આવતો દૃષ્ટિગોચર થયો. તેને જોઇને કરીમખાન ચમક્યો, પરંતુ હવે વઝીરમહમદને કશો પણ ગુપ્ત સંકેત કરવાનો સમય રહ્યો ન હતો.

વઝીરમહમદને જોતાંની સાથે જ અંજનકુમાર તેને ઓળખી ગયો અને તેના આકળા સ્વભાવને અનુસરી તેના મુખમાંથી એકાએક અપશબ્દ સરી પડયો. વઝીરમહમદ પણ તેને જોઇને જાણે થીજી ગયો હોય તેમ થંભી ગયો અને આશ્ચર્યભરી ક્રૂરતાપુર્વક અંજનકુમારની સામે જોઇ રહ્યો. બંને એકબીજાને ઓળખી ગયા હતા.

ક્ષણભર સંપૂર્ણ નિઃસ્તબ્ધતા પ્રસરી રહી. માત્ર મકાનના ઉંડાણમાંથી આવતો વાજીંત્રનો ધીમો અને અધૂરો સરોદ એ નિરવતાનો ભંગ કરતો હતો.

મીસ મંજુલાના અપહરણને અંગે અંજનકુમાર જ્યોતિપ્રસાદને મળ્યો હતો. જ્યોતિપ્રસાદે અત્યારસુધીમાં કરેલી તપાસ ઉપરથી એક વાત સિદ્ધ થતી હતી. વસાણીના ખૂનની સાથે તથા મંજુલાના અને મી. વસાણીની નવલકથાની હસ્તપ્રતના અપહરણની સાથે આ ''વિશાલ ધર્મ મંડળ'ના સંચાલક તથા તેના સાગરીતોનો સંબંધ છે, એટલું તો સ્પષ્ટ થઇ ચુક્યું હતું. અંજનકુમાર પણ એ જાણતો હતો. પરંતુ એકાએક વઝીરમહમદને જોતાં તે ઉશ્કેરાઇ ગયો. આ માણસ મંજુલાના ખંડમાં પ્રવેશ્યો હતો, તેની સાથે અંજનકુમારને ઝપાઝપી થઇ હતી, અને અણીને વખતે

તે અંજનકુમારના સકંજામાંથા છટકી ગયો હતો. એથી સ્વાભાવિક રીતે જ તેને વઝીરમહમદ ઉપર ચીડ ચડી અને તે ઉછળ્યો.

વાઘ પોતાના શિકાર ઉપર કૂદે એવી રીતે કૂદીને તે વઝીરમહમદની પાસે પહોંચી ગયો અને તેનું ગળું પકડી તેને દીવાલની સાથે દબાવ્યો.

તે ગુસ્સાપૂર્વક બોલ્યો: 'બદમાશ! તે દિવસે મને થાપ આપીને તું છટકી ગયો હતો, પરંતુ આજે તું મારા પંજામાંથી કદી પણ-'

તે આગળ બોલી શકયો નહિ, કેમકે તેની પાછળથી લંબાએલો હાથ તેનું ગળું દબાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. એ હાથ કરીમખાનનો હતો.

અંજનકુમારના હાથની પકડ નરમ પડી, તેણે પોતાના ગળા અને ગર્દનની આસપાસ બીંસાએલા બેઉ હાથને જોરથી પકડી અળગા કર્યા. તે પાછળ ફર્યો અને તેણે પૂરા બળપૂર્વક કરીમખાનના જડબામાં એક મુક્કી લગાવી દીધી. એ મુક્કીના આઘાતથી કરીમખાન બાજુની દીવાલ સાથે અથડાયો. તેના તૂટી ગએલા દાંત અને નાકમાંથી લોહી નિકળવા લાગ્યું, અને બીજી મુક્કીથી બચવાને માટે તેણે પોતાનો હાથ ચહેરા તરફ ઉંચો કર્યો. પરંતુ એ પહેલાં તો અંજનકુમારની બીજી મુક્કી તેની બે આંખોની વચ્ચે નાકની દાંડી અને કપાળ ઉપર લાગી. કરીમખાનના પગ લથડયા અને તે જમીન ઉપર પડી ગયો.

'હવે આપણે બે જણા આપણો હિસાબ ચુકતે કરી લઇએ.' પુનઃ વઝીરમહમદ તરફ ફરીને અંજનકુમારે ઉચ્ચાર્યું: 'તું અત્યારે મને મળી ગયો એ બહુ સારૂં થયું. બોલ! મંજુલા ક્યાં છે? તેં તેને કયે સ્થળે છૂપાવી છે?'

વઝીરમહમદ દીવાલને અઢેલીને ઉભો હતો. તેનો હાથ તેના હાફકોટના ખીસ્સામાં ગયો, અને અંજનકુમાર તેનું કાંડું પકડે તે પહેલાં તેના ખીસ્સાનો ઉપલો ભાગ ઉપસેલો દેખાયો. અર્થાત તેના ખીસ્સાની અંદર રીવોલ્વર હતી અને એ તેણે અંજનકુમારની સામે તાકી રાખી હતી.

'અહીંથી જરીકે હલીશ નહિ, તેમ બુમ પણ પાડીશ નહિ !' જાણે ફરમાન કરતો હોય તેવી રીતે વઝીરમહમદ બોલ્યો : 'જો તું જરીકે હલ-ચલ કરીશ તો આ જ ક્ષણે કાળનો કોળીઓ બની જઈશ. સમજ્યો ને ?'

અંજનકુમાર પણ સમજી ગયો. તે જોઈ શક્યો કે આ માણસ તેનું ખૂન કરવામાં વાર લગાડે તેવો નથી. તેના ઉપસેલા ગજવા પરથી બંધૂકની નળીનો ખ્યાલ આવી શકતો હતો, અને તેનાં નેત્રો કહી આપતાં હતાં કે તે તેની ધમકીનો અમલ કર્યા વગર રહેશે નહિ.

તે વઝીરમહમદના ખીસ્સાના ઉપસેલા ભાગ તરફ જોઈ રહ્યો. વઝીરમહમદ તરફ લંબાએલા તેના બેઉ હાથ બાજુમાં સરી પડયા, અને તે બોલ્યો : 'ખરેખર. હું તારા સકંજામાં આવી ગયો છું. વાહ, હવે તું શું કરવા માગે છે ?'

* * *

## ૩૬ : બાજી પલટાઇ

અંજનકુમારે આસપાસ દૃષ્ટિ કરી. બે માણસોને બગીચામાં દાખલ થઇ, પરસાળ પર આવી મંદિરના પ્રવેશદ્વાર તરફ જતા જોયા. પરંતુ એ લોકોનું આ સ્થળે ઉભેલા વઝીરમહમદ તથા અંજનકુમાર તરફ લક્ષ ન હતું.

વઝીરમહમદે કહ્યું : 'તારા બેઉ હાથ ઉંચા કર, પાછળ ફરી જા અને આગળ ચાલીને પેલા ઓરડાનું દ્વાર ખુલ્લું છે, તેની અંદર દાખલ થા.'

તેની આજ્ઞાનું અનુસરણ કર્યા વગર અંજનકુમારને માટે બીજો કોઇ માર્ગ ન હતો. વઝીરમહમદે તેના ગજવાની અંદરથી પિસ્તોલ કાઢીને અંજનકુમારની પીઠ પર દબાવી અને બીજે હાથ અંજનકુમારના ગજવાની અંદર નાંખી તેમાંથી નાની રીવોલ્વર લઇ લીધી : 'વારૂ, હવે ચાલો ઓરડાની અંદર દાખલ થાઓ.'

અંજનકુમાર ધીમા પગલે ચાલવા લાગ્યો અને પિસ્તોલ તેની પીઠ પર દબાઇ. વઝીરમહમદ પુનઃ બોલ્યો : 'ધીમો કેમ ચાલે છે? ઉતાવળાં પગલાં ભર.'

અત્યારે આ બદમાશની સામે દલીલ કરવાનો મોકો ન હતો. અંજનકુમારને પોતાની નિર્બળતા માટે તથા સમયસૂચકતાની ખામી માટે જ મનમાં લાગી આવતું હતું. તે મનમાં પોતાની મૂર્ખતા પર હસતો ઓરડાની અંદર જવા લાગ્યો. એ વખતે બહાર ચાલીમાં પડેલા કરીમખાનને સળવળતો અને કણસતો સાંભળ્યો.

અત્યારે તેને જ્યોતિપ્રસાદ અને અરૂણનું સ્મરણ થયું. એ બેઉ જણા આ જ મકાનમાં હતા. ઘણું કરીને મંદિરના મંડપની અંદર હોવા જોઇએ. તેઓ તેનાથી દૂર ન હતા, પરંતુ અત્યારે તેઓ તેને ઉપયોગી થઇ શકે તેમ ન હતા. હવે શું કરવું એ વિષે મનમાં ને મનમાં તે વિચાર કરવા લાગ્યો.

બેઉ જણા ઓરડામાં દાખલ થયા બાદ થોડી વારે અંજનકુમાર બોલ્યો: 'બોલો! હવે તમારી શી ઇચ્છા છે અને તમે શું કરવા માગો છો?'

'તમે એકાદ બે મીનીટ આ ઓરડામાં રહેજો. કોઇનું પણ ધ્યાન ખેંચવાને માટે આ ઓરડાના બારણા પર જરી પણ અવાજ કરશો નહિ. જો અવાજ કર્યો તો તુરત જ તમે ખલાસ થઇ જશો. મારી આ પિસ્તોલ જોઇ, તેની ઉપર સાઇલેન્સર ચડાવેલું છે. તેનો મોટો અવાજ થાય તેમ નથી. એટલે આ પિસ્તોલ તમારો અંત લાવી દેશે; જ્યારે અહીં શું બન્યું, તેની બીજા કોઇને તો કલ્પના પણ નહિ આવે.'

એટલું કહીને વઝીરમહમદ એ ખંડમાંથી બહાર ચાલ્યો ગયો. અંજનકુમાર બારણા તરફ જોઇ રહ્યો. બારણું બંધ થયું. તેની કળમાં ચાવી ફરતી સંભળાઇ. ત્યારબાદ કોઇ માણુસ ઘસડાતો હોય અને કણુસાતો હોય એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો.

એ ઉપરથી સમજી શકાતું હતું કે આ બદમાશ તેનો સાથી એ સ્થિતિમાં કોઈની નજરે ન પડે એ માટે તેને કોઇ સલામત સ્થળે લઇ જતો હોવો જોઇએ. એ કાર્યમાં તેને વધુ વખત નહિ લાગે અને પછી—

પછી શું? તે આ ઓરડાનું બારણું તોડયા સિવાય બહાર નિકળી શકે તેમ ન હતો. બારણું પણ વજનદાર અને મજબૂત હતું. તેને તોડતાં સામાન્ય રીતે વખત લાગે. તે દરમ્યાન તો પોતાને સપડાવનાર બદમાશ અહીં આવી પહોંચે. વળી અત્યારે તેની પાસે કશું હથિયાર પણ ન હતું. એટલે હમણાં તો જે થાય તે જોયા કરવું અને પછી જો કોઇ મોકો મળી જાય તો તેનો લાભ લેવો. એ પ્રમાણે તે વિચાર કરતો હતો.

આ ઓરડામાં એક પણ બારી ન હતી. સ્વરક્ષણ કરી શકાય એવું શસ્ત્ર પણ ન હતું. આ બદમાશોનું મંડળ કેટલું ભયંકર છે તેનો ખ્યાલ હવે તેને આવતો હતો, અને આ મકાનની અંદર છૂપા

વેશમાં દાખલ થઇ, તેનું રહસ્ય પામવાની જ્યોતિપ્રસાદની ચતુરાઇ માટે તેના મનમાં માન પેદા થતું હતું.

તેણે આસપાસ દૃષ્ટિ કરી. બીજું કોઇ હથિયાર તો ન દેખાયું, પરંતુ દિવાલ પાસે પડેલી એક ખુરસી તેણે ઉપાડી. એ લાકડાની વજનદાર ખુરસી હતી. આવા સમયમાં જો મોકો મળી જાય તો તેનો પૂરો ઉપયોગ થઇ શકે તેમ હતો. પરંતુ એ મોકો મળશે કે કેમ, એ જ એક મોટો પ્રશ્ન હતો.

થોડી વારે પુનઃ દ્વાર ખુલ્યું અને તેને સપડાવનાર બદમાશ તેની દૃષ્ટિએ પડયો. તેના હાથમાં તાકેલી પિસ્તોલ હતી. તેણે મજાકભર્યું સ્મિત કરતાં ઉચ્ચાર્યું: ' મી. અંજનકુમાર! મારી સાથે ચાલો. '

અંજનકુમાર ઓરડાના પ્રવેશદ્વારમાંથી બહાર આવ્યો તે વખતે તેની સામે પિસ્તોલ રાખીને વઝીરમહમદ દીવાલ સરસો ઉભો રહ્યો.

' આ બાજુએ ચાલો. ' પરશાળમાંથી આ ચાલમાં આવવાનો દરવાજો હતો, તેની વિરૂદ્ધ દિશા તરફ આંગળી ચીંધીને તે બોલ્યો.

અંજનકુમારે પરશાળની દિશા તરફ જોયું તો ત્યાં જે દ્વાર હતું તે બંધ કરેલું દેખાયું. અર્થાત આ સ્થળે કશું પણ બને તો પરશાળ પરથી બહારના કોઇ માણસ જોઇ શકે તેમ ન હતા.

' મીસ્તર! શું તમે એમ માનો છો કે હું અહીં આવ્યો છું એની કોઇને ખબર નથી? ' અંજનકુમારે પિસ્તોલધારીને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

તે વખત ગાળવા માગતો હતો. તેમ જ પોતાની સામે તાકવામાં આવેલી પિસ્તોલ અને પોતાની વચ્ચે કેટલું અંતર છે, એની પણ મનમાં ને મનમાં ગણત્રી કરતો હતો.

પિસ્તોલધારીના પંજામાંથી છટકવાનું સહેલું ન હતું. તથાપિ તે નિરાશાવાદી ન હતો. તેને લાગતું હતું કે જો નસીબ યારી આપે તો અત્યારની ભયંકર સ્થિતિમાંથી પણ પાર પડી શકાય ખરૂં. આ પિસ્તોલધારી એક ક્ષણને માટે બેદરકાર બને એટલું જ માત્ર તે માગતો હતો. તેની એ બેદરકારીનો લાભ લેવાનું તે ચૂકે તેમ

ન હતો. પિસ્તોલના બળે આ માણસ તરફથી થતું અપમાન તેને માટે અસહ્ય બની ગયું હતું.

પિસ્તોલધારી બોલ્યો : 'વાતો કરવી છોડી દો અને સીધેસીધા આગળ ચાલો.'

'નહિતર શું તમે ગોળીબાર કરશો?' અંજનકુમારે સવાલ કર્યો.

'એ તમને થોડા સમયમાં જ જણાશે.'

અંજનકુમાર બોલ્યો: 'ગોળીબાર કરવો એ કાંઇ સહેલી વાત નથી. આ મકાનમાં સેંકડો માણસો એકઠા થએલા છે. ભલે તમે તમારી પિસ્તોલ પર સાઇલેન્સર ચડાવ્યું હોય, તો પણ આવા બંધીયાર મકાનમાં તેનો અવાજ સંભળાયા વગર રહેવાનો નહિ.'

અને અંજનકુમારનો હેતુ સિદ્ધ થયો. સ્વાભાવિક રીતે જ પિસ્તોલધારીની દૃષ્ટિ તેણે હાથમાં પકડેલા શસ્ત્ર તરફ ગઇ અને તે જ ક્ષણે એક મોટી ફાળ ભરીને અંજનકુમાર તેની ઉપર કૂદ્યો.

તેના પ્રતિસ્પર્ધીને અંજનકુમારની યુક્તિ સમજાઇ ગઇ. તે સહેજ પાછો હટયો અને તેણે પિસ્તોલનો ઘોડો દબાવ્યો.

સર્પની જીભ માફક પિસ્તોલની નળીમાંથી પ્રકાશ નિકળ્યો અને સોડાવોટરની બાટલી જેવો સાધારણ ફટ કરતો અવાજ થયો. પરંતુ એક ક્ષણના થએલા વિલંબનો લાભ અંજનકુમારને મળી ગયો. એ ગોળી અંજનકુમારના હાથ પાસે થઇને પસાર થઇ ગઇ, અને તે જ ક્ષણે તેણે તેના પ્રતિસ્પર્ધીનું કાંડું જોરથી પકડીને મચકોડયું. તે સાથે તેનો જમણો હાથ પિસ્તોલધારીના ગળા પાસે ગયો અને તેણે જોરથી તેનો હડીઓ દબાવ્યો. તેના હાથમાંથી પિસ્તોલ જમીન પર સરી પડી અને એ બદમાશને તે દીવાલ પાસે લઇ ગયો.

'હવે તો બાજી પલટાઇ ગઇ છે.' અંજનકુમાર મનોગત બોલ્યો: 'એટલે મને આશા છે કે આ 'વિશાલ ધર્મ મંડળ'ના મંદિરનું રહસ્ય જાણવાની તક મને મળી શકશે ખરી.'

* * *

## ૩૭ : અંજનકુમાર અવલોકે છે

પિસ્તોલધારીની જીભ તેના બે હોઠ વચ્ચેથી નિકળી પડી અને તેના મુખમાંથી લાળ દદડવા લાગી. તે શરીરે કદાવર અને મજબૂત હતો. પરંતુ અંજન કુમારે તેનો હડીઓ એટલા જોરથી દબાવ્યો હતો કે તેનામાં અંજનકુમારની સાથે લડવાનું જોર રહ્યું ન હતું.

છતાં પણ તેણે તેનો એક પગ ઉંચો કરીને અંજનકુમારના પેડુમાં ઢીંચણ લગાવ્યું. એથી ગુસ્સે થએલા અંજનકુમારે તેના પ્રતિસ્પર્દ્ધીનું મસ્તક જોરથી દીવાલ સાથે અફાળ્યું. એક વાર, બે વાર અને ત્રીજી વાર અફાળતાં પિસ્તોલધારીના પગ લથડયા, તે જમીન પર પડી ગયો અને બેભાન બની ગયો.

અંજનકુમારે આમતેમ બેઉ બાજુએ દૃષ્ટિ કરી. આ ચાલીની અંદર કોઇ પણ ન હતું. મંદિરની અંદર સભાની કાર્યવાહી શરૂ થઇ ગઇ હતી. એટલે આ તરફના ભાગમાં કોઇ માણસ હોવાનો સંભવ પણ ન હતો.

નીચે નમીને તેણે આ માણસને બે હાથ વડે ઉંચો કર્યો અને તેને ઘસડતો ઉઘાડા બારણામાં થઇને ઓરડામાં લઇ ગયો.

આ માણસ થોડો સમય તો આવી બેભાન દશામાં રહેશે એમ તે માનતો હતો. એટલે હવે જેને પ્રથમ બેભાન બનાવ્યો હતો, તેને શોધી કાઢવો જોઇએ. એ બેઉ જણાની મનધારી વ્યવસ્થા થઇ જાય તો પોતે સ્વતંત્રપણે આ મકાનનું અવલોકન કરી શકે.

પિસ્તોલધારીના હાથમાંથી જમીન પર પડેલી પિસ્તોલ તેણે લઇ લીધી, અને તે પિસ્તોલ હાથમાં રાખીને બીજા માણસની તપાસ કરતો આગળ ચાલ્યો. એ માણસ જો કદાચ શુદ્ધિમાં આવી ગયો હોય તો એ તેની પિસ્તોલનો ઉપયોગ કરે એવી ભીતિ હતી. જો એમ બને તો તેનો સામનો કરવાને અંજનકુમાર તૈયાર હતો.

તેને બહુ દૂર જવું ન પડયું. ચાલીમાં જુદા જુદા ઓરડાનાં દ્વાર ઉઘાડીને ઓરડાની અંદર તપાસ કરી. ત્રીજા ઓરડાનું દ્વાર

બોલતાં જેનું નામ કરીમખાન હતું, તે માણસ બે હાથે મસ્તક પકડીને એક ખુરસી પર બેઠેલો જોવામાં આવ્યો. તેના મુખમાંથી હજી પણ લોહી નિકળતું હતું અને તે સંપૂર્ણ સ્વસ્થ બની શકયો ન હતો.

'તું ચાલ મારી સાથે !' તેને ગરદનમાંથી પકડીને ઉભો કરતો અંજનકુમાર બોલ્યો.

એ માણસે તેના હાથમાંથી છૂટવાનો યત્ન કર્યો, પરંતુ અંજ-કુમારે તેના પડખામાં પિસ્તોલ દબાવીને તેને શાંત બનાવી દીધો. તે આ માણસને ઘસડતો જે ઓરડામાં વઝીરમહમદ જમીન પર બેભાન દશામાં પડયો હતો ત્યાં લાવ્યો. તેણે કરીમખાનને ધક્કો મારીને એક ખુરસી પર નાંખ્યો અને ત્રણ રૂમાલો વડે તેને એ ખુરસીની સાથે જકડીને બાંધી લીધો.

હવે તેની પાસે રૂમાલનો પુરવઠો ખપી ગયો હતો. એટલે વઝીરમહમદને બાંધવાને માટે કોઇ બીજો ઉપાય કરવાની જરૂર હતી. એથી તેણે વઝીરમહમદનું ખમીસ ફાડી નાંખ્યું. અને કરીમખાનની નજીક બીજી ખુરસી હતી તે ખુરસી પર વઝીરમહમદને બેસારી, તેને પણ તેના ખમીસના બનાવેલા લીરાથી જકડીને બાંધી લીધો. એ જ રીતે ખમીસના કપડાના ડુચા બનાવી બેઉનાં મ્હોંમાં બરાબર ભરાવી, બંનેનાં મુખ બાંધી દીધાં. એથી તેઓ બરાબર શુદ્ધિમાં આવી જાય તો પણ બૂમ પાડી શકે નહિ. ચમકતાં નેત્રો વડે અંજનકુમાર આ બેઉની સામે જોઇ રહ્યો : 'હવે તમે બેઉ જણા અહીં શાંતિથી બેસી રહેજો.'

તેણે પોતાની પિસ્તોલ પણ મેળવી લીધી. તેની પાસે બે પિસ્તોલો થઇ. ઓરડામાંથી બહાર નીકળી બારણું બંધ કરી ચાવી વડે તેની કળ વાસી દીધી અને ચાવીને ગજવામાં મૂકી.

'ચાલો, હવે આપણે આ મકાનનું અવલોકન કરીએ.' તે મનોમન બોલ્યો.

સૌથી પ્રથમ તો તે જ્યોતિપ્રસાદને શોધી કાઢવા માગતો હતો. એટલે આ ચાલમાં થઇને પરશાળ તરફ જવા લાગ્યો. પરશાળ ઉપર

અત્યારે કોઇ પણ માણુસ ન હતું. અંજનકુમાર માનતો હતો કે જ્યોતિપ્રસાદ અને અરૂણુ મંદિરની અંદર હોવા જોઇએ. એટલે કાળા પડદાથી ઢંકાયેલ દ્વારમાં થઇને તેણે મંદિરવાળા ખંડમાં પ્રવેશ કર્યો. અંજનકુમારે તો અત્યારે આ મંદિરમાં પહેલવહેલો જ પ્રવેશ કર્યો છે, પરંતુ આપણે તેની અંદર બે વખત પ્રવેશી ચૂકયા છીએ. એક વાર પ્રબોધચંદ્રની સાથે, અને બીજી વખત પ્રબોધચંદ્ર બંગાળી જાગીરદાર તથા તેના સેક્રેટરીને આ મંડપમાં લાવેલો તે વખતે આ મંદિર આપણે જોયું છે, એ વખતે મંદિરમાં કોઇ ન હતું, જ્યારે અત્યારે તો અહીં પુષ્કળ માણુસો દશ્યમાન થતાં હતાં.

અંજનકુમાર મંદિરમાં દાખલ થઇ દીવાલ પાસે સરકીને એક બાજુએ ખૂણામાં જઇને ઉભો રહ્યો. પોતાની તરફ કોઇનું ધ્યાન ખેંચાયા સિવાય પોતે બધું જોઇ શકે એવી તેની ઇચ્છા હતી. કારણુ કે તે આ મકાનમાં આવેલો છે એવું પ્રબોધચંદ્રના સાગરીતોના જાણુવામાં આવ્યું હોય અને તેઓ તેને જુએ તો નકામી ઉપાધિ થઇ પડે.

સામે વ્યાસપીઠ હતી. તેની ઉપર વિશાખા માતાની પ્રતિમા પાસે ઘીના દીપકો જળહળતા હતા. વ્યાસપીઠની નીચે થોડું અંતર રાખીને ખુરસીઓની હાર કરવામાં આવી હતી. બે હારની વચ્ચે એક માણુસ આસાનીથી ચાલી શકે તેટલું અંતર રાખવામાં આવ્યું હતું. બધી ખુરસીઓ શ્રોતાજનોથી ચિક્કાર ભરાઇ ગઇ હતી. ઘીના દીપકો ઉપરાંત વીજળીના ગ્લોબ પણુ પ્રકાશી રહ્યા હતા. એક ધૂપદાનીમાંથી વિસ્તરતો ધૂમ્ર આખાય મંડપમાં મઘમઘાટભરી માદક સુવાસ પ્રસરાવી રહ્યો હતો.

વ્યાસપીઠ ઉપર માતાજીની પ્રતિમાની એક બાજુએ એક ટેબલ અને તેની પાછળ ચાંદીના પતરાથી મઢેલી ગાદીવાળી ખુરસી હતી. તે ખુરસી અને ટેબલની વચ્ચે એક માણુસને ઉભેલો અંજનકુમારે જોયો. તેણે આસમાની ઝાંયવાળો લાંબો રેશમી ઝબ્બો શરીર પર ધારણુ કર્યો હતો. તેના મસ્તકના આગલા ભાગમાં તાલ પડેલી હતી. તેનો ચહેરો ગૌરવર્ણીય અને મોહક હતો. તે અદબ વાળીને ઉભો

હતો. અંજનકુમાર સમજી શકયો કે આ પોતે જ પ્રબોધચંદ્ર પિંઢાકર હોવો જોઈએ.

તે અત્યારે વ્યાખ્યાન આપી રહ્યો હતો. તેના અવાજમાં એક પ્રકારનું અનેરૂં માધુર્ય હતું. શ્રોતાઓ જાણે મુગ્ધ બનીને તેના મુખમાંથી નીકળતાં વાકયોનું પાન કરતાં હોય એમ લાગતું હતું. તેના અવાજ સિવાય બીજો કશો પણ અવાજ સંભળાતો ન હતો. અંજનકુમારે અગાઉ અનેક સભાઓ જોઈ હતી; પરંતુ તમામ શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દેનાર વ્યાખ્યાતાની જાદુઈ શક્તિ તો આજે તેણે પહેલવહેલી જ જોઈ. જાણે આ માણસે આખા શ્રોતાસમાજ ઉપર હિપ્નોટીઝમ કર્યું હોય, એવી રીતે બધાં તેની સામે જોઈ રહ્યાં હતાં.

અંજનકુમાર અહીં કાંઈ તેનું વ્યાખ્યાન સાંભળવાને માટે આવ્યો ન હતો, તેમ જ તેના દિલમાં પ્રબોધચંદ્રને માટે કોઈ સદ્ભાવ પણ ન હતો. તેની આંખો તો જ્યોતિપ્રસાદને શોધતી હતી, અને તેથી ખુરસી પર બેઠેલા શ્રોતાસમાજ તરફ તેની દૃષ્ટિ વળી. તે જ્યોતિપ્રસાદ અને અરૂણને શોધવા માટે દરેકેદરેક હારનું નિરીક્ષણ કરવા લાગ્યો.

શ્રોતાઓમાં સ્ત્રીઓ હતી, પુરૂષો પણ હતા. તેમના પોષાક ઉપરથી તેઓ શ્રીમંત લાગતાં હતાં. પ્રબોધચંદ્રે ગોઠવેલી અદ્‌ભુત બાજીમાં આ શ્રીમંત માનવીઓ પૂરેપૂરાં ફસાયાં છે એમ અંજનકુમારને થતું હતું. પરંતુ અહીં જ્યોતિપ્રસાદ કે અરૂણ કયાંય દૃષ્ટિએ પડતા ન હતા. પુનઃ એકવાર તેણે તમામ હારોનું નિરીક્ષણ કરી લીધું અને તેની ખાતરી થઈ કે એ બે જણા આ મંડપની અંદર નથી.

‘ તેઓ અહીં નથી લાગતા. ’ તે મનોગત બોલ્યો : ‘ ત્યારે તેઓ કયાં હશે ? ’

ક્ષણવાર તેનું મન સહજ અસ્વસ્થ બન્યું, તેણે બે માણસોને બાંધીને ઓરડામાં રાખ્યા હતા. એટલે જ્યોતિપ્રસાદને શોધી કાઢી

તેને મળીને બધી હકીકતથી માહિતગાર કરવાની તથા હવે શું કરવું એ માટે માર્ગ મેળવવાની તેની ઇચ્છા હતી. પરંતુ અહીં તેઓ દેખાતા ન હતા. એ તેને માટે ભારે ચિંતાનો વિષય થઇ પડયો હતો.

પ્રબોધચંદ્ર પિંઢારકરનું વ્યાખ્યાન ચાલુ જ હતું. તે વખતે તેના જેવો જ પોષાક પહેરેલા તેના બે સાગરીતો હાથમાં જર્મન સીલ્વરની રકાબીઓ લઇને શ્રોતાગણની વચ્ચે ફરવા લાગ્યા. ટપોટપ એ રકાબીઓમાં ચાંદીના સીક્કા અને નોટો પડવાં લાગ્યાં. અંજનકુમાર એ જોઇને મનમાં હસવા લાગ્યો. મુર્ખા માણુસોની વચ્ચે આવા ધુતારાઓ વસતા હોય ત્યાં બીજું થાય પણ શું? હવે અહીં વધુ વખત ઉભા રહેવાનું તેને ઠીક ન લાગ્યું. તે આવ્યો હતો તેવી રીતે સરકીને કાળા પડદાની બહાર નિકળી ગયો.

તે આરસના પત્થરની લાદીવાળી પરશાળ પર આવ્યો. અહીં પણ અંદરથી પ્રબોધચંદ્રના વ્યાખ્યાનનો અવાજ સંભળાતો હતો. તે ક્ષણભર આ સ્થળે ઉભો રહ્યો. તેને લાગ્યું કે કોઇ અણધાર્યા કારણને લીધે જ્યોતિપ્રસાદ તથા અરૂણ અહીં આવી શકયા નહિ હોય.

'ત્યારે તો અહીંનું કાર્ય મારે એકલાએ જ ઉકેલવાનું રહે છે.' તે વિચાર કરતો મનોગત બોલ્યો: 'જ્યારે ત્યારે પણ, પ્રબોધચંદ્રના શાગીર્દોને મેં બાંધીને ઓરડામાં પૂરી રાખ્યા છે એ વાત, આ મંદિરની અંદરના બીજા માણસોના જાણવામાં આવશે. તેથી તેઓના દિલમાં સ્વાભાવિક રીતે જ શંકા પેદા થશે. એમ બનતાં જો મીસ મંજુલાને તેમણે આ સ્થળે રાખી હશે તો તેઓ તેને અહીંથી ઉપાડીને કોઇ અન્ય સ્થળે છુપાવી દે એ બનવાજોગ છે.'

તે પરશાળમાં થઇને કરીમખાન પ્રથમ તેને લઇ ગયેલો એ ચાલમાં ગયો. અત્યારે માતાજીના મંડપમાં વ્યાખ્યાન ચાલતું હતું, અહીં કોઇ ન હતું, એટલે આ સ્થળનું અવલોકન કરવાની તેને તક હતી. એવી તક ફરીથી મળવાનો સંભવ ન હતો.

જે ઓરડામાં બે શાગીર્દોને પૂરી રાખ્યા હતા, તેના દ્વાર પાસે જઇને થોડી વાર તે ઉભો રહ્યો. અંદરથી કશો પણ અવાજ આવતો ન હતો. તેઓ જેવી ને તેવી બંધનવશ સ્થિતિમાં હોવા જોઇએ એવી તેણે કલ્પના કરી. પછી તે આગળ ચાલ્યો. ચાલતાં કશો પણ અવાજ ન થાય તેની સંભાળ તે રાખતો હતો.

તેણે જુદા જુદા ઓરડા ઉઘાડીને તેની અંદર તપાસ કરી જોઇ.

આગળ ચાલતાં સામે એક દ્વાર દૃષ્ટિએ પડયું. તેની તીરાડમાંથી ઠંડો પવન આવતો હતો, તેણે એ બારણું ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેને ચાવી દઇને બંધ કરેલું હતું.

સહેજ પાછળ હઠીને તેણે જોરથી બારણા પર એક પાટુ લગાવી, પરંતુ બારણાએ મચક આપી નહિ. એથી ક્રોધે ભરાઇ તેણે વિશેષ જોરથી બીજી પાટુ લગાવી અને બારણું તૂટયું. એ બારણું જમીન પર પડે તે પહેલાં જ તેણે કૂદીને તેને પકડી રાખ્યું અને બાજુએ મૂકી દીધું. અંદર જુએ છે તો નીચે જતાં પગથિયાં દૃષ્ટિએ પડયાં.

અંજનકુમારને લાગ્યું કે નીચે ભોંયરામાં જવા માટેનો આ રસ્તો હશે. નીચે ઉંડાણમાં વીજળીનો દીવો પ્રકાશતો હતો. તેનાં કિરણો પત્થરનાં પગથિયાં ઉપર પડતાં હતાં. તે એ પગથિયાં પર ઉતરીને નીચે આવ્યો. અહીં બે બાજુએ બે ઓરડા દેખાતા હતા. તેમાંથી એક ઓરડાના બારણાનું હેન્ડલ ફેરવીને બારણું ઉઘાડી અંદર દૃષ્ટિ કરી, પરંતુ ત્યાં કોઇ પણ દેખાયું નહિ. એટલે એ ઓરડો તેણે બંધ કરી દીધો. ત્યારબાદ બીજા ઓરડાના બંધ દ્વાર પાસે તે ગયો. એ ઓરડો ઉઘાડવાનું તે કરતો હતો ત્યાં તેની અંદરથી કટકટ કટાકટ–ખટખટ ખટાખટ–એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે સ્તબ્ધ બનીને ઉભો રહ્યો. ગજવામાંથી પિસ્તોલ કાઢીને તેણે તૈયાર રાખી.

*　　*　　*

## ૩૮ : પુનઃ સપડાયો

'આ શાનો અવાજ હશે ?' તે મનોગત બબડયો. તેણે પિસ્તોલ સામે દૃષ્ટિ કરી. અંદરથી અવાજ આવતો હતો. એટલે ઓરડામાં કોઇ માનવી હોવું જોઇએ એવી તેણે કલ્પના કરી. ત્યારે એ માનવી કોણ હશે ?

બારણું ખાલી બંધ હતું. સહેજ ધક્કો મારતાં તે ઉઘડી ગયું. ઓરડાની અંદરના વીજળીના ચમકારભર્યા પ્રકાશથી ક્ષણભર તેનાં નેત્રો અંજાઇ ગયાં. તે પિસ્તોલ તાકીને બારણાની વચ્ચે ઉભો રહ્યો. ઓરડાની અંદરથી એક ચીસ સરી પડી.

'બેઉ હાથ ઉંચા કર, બદમાશ !' પિસ્તોલ તાકતો અંજનકુમાર બોલ્યો. તેણે સાંભળેલી ચીસ ઉપરથી ઓરડામાં કોઇ માણસ હોવાનું સાબિત થયું : 'બીલકુલ બૂમ ન પાડીશ. નહિતર હું—'

પરંતુ તે એ વાક્ય પૂરૂં કરી શકયો નહિ. હવે તે ઓરડાની અંદર બરાબર જોઇ શકતો હતો. ઓરડાની અંદર આવશ્યક ફરનિચર ગોઠવેલું હતું. એક ટેબલની બાજુમાં પડેલી ખુરશી ઉપર કોઇ બેઠું હતું, જે ખટખટાટભર્યો અવાજ તેના સાંભળવામાં આવ્યો હતો, તેનું કારણ હવે તેના સમજવામાં આવ્યું.

ખુરશી પર એક યુવતી બેઠી હતી. જેની પ્રત્યે અંજનકુમારનું આકર્ષણ થયું હતું તે મીસ મંજુલા જ તેની દૃષ્ટિએ પડી. ટેબલ ઉપર ટાઇપરાઇટર હતું. તેની બાજુમાં એ ટાઇપરાઇટર ઉપર ટાઇપ કરેલા કાગળો પડેલા હતા. મંજુલા ટાઈપરાઇટર ઉપર કાગળ ટાઇપ કરતી હતી, તેનો અવાજ બહારથી અંજનકુમારના સાંભળવામાં આવ્યો હતો. તેની દૃષ્ટિ ટાઈપ કરેલા કાગળો તરફ ગઇ. એ એક પુસ્તક હતું. તેનું મુખપૃષ્ઠ દેખાયું અને તે બોલી ઉઠયો :

'અહો ! આ તો 'ચમત્કારિક નવલકથા !' મી. વસાણીનું છેલ્લું પુસ્તક !' અને તે ક્ષણભર આ યુવતી તરફ તથા એ ટાઇપ કરેલા પુસ્તક તરફ જોઇ રહ્યો.

જ્યોતિપ્રસાદે એવી શંકા દર્શાવી હતી કે મંજુલાને આ મકાનની અંદર કોઈ પણ સ્થળે રાખેલી હોવી જોઈએ, પરંતુ તે આવી રીતે શાંતિપૂર્વક ટાઈપરાઈટર ઉપર વસાણીની છેલ્લી નવલકથાની નકલ કરી રહી હશે, એવી તો અંજનકુમારને કલ્પના પણ ન હતી. આ નકલ કરવાનું કારણ શું હશે? કદાચ મૂળ નવલકથામાં કોઈ ફેરફાર કરવામાં આવ્યો હશે. જો એમ ન હોય તો આ નવલકથાને ફરીથી ટાઈપ કરવાનું કોઈ પણ કારણ ન હતું. એ ફેરફાર શો હશે? કેવા પ્રકારનો હશે? શા માટે કરવામાં આવ્યો હશે? એવા અનેક વિચારો ક્ષણ માત્રમાં અંજનકુમારના મગજપટ પર ઉભરાયા.

તે અચાનક આ ઓરડામાં દાખલ થવાથી મંજુલા પણ અંજનકુમારના જેટલી જ આશ્ચર્યચકિત બની ગઈ હતી અને અંજનકુમારની સામે તાકી રહી હતી.

એકાદ મીનિટ તો બંને જણાં સ્તબ્ધ રહ્યાં. તે પછી મંજુલા બોલી: 'કોણ! મી. અંજનકુમાર તો નહિ? પણ—પણ તમે અહીં ક્યાંથી! અને તમે મારી સામે આ પિસ્તોલ શા માટે તાકી રાખી છે?'

'એ વાત પછી. પરંતુ પહેલાં તું કહે, તું અહીં શા માટે આવી છે અને આ શું કરી રહી છે? મી. લક્ષ્મીનંદન વસાણીની આ છેલ્લી નવલકથા છે, એની તું નકલ કરી રહી હોય એમ લાગે છે. તો કહે, આ નકલ કરવાનું કારણ શું?'

જો અત્યારે તેણે આ ઓરડામાં મંજુલાને કેદ થયેલી અને ગભરાયેલી જોઈ હોત તો તેને કશું પણ આશ્ચર્ય થાત નહિ. કારણ કે એ પ્રકારની તો તેની કલ્પના જ હતી. પરંતુ અહીં તો મંજુલા મી વસાણીના છેલ્લા પુસ્તક ' ચમત્કારિક નવલકથા'ની શાંતિથી, જાણે પોતાના જ મકાનમાં બેઠી હોય તેવી રીતે નકલ કરી કરી હતી. તેણે આ યુવતીને માટે જે જે વિચારો કરી રાખેલા, તેમાં તે નિરાશ બન્યો અને અત્યારે તેને આ સ્થિતિમાં કામ કરતી જોઈને અંજન-

કુમારના દિલને ભારે આઘાત લાગ્યો. તે આ યુવતીને બદમાશોના પંજામાંથી બચાવવાનો યત્ન કરી રહ્યો હતો, એ બદમાશોને સપડાવવા માટે જ્યોતિપ્રસાદની મદદ લઇ રહ્યો હતો, જ્યારે આ છોકરી એ જ બદમાશોને તેમના કોઇ ગુનાહિત કાર્યમાં મદદ કરી રહી હતી! શું આ સાચું હશે? અત્યારની પરિસ્થિતિ તેના આશ્ચર્યમાં વધારો કરી રહી હતી. શું માનવું અને શું નહિ, એ તેનાથી સમજી શકાતું ન હતું.

તેણે ટાઇપરાઇટરની બાજુમાં પડેલી હસ્તપ્રત તરફ આંગળી નોંધી.

'શું તું આ હસ્તપ્રત પ્રબોધચંદ્રની પાસે લાવી હતી?' પિસ્તોલ ગજવામાં મૂકીને તેણે મંજુલાને પ્રશ્ન કર્યો.

મંજુલાએ કશો જવાબ ન આપ્યો. તેનાં નેત્રો અંજનકુમારની પાછળ દ્વાર તરફ વેધાઇ રહ્યાં હતાં. અંજનકુમારે પણ તેની પાછળ કશોક અવાજ સાંભળ્યો. તે એકદમ ફરી ગયો, તેનો હાથ ગજવા તરફ ગયો, પરંતુ તેનો હાથ ગજવામાં પડેલી પિસ્તોલને સ્પર્શ કરે તે પહેલાં જ તેના પડખાને એક પિસ્તોલની નળીનો સ્પર્શ થયો.

'મી. અંજનકુમાર! ગજવામાંથી પિસ્તોલ બહાર કાઢવાની જરૂર નથી.' તેના કાનની નજીકમાં જ કોઇનો મંજુલ અવાજ સંભળાયો: 'તમે શાંત અને સ્થીર ઉભા રહો.'

આગંતુક પ્રબોધચંદ્ર પોતે જ હતો, માતાજીના મંડપમાં જે પોષાકમાં તે વ્યાખ્યાન આપી રહ્યો હતો એ જ પોષાક અત્યારે પણ તેના અંગ ઉપર હતો. અત્યારે સભાની કાર્યવાહી પૂરી થયેલી લાગતી હતી, અને પ્રબોધચંદ્ર પણ કાંઇ એકલો ન હતો.

તેની પાછળ સ્હેજ અંતર પર એક માણસ ઉભો હતો. અંજનકુમારે ઉપરના ભાગમાં ઓરડામાં જે બે જણાને બંધનવશ સ્થિતિમાં રાખ્યા હતા તેમાંનો એક આ માણસ હતો. તે વૈરપૂર્ણ દૃષ્ટિથી અંજનકુમારની સામે જોઇ રહ્યો હતો. તેઓ ઉપરથી અહીં

આવ્યા, તે વખતે તેમણે તેમનાં પગલાંનો જરી પણ અવાજ થવા દીધો ન હતો. આ બધું કેવી રીતે બન્યું હશે તે સમજી શકાતું હતું. સભાની કાર્યવાહી પૂરી થયા પછી ઓરડામાં પૂરાયેલા સાગરીતનો પત્તો પ્રબોધચંદ્રને લાગ્યો હશે, તેઓ શુદ્ધિમાં આવી ગયા હશે. તેમને મુક્ત કરી, અંજનકુમારની તપાસ કરતા તેઓ આ તરફ આવ્યા હશે અને ભોંયરાનું દ્વાર તૂટેલું જોવાથી એ અંજનકુમારનું કામ હોવાનું તેમણે માની લીધું હશે, અને તેથી તેનો પીછો લેતા તેઓ આ ખંડમાં આવેલા હોવા જોઈએ.

અંજનકુમારે બેઉ હાથ ઉંચા કર્યા. પ્રબોધચંદ્રનાં નેત્રો ઉપરથી તે જોઈ શક્યો હતો કે જો પોતે સામો થવાનો પ્રયત્ન કરશે તો આ ક્ષણે જ એ તેને પૂરો કરી દેશે.

'વારૂ, કરીમખાન! આની ઉપર બરાબર નજર રાખજે.' પ્રબોધચંદ્ર બોલ્યો : 'જો, એક વાર તેં ભૂલ કરી હતી. બીજી વખત એવી ભૂલ થવા પામશે તો તારે માટે તેનું પરિણામ ખતરનાક આવશે.'

'ગુરૂદેવ! ચિંતા ન કરો. આ માણસ હવે મારા હાથમાંથી છટકવા પામે તેમ નથી. ચાલ, આગળ થા. જો સામો થવાનો જરી પણ પ્રયત્ન કર્યો છે તો તારૂં મોત આવ્યું સમજી લેજે!' તેના હાથમાં પિસ્તોલ હતી. અંજનકુમાર બેઉ હાથ ઉંચા રાખીને આગળ ચાલ્યો. એ વખતે પ્રબોધચંદ્રનો અવાજ તેને કર્ણગોચર થયો :

'મંજુલાબ્હેન! તમારા કાર્યમાં આ માણસે વ્યત્યય નાંખ્યો છે તે માટે હું દિલગીર છું. હવે પછીથી તમારા કાર્યમાં કોઈ વિઘ્ન ન નાંખે એ માટેની બરાબર વ્યવસ્થા હું કરી લઈશ.'

પત્થરનાં પગથિયાં ઉપર આગળ અંજનકુમાર અને પાછળ કરીમખાન ચાલતા હતા. અંજનકુમારના પડખામાં કરીમખાનની પિસ્તોલની નળી દબાએલી હતી. પ્રબોધચંદ્રે મંજુલાને ઉદ્દેશીને ઉચ્ચારેલા શબ્દો ઉપરથી અંજનકુમાર મનમાં ને મનમાં ખૂબ ઉશ્કેરાઈ ગયો. તેને લાગ્યું કે જે યુવતીને પોતે બચાવવાનો પ્રયત્ન કરી રહ્યો

હતો, તે તો પ્રબોધચંદ્રની સાથે મળેલી હતી અને તેના કૃત્યમાં મદદ કરી રહી હતી.'

તે દાદર પર ચડતાં મનોગત બોલ્યો : 'નક્કી આ યુવતી પ્રબોધચંદ્રની ટોળી માંહેની જ હોવી જોઈએ. બુરખાધારી છૂપી રીતે તેના મકાનમાં વસાણીનું પુસ્તક લેવાને આવેલો, તેમાં મંજુલાની સંમતિ હશે પણ અચાનક હું ત્યાં જઈ ચડયો એટલે મંજુલાએ ફેરવી તોળ્યું અને એ માણસ જાણે કોઈ બદમાશ હોય એવું મને સમજાવવાનો પ્રયત્ન કર્યો! જો કે હવે મને લાગે છે કે એમાં મંજુલાનું પણ કોઈ કારસ્તાન જ હોવું જોઈએ. અર્થાત્ બીજે દિવસે તેનું અપહરણ થવા પામ્યું નથી, પરંતુ એ લોકો અગાઉની સંતલસ પ્રમાણે તેની રાહ જોઈ રહ્યા હોવા જોઈએ અને તે મી. વસાણીની હસ્તપ્રત સાથે સ્વેચ્છાથી જ તેમની સાથે પલાયન થએલી હોવી જોઈએ. હવે મને લાગે છે કે રાવસાહેબ જ્યોતિપ્રસાદને પણ એવી જ કોઈ શંકા ઉદ્‌ભવેલી હશે. કારણ કે તે કહેતા હતા કે મંજુલાના જીવનને માટે કોઈ પણ ભીતિ રાખવાનું કારણ નથી.' અંજનકુમારના દિલમાં ગુસ્સાનો ઉભરો વધતો જતો હતો. એક યુવતી પોતાને મૂર્ખ બનાવી ગઈ, એ તેના દિલમાં બહુ જ રંજ પેદા કરતું હતું.

તે આગળ ચાલતો હતો. કરીમખાન તેની પાછળ હતો. અત્યારે કરીમખાનની પિસ્તોલ અંજનકુમારના શરીરથી સહેજ દૂર હતી. અંજનકુમાર બહુ જ ઉશ્કેરાઈ ગયો હતો અને મંજુલા જેવી એક સામાન્ય યુવતીના હાથે પોતે બની ગયો, એ તેના ઉશ્કેરાટને વધારનારી વસ્તુ હતી.

તેના સ્વભાવમાં એક વિચિત્રતા હતી. કોઈ કોઈ વાર તે આગળ પાછળનો કશો પણ વિચાર કર્યા વગર એકાએક કોઈ ઉતાવળું પગલું ભરી દેતો. અત્યારે પણ તેણે એમ જ કર્યું. તે અચાનક વીજળીના

વેગથી પાછળ ફર્યો અને તેનો હાથ કરીમખાનની પિસ્તોલ તરફ લંબાયો. પરન્તુ કરીમખાન એકદમ બે કદમ પાછળ હઠયો. તેણે પિસ્તોલનો ઘોડો દબાવ્યો અને આ અંધીયાર જગ્યામાં તેનો ઘોર અવાજ સંભળાયો. જો કે અંજનકુમાર એ અવાજ સાંભળી શકયો નહિ. કારણ કે પિસ્તોલમાંથી અચાનક છૂટેલી ગોળી તેના એક બાજુના લમણા સાથે અથડાઇને જાણે ચમકતી તલવારની માફક ઝાટકો લગાવી આગળ સરકી ગઇ અને તે જરી પણ અવાજ કર્યા વગર જમીન પર પડયો. પડતાં પહેલાં જ તે બેભાન બની ગયો હતો.

* * *

## ૩૯ : અંજનકુમારની વિચારસરણી

અંજનકુમાર શુદ્ધિમાં આવ્યો હતો. પરંતુ તેના માથામાં સખત દુ:ખાવો થતો હતો. તેને જણાયું કે અત્યારે તે બંધનવશ હતો. તેના બેઉ હાથ તેની પીઠ પાછળ બાંધવામાં આવ્યા હતા. તે પત્થરના દાદર ઉપર પડયો હતો. ઉંચે છતમાં વીજળીનો ગ્લોબ પ્રકાશતો હતો. ક્યાંકથી કોઇ માણસોના અવાજ સંભળાતા હતા. તેણે એ અવાજ ક્યાંથી આવે છે અને કોનો આવે છે, તે જાણવાને માટે આસપાસ દૃષ્ટિ કરી. પરંતુ આ સ્થળે તો તે એકલો જ હતો. થોડી વારે તેને સમજાયું કે તે જે સ્થળે પડયો હતો, ત્યાંથી થોડે ઉંચે એક બારીયું હતું અને તે બારીયામાંથી આવતા અવાજ તેને કર્ણગોચર થતા હતા.

બે જણા વાતો કરી રહ્યા હતા. તેમાંનો એક પ્રબોધચંદ્ર પિંઢારકર હતો. તેનો અવાજ સંભળાયો.

'એટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે? ચંદ્રનગરનું આપણું કાર્ય પૂરૂં થવા આવ્યું છે. આપણે આશા રાખેલી તેના કરતાં પણ વધુ રકમ આપણે અહીંથી મેળવી શકયા છીએ. એ રકમ આપણી આખી ટોળીને શ્રીમંત બનાવી દે એટલી છે. હવે થોડો સમય આપણે આરામ લેશું અને પછી કોઇ બીજે સ્થળે વળી અહીંના કરતા કોઇ બીજી જાતની જમાવટ કરીશું. પરંતુ હું કહું છું કે તમારે ડરવાની કે ઉતાવળ કરવાની જરૂર નથી. બનવા જોગ છે કે અંજનકુમાર થોડું ઘણું જાણી શકયો હશે. પણ આપણું આંતરરહસ્ય તે જાણી શકયો છે એમ હું માનતો નથી. અને તે જાણતો હોય તો પણ શું થયું? તે અત્યારે આપણા કબજામાં છે. અહીંથી તે મુક્ત થઇ શકે એવી કોઇ આશા નથી. તે જ્યોતિપ્રસાદને કશું કહી શકે તેમ નથી. એટલે જ્યોતિપ્રસાદ પણ આપણી વિરૂદ્ધમાં કશું પુરવાર—'

વચ્ચે બીજા માણસનો અવાજ સંભળાયો. પરંતુ તેના શબ્દો અંજનકુમારના સાંભળવામાં આવ્યા નહિ.

'શું તમે અત્યારે જ આ સ્થાનનો ત્યાગ કરીને ચાલ્યા જવા માગો છો?' પુનઃ પ્રબોધચંદ્રનો મંજુલ રવ કાને પડયો: 'બહુ સારૂ. તમારે જવું હોય તો તમે જઇ શકો છો, પરંતુ જો તમે મને આવી રીતે છોડીને ચાલ્યા જશો તો તમારા હિસ્સાની એક પાઇ પણ તમને મળશે નહિ. હા, આવતી કાલે આપણે અહીંથી જરૂર ચાલ્યા જઇશું. હું જાણું છું કે જ્યોતિપ્રસાદ મી. વસાણીના ખૂનની તથા મંજુલાના અપહરણની તપાસ કરી રહ્યો છે. એમ માની લો કે તેને આપણે માટે શંકા ગઇ પણ હોય, છતાં અત્યારે તો તે આપણી વિરૂદ્ધમાં એક પણ પુરાવો રજુ કરી શકે તેમ નથી. અને તે આપણી વિરૂદ્ધમાં કોઇ પણ પુરાવો મેળવી શકશે, તે પહેલાં તો આપણે ચાલ્યા ગયા હઇશું.'

'પણ આવતી કાલસુધી રોકાવાની શી જરૂર છે?' બીજી વ્યક્તિનો અવાજ સંભળાયો.

'તમે જાણો છો કે આજે કાળરાત્રિ છે. અને આજની મહાકાળરાત્રિએ ચંદ્રનગરમાં આપણે પતીતપાવની વિશાખા માતાને છેલ્લો અને મહત્ત્વનો ભોગ આપવાનો છે.'

'છેલ્લો અને મહત્ત્વનો ભોગ!' પ્રબોધચંદ્રનો સાથી બોલ્યો, અને તેના ખડખડાટ હસવાનો અવાજ પણ સંભળાયો.

'હા, મહાકાળરાત્રિનો મહત્ત્વનો ભોગ! એ ભોગ પ્રાપ્ત કર્યા સિવાય માતાજી આપણી ઉપર તૃપ્યમાન નહિ બને.' પ્રબોધચંદ્રે ઉચ્ચાર્યું: 'અને એ ભોગ પણ કેટલો મધુરો, કેટલો સ્વાદીષ્ટ! અહા—'

વાબારીયામાંથી આવતા અવાજ દૂર જતા હોય તેમ લાગ્યું. અને પછી અંજનકુમારે કોઇ બારણું બંધ થયાનો ઝાંખો અવાજ સાંભળ્યો. તે સામી દીવાલ તરફ ચમત્કારિક દૃષ્ટિથી જોઇ રહ્યો.

આ લોકોની વાતચીત ઉપરથી તેને સમજાયું કે ચંદ્રનગરના શ્રીમંતોને ફોલી ખાનારા આ બદમાશો હવે અહીંથી પલાયન થવા માગે છે. પરંતુ તેમના જતાં પહેલાં—

મહાકાળરાત્રિનો ભોગ ! અંજનકુમારને વિશાખા માતાના પુરાતન ઇતિહાસનું વિશેષ જ્ઞાન ન હતું, તથાપિ આગલા કાળમાં માતાના ભક્તો–કાપાલિકો દેવીને માત્ર પશુઓનો નહિ, પરંતુ માનવીઓનો પણ ભોગ આપતા હતા એ વાત અંજનકુમાર જાણતો હતો. વળી એક સ્થળે તેણે એવું પણ વાંચ્યું હતું કે પુરાતન કાળમાં દેવીની ભયંકર પ્રતિમા બનાવવામાં આવતી હતી, અને તેના મુખને ખૂબ પહોળું બનાવવામાં આવતું હતું. તેની અંદર અગ્નિ સળગાવવામાં આવતો અને જે માનવી યા પશુનો ભોગ આપવાનો હોય, તેને એ જળહળતી જ્યોતમાં હોમી દેવામાં આવતું ! આ એક યજ્ઞનો પ્રકાર જ હતો. યજ્ઞમાં કુંડ રાખવામાં આવતો, જ્યારે માતાના ભક્તો માતાજીના મુખને કુંડ યા ભઠ્ઠીરૂપ બનાવતા હતા !

'એ આજે રાત્રે માતાજીને કોઇ મહત્ત્વનો અને સ્વાદીષ્ટ ભોગ આપવા માગે છે !' અંજનકુમાર મનોગત બબડયો : 'શું ત્યારે તે દેવીના મુખમાં કોઇ માનવીનો હોમ કરવા માગતો હશે ?'

અને તે ઉશ્કેરાયો. તેણે તેના હાથનું બંધન છોડવાનો યત્ન કર્યો. એ વખતે તેને ખ્યાલ આવ્યો કે તેના પગ પણ બાંધવામાં આવેલા છે. અર્થાત અહીંથી મુક્ત થવાનું તેને માટે મુશ્કેલ હતું.

જ્યોતિપ્રસાદે આજે રાત્રે અહીં આવવાનું નક્કી કર્યું હતું. તો પછી તે કેમ નહિ આવ્યો હોય ? અંજનકુમાર જ્યારે માતાજીના મંડપમાં તેને શોધવાને માટે ગએલો ત્યારે જો જ્યોતિપ્રસાદનો પત્તો લાગ્યો હોત તો ફરીથી આવી રીતે બંધનવશ બન્યો ન હોત. નક્કી કોઇ અણધારી અડચણ આવી ગઇ હશે અને તેથી જ્યોતિપ્રસાદ તથા અરૂણ અહીં આવી શક્યા નહિ હોય. અંજનકુમાર એ સિવાય બીજી કોઇ પણ કલ્પના કરી શકતો ન હતો.

તે બંધનમાંથી મુક્ત થવાને માટે આમતેમ દડવા લાગ્યો. તેણે બંધ છોડવા માટે મહેનત પણ કરી જોઇ, પરંતુ તેમાં સફળતા ન મળી.

તેના મગજમાં મહાકાળરાત્રિએ માતાજીને ભોગ આપવાને લગતા પ્રબોધચંદ્રના શબ્દો રમી રહ્યા હતા. તે કોનો ભોગ આપવા માગતો હશે?

હજી પણ તેના માથામાં સખત દુઃખાવો થતો હતો. કરીમખાને તેની સામે ગોળી છોડી, તે વખતે જો તે એક બાજુએ ખસી ગયો ન હોત તો બરાબર તેના કપાળમાં ગોળી વાગી હોત અને તે હતો ન હતો બની ગયો હોત. માત્ર કુદરતની કરામત, અથવા તો તેના નસીબે આપેલી યારીને લીધે જ તે બચી જવા પામ્યો હતો. આ બધા વિચારો એક પછી એક તેના મગજમાં ઉભરાતા હતા. હવે તેના વિચારમાં ટાઇપરાઇટર ઉપર કામ કરતી મંજુલા ઉપસ્થિત થઇ, તે લક્ષ્મીનંદન વસાણીની હસ્તપ્રતની નકલ શા માટે કરતી હશે? એ 'ચમત્કારિક નવલકથા'ની હસ્તપ્રત ખરેખર એક કોયડા સમાન બની ગઇ હતી.

અલબત્ત વસાણીના ખૂનની પાછળ મુખ્ય હાથ પ્રબોધચંદ્રનો હતો, એમાં તો કોઇ પણ જાતની શંકા હવે રહી ન હતી. પરંતુ જે દિવસે દિલીપનગર સેન્ટ્રલ જેલમાંથી બળવંતરાય છૂટો થાય છે તે જ રાત્રે કદમપુર પાસે આવેલા 'બદામી વીલા'માં લક્ષ્મીનંદનનું ખૂન કરવામાં આવ્યું હતું! એ ખૂન કરવા પાછળ શો હેતુ રહેલો હશે, તે હજી અંજનકુમાર સમજી શકતો ન હતો. જ્યોતિપ્રસાદની અત્યારસુધીની તપાસમાં પણ ખૂનની પાછળ રહેલા હેતુનો કોયડો ઉકેલી શકાયો ન હતો. શું એ ખૂનનું ખરૂં રહસ્ય પોતે જાણી શકશે ખરો?

એ ખૂન તો પ્રબોધચંદ્રે જ કરાવ્યું છે. અત્યારે અંજનકુમાર આ લોકોના પંજામાં સપડાયો હતો. તેણે અહીં આ મકાનમાં વસાણીની હસ્તપ્રત જોઇ હતી. એ ઉપરથી પ્રબોધચંદ્ર અને તેની ટોળીનો

મી. વસાણીના ખૂનની પાછળ હાથ હોવાનું સાબિત થઇ શકે તેમ હતું. એ બધી બાબતનો વિચાર કરતાં અંજનકુમારને લાગતું હતું કે પ્રબોધચંદ્ર હવે તેને અહીંથી જીવતો બહાર જવા દેશે નહિ.

હા, પ્રબોધચંદ્ર અહીંથી પોતાનું બધું સમેટીને તુરતમાં જ અન્ય સ્થળે ચાલ્યો જવા માગતો હતો એ વાત સાચી, પરન્તુ અંજનકુમાર છૂટો થાય અને પોતે અહીં જે કાંઇ જોયું હતું તે જ્યોતિપ્રસાદ તથા ચંદ્રનગરના પોલીસ ખાતાને જણાવે તો પ્રબોધચંદ્ર અન્ય જે કોઇ સ્થળે હોય, ત્યાં પણ તેની સલામતી ન હતી.

એ વિચાર આવતાં અંજનકુમાર મનોગત બબડયો : 'અરેરે અંજન ! તું બરાબર સપડાયો છે. આમાંથી તારી મુક્તિ મેળવવાને માટે કોઇ પણ માર્ગ દેખાતો નથી.'

એક આછી વિલક્ષણ ગંધનો તેનાં નસકોરાંને સ્પર્શ થયો. પ્રથમ તો આ ગંધનો તેને કશો ખ્યાલ ન આવ્યો. પરંતુ એ ગંધ પ્રતી તેનું મન એકાગ્ર થતાં ધીમે ધીમે તેની વાસ સ્પષ્ટ અને તીવ્ર બનતી ગઇ. તેણે આસપાસ દૃષ્ટિ કરી. તેને સમજાયું કે ઉઘાડા વાબારીયામાંથી એટલે કે જે ખંડમાં પ્રબોધચંદ્ર અને તેનો સ્થી વાત કરતા હતા, તે ખંડમાંથી આ વાસ આવતી હતી, અને તે કોઇ વસ્તુ બળતી હોય, તેના ધૂમાડાની ગંધ હતી. થોડી વારે પવનનો ઝપાટો આવતાં એ ગંધ ઓછી થઇ ગઇ. પુનઃ તુરત જ અગાઉના જેવી તીવ્ર વાસ આવવા લાગી. અંજનકુમારને લાગ્યું કે પોતે જે સ્થળે પડેલો છે તેની નજીકમાં કોઇ સ્થળે અગ્નિને પ્રદીપ્ત કરવામાં આવેલો હોવો જોઇએ. એ અગ્નિમાંથી નિકળતો ધૂમાડો આ ગંધનું કારણ હોવું જોઇએ.

એ વિચાર આવતાં જ તે ચમકયો. થોડી વાર પહેલાં સાંભળેલા પ્રબોધચંદ્રના શબ્દોનું તેને સ્મરણ થયું. નક્કી માતાજીના મુખમાં અગ્નિને ચેતવવામાં આવેલો હોવો જોઇએ. હવે આ મહાકાળરાત્રિએ માતાજીને ભોગ આપવાની તૈયારી થઇ રહી હશે,

તે એક બાજુએ દડીને વાબારીયાની સામે જોઇ રહ્યો. હવે આ તરફ ધુમાડો આવતો ન હતો. એટલે ગંધની તીવ્રતા ઓછી થઇ ગઇ હતી. પરંતુ એક બીજી વસ્તુ તરફ તેનું લક્ષ ગયું. એ વાબારીયું તેના શરીરની લગોલગ હતું. અર્થાત અંદરનો ખંડ નીચે ઉંડાણમાં હોવો જોઇએ. એ વાબારીયાની લોખંડની પટ્ટી પત્થરની સાથે લગાવેલી, ત્યાં આગળનો ચુનો ખરી પડવાને કારણે લોખંડની પટ્ટીનો થોડો ધારવાળો ભાગ પત્થરથી જુદો પડેલો લાગતો હતો. તેને એકાએક વિચાર આવ્યો. જો આ ધારની સાથે તેના હાથને બાંધેલા દોરડાને ઘસવામાં આવ્યું હોય તો દોરડાના બંધનમાંથી કદાચ મુક્તિ મળી શકે ખરી.

અને તે મહામહેનતે વાબારીયાની નજીક ગયો. અર્ધો બેઠો થઇ તેની પીઠ પાછળ જે દોરડા વડે હાથ બાંધવામાં આવ્યા હતા, તે દોરડાને એ ધારની સાથે ઘસવા લાગ્યો. આ કાર્ય કાંઇ સહેલું ન હતું, અને લોખંડની પટ્ટીની ધાર પણ એટલી તીક્ષ્ણ ન હતી. તથાપિ પુરૂષ પ્રયત્ન, ફળદાતા ઈશ્વર! અને તેણે ધારની સાથે દોરડાને ઘસવાનું ચાલૂ જ રાખ્યું.

* * *

## ૪૦ : મંજુલા શું કહે છે ?

મંજુલા ટાઇપરાઇટર પર ટાઇપ કરતી હતી. એક કાગળ પૂરો થયા પછી આળસ મરડીને તે સ્વસ્થ બની અને તેણે દીવાલ-પર ઘડિયાળ હતી તેની સામે જોયું. અગીયાર વાગ્યા હતા. તેણે પુનઃ બીજો કાગળ ચડાવ્યો, તેની નજર ચાવીઓ તરફ ગઇ અને તેની નાજુક આંગળીઓ એ ચાવીઓ પર ચપ ચપ ફરવા લાગી.

થોડો સમય તે તેના કાર્યમાં મશ્ગુલ બની ગઇ. આ કાર્ય જલ્દી પૂરૂં કરી નાંખવાને તે ઇન્તેજાર હોય એમ લાગતું હતું.

તે આ કાર્યમાં એટલી બધી લીન બની ગઇ હતી કે તેના ખંડના પ્રવેશદ્વારનો ઉલાળો સરકવા છતાં એ તરફ તેનું લક્ષ ખેંચાયું નહિ. પરંતુ પછી બારણું ઉઘડવાનો આછો અવાજ આવ્યો અને તેની દૃષ્ટિ પ્રવેશદ્વાર તરફ ગઇ. સહેજ પણ અવાજ ન થાય તેવી રીતે બારણું ઉઘડયું અને એક અસ્તવ્યસ્ત આકૃતિ બારણાની વચ્ચે ઉભેલી દેખાઇ. એ એક પુરૂષ હતો. તેના મસ્તકની ડાબી બાજુના ભાગમાં લોહીના સુકાયેલા લીસરડા દેખાતા હતા અને એ માણસ જાણે કટાક્ષભર્યું સ્મિત કરતો હોય એ રીતે તેની સામે જોઇ રહ્યો હતો.

આ માનવીને જોઇ તે ચમકી અને એકદમ ઉભી થઇ ગઇ. કારણ કે લોહીથી ખરડાયેલા ચહેરાને તે ઓળખી ગઇ હતી, બાર-ણાની વચ્ચે ઉભેલો માણસ કોણ છે એનો ખ્યાલ તેને આવી ગયો હતો.

'તમે ?' તેના મુખમાંથી પ્રશ્નોદ્દગાર સર્યો.

'હા–હું !'

અંજનકુમાર ઓરડામાં આવ્યો. તેણે બારણાને અવાજ થવા દીધા સિવાય બંધ કરી દીધું અને શંકા તથા કટાક્ષભરી દષ્ટિથી તે મંજુલાની સામે જોતો ઉભો રહ્યો.

'એ લોકોએ મને બાંધ્યો હતો, પણ હું તેમાંથી મુક્ત થયો છું.' તેના અવાજમાં કઠોરતા હતી : 'અલબત્ત તમે જાણતાં

હશે કે તમારા ઉઠાઉગીર મિત્રોએ મને પકડીને બંધનવશ સ્થિતિમાં મારા દેહને ઓરડાની બહાર પત્થરનાં પગથિયાં ઉપર રાખ્યો હતો. તેમાંથી હું મુક્ત તો થયો છું, પરંતુ તેઓ મારી પિસ્તોલ લઇ ગયા છે, એટલે જ હું અહીં તમારી પાસે આવ્યો છું. તમે મારી સામે ભયભરી દૃષ્ટિ શા માટે કરો છો ? હું કાંઇ તમને ઇજા કરવાનો નથી. અને તમે આ બદમાશોના શિરોમણી પ્રબોધચંદ્રની સાથે શા માટે જોડાયાં છો એ વિષે પણ હું તમને કશો પ્રશ્ન કરવાનો નથી. તેની સાથે જોડાવામાં તમારો ગમે તે હેતુ હોય, તેની મને જરી પણ પરવા નથી. તમારી પાસે આવવાનું કારણ માત્ર એક જ છે કે તમે આ મકાનમાંથી બહાર નિકળવાનો રસ્તો મને બતાવો. તમારી ઇચ્છા હોય કે ન હોય તો પણ એ રસ્તો તો તમારે મને બતાવવો જ જોઇશે. એમાં તમારી આનાકાની ચાલે તેમ નથી.'

તે કશો પણ જવાબ આપ્યા વગર અંજનકુમારની સામે ચિત્રવત્ જોઇ રહી.

'તમારા ઓરડામાંથી બહાર નિકળી પગથિયા પર ચડીને ઉપરની ચાલીમાં જવાને માટે જે બારણું આવે છે, તેની નજીક મને પગથિયા ઉપર રાખવામાં આવ્યો હતો.' તે પ્રથમની માફક જ કર્કશ સ્વરે બોલ્યો: 'એ બારણું મેં તોડી નાંખ્યું હતું. પરંતુ એ લોકોએ તત્કાળ સમારકામ કરીને પુનઃ બંધ કરી દીધું છે. અત્યારે મારી પાસે પિસ્તોલ છે નહિ. એટલે એ અથવા તો કોઇ પણ બારણું તોડવાનું સાહસ કરવાની મારી ઇચ્છા નથી. કેમકે બારણું તુટતાં તેનો અવાજ સંભળાય અને એ લોકો સચેત બની જાય તે મને પસંદ નથી. હું તો તેમને કશો પણ ખ્યાલ ન આવે એવી રીતે અહીંથી પસાર થવા માગું છું. એટલે આ ભોંયરામાંથી નિકળવાનો કોઇ બીજો માર્ગ તમે મને બતાવો; અથવા ઉપરના બારણાની ચાવી તમારી પાસે હોય તો તે મને આપો.'

અંજનકુમારના શબ્દો મંજુલાના આશ્ચર્યમાં વધારો કરતા હતા. આખરે તે બોલી : ‘ એ બારણાની ચાવી મારી પાસે છે એમ તમે શા ઉપરથી માનો છો ? અને હમણાં તમે મારા ‘ઉડાઉગીર મિત્રો’ એવું બોલ્યા, તેનો અર્થ શો છે ? શું તમે એમ માનો છો કે હું સ્વેચ્છાથી અહીં આવી છું ? નહિ, તમારી એ માન્યતા તદ્દન ભૂલભરેલી છે. તેમણે મને આ સ્થળે કેદી—’

‘ તમે શું કહ્યું ? ’ અંજનકુમાર બોલી ઉઠયો : ‘ તમે મને બનાવતાં તો નથી ને ? ’

તેના પ્રસ્તુત શબ્દો સાંભળીને મંજુલા ખડખડાટ હસી પડી અને બોલી : ‘ હું આ મકાનમાં છું એ ઉપરથી તમે એમ માનો છો કે હું એ લોકોની ટોળીમાંહેની છું ? ’

‘ લાગે છે તો એવું. જુઓ, આ નવલકથાની તમે નકલ કરી રહ્યાં હો તેમ જણાય છે. એ નકલ તમે આ બદમાશોને માટે જ કરતાં હોવાં જોઇએ. પછી તમે તેમાં ગમે તેવો સુધારો યા વધારો કરતાં હો. ’

‘ નહિ નહિ, તમારી સમજફેર થાય છે. એ લોકોએ આ કાર્ય કરવાની મને ફરજ પાડી છે. તમને ખ્યાલ તો હશે કે હું તમારાથી જુદી પડીને મી. લક્ષ્મીનંદન વસાણીના પ્રકાશકને ત્યાં મારા શેઠની સૂચના મુજબ આ હસ્તપ્રત આપવાને માટે જતી હતી. એ વખતે બદમાશો મને મોટરમાં ઉડાવીને અહીં લાવ્યા, અને પછી તેમણે મને ફરમાવ્યું કે મારે વસાણીની આ નવલકથામાં અમુક ફેરફાર કરવાનો છે એટલે તે ફેરફાર સાથે આખી નવલકથાની નકલ મારે ફરીથી તૈયાર કરી આપવાની હતી. એ કાર્ય હું પૂરૂં કરૂં કે તુરત મને અહીંથી મુક્ત કરવાનું તેમણે જણાવ્યું હતું. જો કે આ નવલકથામાં આ પ્રમાણે ફેરફાર કરાવવામાં તેમનો શો હેતુ હશે તે હું નથી જાણતી, પરંતુ તેમની એ માગણીનો સ્વીકાર કર્યા સિવાય મારે માટે બીજો માર્ગ પણ શો હતો ? આ વાર્તાની અંદર એક ખૂનનો કિસ્સો આવે છે. તેની વિગતોમાં તેમણે જે ફેરફાર કરી નાંખ્યો છે તે પ્રમાણે મારે

નવી નકલ કરવાની હતી. તે ઉપરાંત બીજા પણ કેટલાક ફેરફારો તેની અંદર કરવાના હતા. તેનું કારણ હું સમજી શકતી નથી, પરંતુ હું ટાઇપરાઇટર ઉપર ઝડપથી અને જોડણીકોશ વગર આ કાર્ય કરી શકીશ એમ આ લોકો માનતા હોવાથી તેમણે આ કાર્ય મને સુપ્રત કર્યું હતું.'

તે ખુલાસો કરતી હતી એ વખતે અંજનકુમાર તેના વદન પર પ્રગટતા વિકારો સામે જોઇ રહ્યો હતો. એને લાગ્યું કે મંજુલા સત્ય જ બોલતી હતી.

મંજુલાએ છેવટે ઉમેર્યું : 'આ ફરમાનની પાછળ એ લોકોનું કેવા પ્રકારનું કારસ્તાન છે, તેનો મને લેશ પણ ખ્યાલ નથી, પરંતુ તમે એટલું તો સમજી શકશો કે મારે જો અહીંથી મુક્ત થવું હોય તો તેમની માગણી પ્રમાણે મારે કરવું જ રહ્યું.'

'અહો અહીં તો એમ બાબત છે!' અંજનકુમાર બોલ્યો : 'હું તો જુદું જ માનતો હતો. કરીમખાન મને સપડાવીને લઇ જતો હતો તે વખતે આ ટોળીનો નાયક પ્રબોધચંદ્ર તમારી સાથે જે રીતે વાત કરતો હતો, એ ઉપરથી મને—'

'પ્રબોધચંદ્ર! હા, એ અધમ માણસને જોઉં છું કે હું થરથરી ઉઠું છું. તે મારી ઉપર જાણે કોઇ જાદુ કરતો હોય એવો મારા દિલને ભાસ થાય છે.' એમ બોલતાં તેણે બેઉ હાથ વડે નેત્રોને ઢાંકી દીધાં. જાણે હમણાં પ્રબોધચંદ્ર તેનાં નેત્રો સામે જોઇ તેને મંત્રમુગ્ધ બનાવી દેશે એવા ભયથી તે થરથરવા લાગી.

અંજનકુમાર તેની નજીક ગયો અને તેના ખભા ઉપર હાથ રાખી માયાળુ સ્વરે બોલ્યો : 'અહો, હું કેટલો મૂર્ખ! ખરેખર, મેં તમને ભારે અન્યાય કર્યો છે, અને તે માટે હું તમારી હૃદયપૂર્વક ક્ષમા માગું છું. ત્યારે તો હવે મને લાગે છે કે આપણે બન્ને એક જ ગાડાનાં પ્રવાસી છીએ. તમે આ કાર્ય પુરૂં કરી લ્યો તે પછી તમને અહીંથી જવા દેવાની એ લોકોએ આશા આપી છે, પરન્તુ એ તદ્દન ખોટી આશા છે. તેઓ તમને મુક્ત કરી દે એ કદી પણ

મનાય એવું નથી. કારણ કે મી. વસાણીના ખૂન પાછળ આ લોકોનો હાથ છે અને તમારી પાસે તેની નવલકથામાં જે ફેરફાર તેઓ કરાવવા માગે છે, તેમાં પણ તેમની કોઇ બાજી સમાએલી છે. એટલે–'

તે આગળ બોલતો અટકી ગયો. મંજુલાને વધારે ભયભીત બનાવવાનો તેનો ઇરાદો ન હતો. તેણે જોઇએ તે કરતાં વધારે કહી નાંખ્યું હતું. એ માટે તે મનમાં ને મનમાં પોતાને ઠપકો આપતો હતો. મંજુલા તેની સામે જોઇ રહી. તેનાં નેત્રોમાં ગભરાટ હતો.

'હું આ કાર્ય પૂરૂં કરી લઉં એટલે તેઓ મને જવા દેશે એવું તેમણે મને જણાવ્યું હતું. ત્યારે શું તમે એમ માનો છો કે તેમણે મને આપેલી આશા ખોટી હતી?' અને અંજનકુમારના ચહેરા ઉપરથી સત્ય વાર્તા તે પામી ગઇ. તેણે પ્રશ્ન કર્યો: 'ત્યારે હવે આપણે શું કરીશું?'

''બીજું વળી શું કરવાનું હોય? અહીંથી પલાયન થવાનું.' જાણે કશા પણ ભયનું કારણ ન હોય એવી રીતે ખુશમિજાજી સ્વરે તે બોલ્યો: 'વારૂ, પણ તમે અગાઉ અહીંથી નાસી જવાનો પ્રયત્ન કેમ નહોતો કર્યો? આ તમારા ઓરડાનું બારણું તો ખુલ્લું જ છે.'

'હા એ વાત સાચી. મને ભોંયરામાં આ ઓરડામાં રાખવામાં આવી છે અને ઉપરના દ્વારને બંધ કરી તાળું લગાવવામાં આવ્યું હતું. તમે એ બારણું તોડી નાંખ્યું ત્યાંસુધી તેને તાળું વાસેલું જ રાખવામાં આવતું હતું. પરંતુ એમ ન હોત તો પણ ભોંયરામાંથી ઉપર આવી આ મકાનમાંથી બહાર નિકળવું તે મારા જેવી એકાકી અબળાને માટે કાંઇ સહેલું નથી.'

'અહીંથી બહાર નિકળવાને માટે કોઇ બીજો રસ્તો તમારા જાણવામાં છે?'

મંજુલાએ મસ્તક ધુણાવ્યું. અંજનકુમાર પણ તેની પાસેથી હકારભર્યા જવાબની આશા રાખતો ન હતો, અને આ મકાનમાંથી

સલામત રીતે બહાર નિકળી જવાનું કેટલું બધું મુશ્કેલ છે, એનો મંજુલા કરતાં તેને વધારે ખ્યાલ હતો.

ટેબલ ઉપર પડેલી ટાઇપ કરેલી હસ્તપ્રત તરફ તેની દૃષ્ટિ ગઇ. તે 'ચમત્કારિક નવલકથા'ની હસ્તપ્રત હતી. નવલકથાકાર વસાણી ખૂન થવાને કારણે મૃત્યુ પામ્યો તે વખતે તેના હાથમાં આ હસ્તપ્રતના મુખપૃષ્ટના કાગળનો ટુકડો હતો. એ સંબંધમાં જ્યોતિપ્રસાદે સૂચવ્યું હતું કે વસાણી એ નવલકથા ટાઇપ કરાવતો હશે, ત્યારે એક અસલ અને બીજા કાગળની વચ્ચે કાળો કાગળ મૂકીને બીજી નકલ એમ બે પ્રતો તૈયાર થતી હશે. તેમાંથી એક પ્રત જે વસાણીના મકાનમાં–'બદામી વીલા'માં પડેલી હશે, તેના મુખપૃષ્ટના કાગળનો એ ટુકડો હોવો જોઇએ; જ્યારે એ નકલના બાકીના કાગળોનો વસાણીના ખૂનીએ નાશ કરી નાંખેલો હોવો જોઇએ. અહીં અત્યારે ટેબલ ઉપર જે હસ્તપ્રત પડી હતી અને જેની ઉપરથી મંજુલા ફેરફાર સાથે નકલ તૈયાર કરતી હતી, એ તો વસાણીએ બળવંતરાયની સાથે તેના ચંદ્રનગર ખાતેના એજન્ટ બકુલચંદ્ર તરફ જે નકલ મોકલાવેલી તે જ હસ્તપ્રત હતી.

અંજનકુમારે એ ચોપડી ઉપાડીને તેના કોટના પહોળા ગજવામાં સરકાવી દીધી. જો પોતે અહીંથી મુક્ત થઇ શકે તો આ ચોપડી જ્યોતિપ્રસાદને ઉપયોગી થઇ શકશે એમ તે માનતો હતો. મંજુલાએ ફેરફારવાળી જે નકલ તૈયાર કરી હતી, એ જેમની તેમ જ્યાં પડી હતી ત્યાં જ રહેવા દીધી.

પછી તેણે કહ્યું : 'ચાલો ! અહીંથી નિકળવાને માટે બીજો કોઇ માર્ગ છે કે નહિ, તેની આપણે તપાસ કરીએ.' તેઓ બારણા પાસે આવીને ક્ષણભર ઉભાં રહ્યાં. બહારથી કશો પણ અવાજ આવતો નહોતો. બારણું ઉઘાડી બંને જણાં બહાર નિકળ્યાં અને પછી અંજનકુમારે એ બારણું પુનઃ બંધ કર્યું.

* * *

## ૪૧ : ત્રણે જણાં સપડાયાં

અત્યારે તેની પાસે કશું પણ શસ્ત્ર ન હતું. એટલે પગથિયાં ચડીને આ ભોંયરાનું પ્રવેશદ્વાર તોડી અહીંથી બહાર નિકળવાનું સલામત ન હતું. કારણ કે એથી અવાજ થવાને લીધે પકડાવાની ભીતિ હતી. જો તે એકલો હોત તો એ સાહસ કદાચ તેણે કર્યું હોત, પરંતુ તેને પોતાની સાથે મંજુલાની પણ સંભાળ લેવાની હતી. એટલે એ માર્ગે બહાર નિકળવાનું તેને યોગ્ય ન લાગ્યું. એથી તે આ ભોંયરામાં બાજુએ એક રસ્તો જતો હતો તે તરફ વળ્યો અને મંજુલાના હસ્તનો સ્પર્શ કરીને તેને પોતાની પાછળ આવવાની સંજ્ઞા કરી.

જે સ્થળે તેને બંધનવશ સ્થિતિમાં રાખવામાં આવ્યો હતો, તે સ્થળ પાસે થઈને તેઓ આગળ ચાલ્યા. એકાએક મંજુલાએ તેનો હાથ પકડયો અને ધીમેથી ઉચ્ચાર્યું : 'સાંભળો !'

અંજનકુમારે પાછળ ફરીને જોયું તો પત્થરના દાદર પર થઈને આવતાં પગલાંનો અવાજ સંભળાયો. એક કરતાં વધારે માણસો આવતાં હોય એમ લાગતું હતું.

નજીકમાં જ એક દ્વાર હતું. તેને ધક્કો મારતાં તે ઉઘડી ગયું. અંજનકુમાર બોલ્યો : 'ચાલો, અંદર આવી જાઓ—જલદી કરો !' બંને જણાં અંદર દાખલ થઈ ગયાં. બહારના ભાગમાં ચાલતા માણસોનાં પગલાંનો અવાજ હવે નજીક સંભળાતો હતો. આ ખંડની અંદર દીપકનો પ્રકાશ ન હતો, સર્વત્ર અંધકાર હતો. અંજનકુમારે ઓરડાનું દ્વાર અવાજ ન થાય એવી રીતે પુનઃ બંધ કરી દીધું. બંને જણાં દીવાલ સરસાં એક બાજુએ ઉભાં રહ્યાં. ક્ષણવાર પછી, કશો પણ અવાજ કરવા ઇચ્છતી ન હોવા છતાં બોલ્યા વિના રહી શકતી ન હોય તેવા અવાજે મંજુલાએ ઉચ્ચાર્યું : 'જુઓ, જુઓ, આ શું છે ?' તેણે અંજનકુમારનો હાથ પકડી રાખ્યો હતો. જોઈ શકાતું હતું કે મંજુલા અત્યારે ધ્રૂજી રહી હતી. જે તરફ તેની દૃષ્ટિ હતી, એ બાજુએ અંજનકુમારે નજર ફેરવી. આ ઓરડામાં સામાન્ય રીતે

અંધકાર હતો. પરંતુ જ્યાં તેઓ ઉભાં હતાં, તેનાથી અમુક અંતર પર તેના મસ્તક જેટલી ઉંચાઈના ભાગમાં અગ્નિની જ્વાળાનો પ્રકાશ દૃષ્ટિગોચર થતો હતો. કોઇ વસ્તુ બળતી હોય તેવી તીવ્ર ગંધ આવતી હતી. થોડીવાર પહેલાં પોતે બંધનવશ સ્થિતિમાં પડયો હતો, તે વખતે જેવી ગંધ આવતી હતી, તેવી જ આ ગંધ હતી.

આ શું હશે ? અને અહીં અગ્નિ શા માટે જલતો હશે ? તેનો વિચાર કરવાનો અત્યારે સમય ન હતો. કારણ કે બહારની ચાલી માંહેનો પગલાંનો અવાજ તદ્દન નજીક સંભળાતો હતો. આ ઓરડાની બહાર પ્રવેશદ્વારની પાસે એ અવાજ બંધ થઇ ગએલો લાગ્યો. કોઇ બે જણા વાતો કરતા હોય એવો અવાજ આવ્યો. અંજનકુમારે અતિ મંદ સ્વરે મંજુલાને શાંત રહેવાની સૂચના આપી દીધી. એક ક્ષણ પછી પ્રવેશદ્વાર ખુલ્લું થયું.

બારણાની બાજુમાં અંજનકુમાર તથા મંજુલા દીવાલ સરસાં ઉભાં હતાં. બારણું ખુલ્લું થયું હતું. બહારની ચાલીનો પ્રકાશ અંદર આવતો હતો. તે ઉપરથી જોઇ શકાતું હતું કે ઓરડાની અંદર પ્રથમ દાખલ થએલો મનુષ્ય પ્રબોધચંદ્ર હતો. તેની પાછળ બીજા બે માણસો દેખાયા. તે બેમાંથી એક તો પ્રબોધચંદ્રનો સાગરીત હતો, જ્યારે બીજો માણસ સહેજ ઉંચો હતો. તેણે આંખો પર ચશ્મા ચડાવ્યાં હતાં અને ઓરડાની અંદર દાખલ થતી વખતે તે માણસ બોલતો હોય એમ લાગતું હતું.

તે અત્યારે અંગ્રેજીમાં પ્રબોધચંદ્રને ઉદ્દેશીને બોલતો હતો, અને એક બંગાલવાસી અંગ્રેજી ભાષા બોલતો હોય એ પ્રકારના તેના શબ્દોચ્ચાર હતા. તેણે કહ્યું: ' મહાશય પ્રબોધચંદ્ર! આપે આજે ને આજે જ આપની મહાકાળરાત્રિની પૂજામાં ભાગ લેવાની મને જે તક આપી છે, તે માટે હું આપનો અત્યંત આભાર માનું છું. આવી તક આજે જ મને મળશે એવી મને આશા ન હતી. પુરાતન કાળમાં આ રીતે દેવોની પૂજા થતી હોવાનું મેં :વાંચ્યું છે. પરંતુ એ પૂજાનાં દર્શનનો લાભ તો આજે મને પહેલવહેલો જ મળે

છે.' એ વખતે પ્રબોધચંદ્રે વીજળીના દીવાની ચાવી દબાવી અને આખા ખંડમાં પ્રકાશ પથરાયો.

હવે જ અંજનકુમારને ખ્યાલ આવ્યો કે તેઓ એક મોટા વિશાળ ઓરડામાં ઉભાં હતાં. આ ઓરડાની વિશાળ છતને ટેકાવવા માટે વચ્ચે વચ્ચે ગોળ સ્થંભ હતા, અને સામેની બાજુએ દીવાલ નજીક વ્યાસપીઠ ઉપર કોઇ દેવીની વિકરાળ પ્રતિમા હતી.

એ દેવીનું મુખ કકરાળ વિકરાળ લાગતું હતું. તે પ્રમાણમાં ઘણું પહોળું હતું. તેની અંદર સળગતો અગ્નિ દ્રષ્ટિગોચર થતો હતો. હવે અંજનકુમારને ખરો ખ્યાલ આવી ગયો.

ઉપરના ભાગમાં માતાજીનું જે વિશાળ મંદિર હતું, તેની બરાબર નીચેના ભાગમાં આ ગુપ્ત મંદિર આવેલું હતું, અને પ્રબોધ-ચંદ્ર જેને પરવાનગી આપે તેઓ જ માત્ર આ મંદિરમાં આવી શકતા હતા. આજે મધ્ય રાત્રિએ દેવીને ભોગ આપવાની જે વાત તેણે સાંભળી હતી, તે ભોગ આ સ્થળે આપવાનો હશે, એમ તેને લાગ્યું અને અત્યારે આગળ વધેલા તથા સુધરેલા જમાનામાં પણ પ્રબોધચંદ્ર જેવા માનવીઓ માતાજીને નામે કેવું ભીષણ કાર્ય કરી રહ્યા છે, તેનો તેને ખ્યાલ આવ્યો.

'ખરેખર ! આ એક ભીષણ અને ભયાનક દ્રશ્ય છે.' બંગાળી બાબુ બોલ્યો. અંજનકુમાર અને મંજુલા દીવાલ સરસાં લપાઇ રહ્યાં હતાં. મંદિરની વચ્ચે આવેલા થાંભલાનો ઓળો તેમની ઉપર પડતો હતો. આ બંગાળી પ્રબોધચંદ્રનો કોઇ મિત્ર હશે એવી કલ્પના અંજનકુમાર કરી રહ્યો હતો.

પ્રબોધચંદ્ર એ બંગાળીને ઉદ્દેશીને અંગ્રેજીમાં બોલ્યો : 'બોઝબાબુ ! આખા વર્ષમાં ચાર કાળરાત્રિઓ આવે છે. તે દરેક મહાકાળરાત્રિ ગણાય છે. અને તે વખતે બરાબર મધ્ય રાત્રિએ અહીં અમે માતાજીને ભોગ ધરાવીએ છીએ. અગાઉ તો માતાજીને માનવપ્રાણીનો ભોગ ધરાવવામાં આવતો હતો, પરંતુ તેને બદલે અત્યારે માનવીનું

પુતળું બનાવીને તેનો ભોગ માતાજીને આપવાનો અમારો રીવાજ છે. તમે જાણો છો કે સાક્ષાત જગદંબા તો ભાવનાનાં ભૂખ્યાં છે. જો તમારી ઇચ્છા હશે તો તમે જરૂર અત્યારના પૂજન-કાર્યમાં ભાગ લઇ શકશો અને તેથી—'

પરંતુ તે એકાએક આગળ બોલતો અટકી ગયો. આ ખંડની અંદર કોઇ અન્ય માનવીની હાજરી હોવાનું તેને સ્ફુરણ થયું. તેણે આખાય ખંડમાં ચોતરફ નજર ફેરવી. તેની દૃષ્ટિ અંજનકુમાર અને મંજુલા ઉપર ઠરી. તેમને જોતાં જ તેનાં નેત્રોમાંથી જાણે અંગારા ઝરવા લાગ્યા.

અત્યારની પરિસ્થિતિમાં અંજનકુમારને નિષ્ક્રિય બની રહેવું પાલવે તેમ ન હતું.

તેને ત્રણ જણાનો સામનો કરવાનો હતો. બંગાળી તરફથી મદદ મળવાની તેને આશા ન હતી, અથવા તો તે તટસ્થ રહેશે એમ પણ તે માનતો ન હતો. એ બંગાળી તેની અને પ્રબોધચંદ્રની વચ્ચે ઉભો હતો. એટલે સ્વાભાવિક રીતે જ તે પ્રથમ બંગાળી ઉપર ધસ્યો.

બંગાળી બાબુ તેની હિલચાલ પામી ગયો. પરંતુ તે પોતાનો બચાવ કરી શકે એ પહેલાં તો જોરપૂર્વક અંજનકુમારે તેના જડબામાં મુક્કો લગાવી દીધો. બંગાળી લથડયો, જમીન પર પડયો અને તેનું મસ્તક પત્થરની લાદી સાથે અથડાયું.

અંજનકુમારે જમીન પર પડેલા માનવી સામે જોયું. તે બેભાન બની ગયો હતો અને પોતાને મળેલા એ વિજયથી પ્રથમ તો અંજનકુમારના મુખમાંથી ખડખડાટ હાસ્ય સરી પડયું. પરંતુ તત્કાળ તે સ્તબ્ધ બનીને જમીન પર પડેલા માનવીના મુખ સામે જોઇ રહ્યો. તેના ચશ્મા દૂર સરી પડ્યા હતા, અને તેના ચહેરામાં પણ અત્યારે ફેરફાર થએલો જણાતો હતો. તેને પોતાની ભૂલ સમજાઇ. તેના ઉતાવળા અને બેપરવા સ્વભાવને કારણે કેટલીક બાબતોનું તેને વિસ્મરણ થઇ જતું. અત્યારે પણ એમ જ બન્યું હતું.

'કોણ જ્યોતિપ્રસાદ!' અંજનકુમારના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો.

હવે તેને ખ્યાલ આવ્યો કે જ્યોતિપ્રસાદ આ મકાનમાં વેશ-પરિવર્તન કરીને જવા માગે છે એવું તેણે તેને કહ્યું હતું. એકવાર તે બંગાળી બાબુના વેશમાં અહીં આવ્યો હતો એ તે જાણતો હતો, પરંતુ આ વખતે પણ તે એ જ વેશમાં હશે, એનો તેને ખ્યાલ રહ્યો ન હતો. એમ કહીએ તો ચાલે કે એ વાતનું તેને બિલકુલ વિસ્મરણ જ થઇ ગયું હતું. પોતે ભયંકર ભૂલ કરી દીધી છે, એવું તેને તત્કાળ સમજાયું: એક તો એ કે જેની મદદની જરૂર હતી, જેને તે મંદિરમાં શોધી રહ્યો હતો, તેની જ તેણે અત્યારે આવી અસહાય સ્થિતિ કરી દીધી હતી; અને બીજી વાત એ કે પોતે જાતે જ આ માણસ બંગાળી બાબુ નથી, પરંતુ ચંદ્રનગરનો સુપ્રસિદ્ધ ડિટેકટીવ જ્યોતિપ્રસાદ છે એવું પોતાના આવેશપૂર્ણ ઉદ્‌ગારથી પ્રબોધચંદ્ર અને તેના સાગરીતને જણાવી દીધું હતું. પ્રબોધચંદ્ર પણ તેનો પ્રસ્તુત ઉદ્‌ગાર સાંભળીને જમીન પર પડેલા બંગાળી જાગીરદાર બીપીનચંદ્ર ઓઝની સામે વેધક દૃષ્ટિથી જોઇ રહ્યો.

અંજનકુમારના દિલમાં અનેક વિચારો ઉભરાઇ રહ્યા હતા અને પોતે કરેલી આ ભૂલનો તેના મનમાં પસ્તાવો થતો હતો. કાંઇક નિરાશા અને કાંઇક ગભરાટથી તે સ્તબ્ધ બની ગયો હતો. હવે શું કરવું? એ તેને સૂઝતું ન હતું અને તેનું મન જાણે વિચારતંદ્રાથી ઘેરાઇ ગયું લાગતું હતું. તેની એ વિચારતંદ્રામાંથી તેને જાગ્રત કરતો પ્રબોધચંદ્રનો અવાજ સંભળાયો.

તેણે પ્રબોધચંદ્રની સામે જોયું. પ્રબોધચંદ્રના હાથમાં તાકેલી પિસ્તોલ હતી, અને તેનાં નેત્રોમાંથી જાણે કોઇ રાક્ષસી વૈરાગ્નિની જ્વાળા પોતાને ઝડપવાને રેલાતી હોય એમ અંજનકુમારને લાગ્યું.

પ્રબોધચંદ્ર બોલ્યો: 'મી. અંજનકુમાર! ખરેખર તમે અમારી ભારે સેવા બજાવી છે. તમારા કથન ઉપરથી સમજી શકાય છે કે આ ગૃહસ્થ બંગાળી જાગીરદાર નહિ પરંતુ આપણા ડિટેકટીવ મહાશય

રાવસાહેબ જ્યોતિપ્રસાદ છે. હું કબુલ કરૂં છું કે મારા મનમાં તો એવી કલ્પના પણ આવી ન હતી. એટલા માટે તો હું તમારો અંતઃકરણપુર્વક આભાર માનું છું અને તમારૂં આ મારી ઉપર મોટું ઋણ ચડયું છે એમ હું માનું છું. એથી તમને આગ્રહપૂર્વક વિનતિ કરૂં છું કે તમારે તથા મીસ મંજુલાએ અહીંથી ચાલ્યા નહિ જતાં અમારા મહેમાન બનવાનું છે. મી. અંજનકુમાર ! તમારો મને જે કાંઇ સ્વલ્પ અનુભવ થયો છે તે ઉપરથી હું માનું છું કે તમે કોઇ સામાન્ય માનવી નથી, અને તમારા બે વખતના છટકવાના પ્રયત્નો જોતાં તમને કબજામાં રાખવા એ પણ કાંઇ સહેલી વાત નથી. ફરીથી પણ તમે છટકવાનો જે પ્રયત્ન કર્યો છે, એ મને જરીકે આશ્ચર્ય ઉપજાવતો નથી. જો કે એ તમને લાભદાયક નીવડશે એવી આશા તમે રાખી હોય તો એ આશા તમે દૂર કરજો. તે સાથે એટલું પણ કહી દઉં કે તમે ફરીથી છટકવાનો પ્રયત્ન કર્યો એથી મને તમારી ઉપર જરી પણ રોષ ઉપજ્યો નથી, પરંતુ મને તો ઉલટો આનંદ થયો છે. કેમ કે તમારી પાસેથી જ રાવસાહેબ જ્યોતિપ્રસાદની ઓળખાણ હું પામી શકયો છું. હવે તો હું તમને વિશ્વાસ આપું છું કે તમે તેમ જ મીસ મંજુલા અહીંથી કોઇ પણ રીતે છટકી શકવાનાં નથી.' પ્રબોધચંદ્ર પિંઢારકરે અટ્ટહાસ્ય કર્યું અને તેની દૃષ્ટિ ક્ષણવાર વિશાખાદેવીની વિકરાળ પ્રતિમાના મુખમાં જલતા અગ્નિ તરફ ફરી. આજે રાત્રે જે પૂજાનો વિધિ કરવાનો હતો, તેને માટે ઉદ્દીપન્ન કરેલો અગ્નિ વધારે પ્રજ્વલિત બન્યો હતો અને તે અગ્નિની જ્વાળા તથા તેમાંથી ઉત્પન્ન થતો ધુમ્ર દેવીના વિશાળ મુખનાં જડબાંની બહાર પ્રસરતાં હતાં.

પ્રબોધચંદ્ર પુનઃ બોલ્યો : ' અંજનકુમાર ! મારૂં વચન છે કે તમે તથા મંજુલા હવે આ મકાનમાંથી કદી પણ બહાર પગ મૂકી શકશો નહિ.'

* * *

## ૪૨ : બાતમી મળે છે

અરૂણ અત્યારે તેના મકાનમાં બળવંતરાયના બિછાના પાસે બેઠો હતો. તે અવારનવાર તેના કાંડા ઉપરની ઘડિયાળ તરફ તથા વરસાદનાં બિંદુઓથી છવાએલી બારી તરફ જોતો હતો. બહાર વરસાદ વરસતો હતો. કોઇ વાર વીજળીના ચમકારા અને મેઘગર્જના પણ થતાં હતાં. છેલ્લી વારે ઘડિયાળ તરફ જોતાં નાનો કાંટો બાર પાસે અને મોટો કાંટો અગીઆર ઉપર દેખાયો.

'રાવસાહેબ જ્યોતિપ્રસાદ ક્યાં છે?' એકાએક આંખો ખોલીને બળવંતરાયે પ્રશ્ન કર્યો. તેના મસ્તક અને ચહેરાનો ભાગ કપડાના પાટાથી છવાએલો હતો. તેની વચ્ચેથી બે નેત્રો તગતગતાં હતાં.

'મને ખબર નથી.' અરૂણે જણાવ્યું: 'પરંતુ તેઓ આ કેસની તપાસ કરી રહ્યા છે. બળવંતરાય, તમે જરી પણ ચિંતા ન કરો. જરૂર તે તમને નિર્દોષ ઠરાવશે.'

એમ કહીને તે ઉભો થયો. બિછાના પર પડેલા આ સેન્ટ્રલ જેલમાંથી નાઠેલા કેદીને ઉદ્દેશીને તેણે પ્રસ્તુત શબ્દો વિશ્વાસપૂર્વક ઉચ્ચાર્યા હતા, પરંતુ તેનું મન કાંઇક અસ્વસ્થ અને ચિંતાપૂર્ણ બની ગયું હતું. તેના પિતા તુલ્ય રાવસાહેબ જ્યોતિપ્રસાદને માટે તેના દિલમાં ચિંતા થયા કરતી હતી.

રાત્રે આઠ વાગે તે બેઉ જણા વેશપરિવર્તન કરીને વિશાલ ધર્મ મંડળની કાર્યવાહીમાં ભાગ લેવાને માટે એ મંદિરમાં ગયા હતા. સભાનું કાર્ય પૂરૂં થયા પછી જ્યોતિપ્રસાદની સૂચનાથી અરૂણ અહીં આવ્યો હતો આજે મહાકાળરાત્રિની પૂજા થવાની હતી. તે સમયે હાજર રહેવાનું બની શકે એવી ભાવનાથી જ્યોતિપ્રસાદ ઉર્ફે બંગાળી જાગીરદાર બીપીનચંદ્ર બોઝ પ્રબોધચંદ્રની સંમતિ મેળવવાને માટે રોકાયો હતો. તેણે અરૂણને જણાવ્યું હતું કે પ્રબોધચંદ્રની સંમતિ મેળવીને તુરત જ તે અહીં આવશે અને ત્યારબાદ પુનઃ જે સમયે રાત્રિપૂજા થવાની હશે તે સમયે મંદિરમાં પાછો ફરશે. એમ છતાં અત્યારસુધી તે અહીં આવ્યો ન હતો, તેમ જ તેના

તરફથી ટેલીફોન દ્વારા કિંવા બીજી રીતે અરૂણને કશી સૂચના કિંવા સંદેશો મળ્યાં ન હતાં. એથી અરૂણ ચિંતાતુર બની ગયો હતો.

'રાવસાહેબ હજીસુધી આવ્યા નથી. તેમની તરફથી કશા સમાચાર નથી. તેમજ અંજનકુમારનો પણ કશો પત્તો નથી. ત્યારે તેઓ ક્યાં અદૃશ્ય થઇ ગયા હશે?' એ પ્રમાણે મનમાં વિચાર કરતો તે કાચનાં બંધ બારણાંવાળી બારી પાસે ગયો અને વરસાદ પડવાને લીધે ઝાંખા બનેલા પ્રકાશમાં બહાર જોવા લાગ્યો.

તેમણે એવું નક્કી કર્યું હતું કે તેઓ બે જણા વિશાખા માતાના મંદિરમાં જશે અને અંજનકુમારે એકલાએ તે સ્થળે આવવું. પરંતુ મંદિરમાં તેમણે અંજનકુમારને જોયો ન હતો. એ આવેશભર્યો ઉતાવળા સ્વભાવનો યુવાન ક્યાંક ભરાઇ પડયો હશે, એવી ચિંતા તો તેઓ મંદિરમાં હતા ત્યારે જ તેમને બેઉને થયા કરતી હતી. બનવાજોગ છે કે બીજું કોઇ કારણ બન્યું હોય અને તેથી પણ અંજનકુમાર મંદિરમાં આવતો અટકી ગયો હોય. પરંતુ અત્યારસુધી જ્યોતિપ્રસાદ તરફથી કશો સંદેશો નહિ મળવાને કારણે અરૂણના દિલમાં ચિંતા ઉદ્ભવવા લાગી હતી. તેને એમ લાગતું હતું કે કોઇ અણધાર્યો પ્રસંગ ઉપસ્થિત થએલો હોવો જોઇએ અને તેથી જ રાવસાહેબ પોતાને કશી સૂચના ટેલીફોન દ્વારા કિંવા બીજી રીતે આપી શકયા નહિ હોય.

'કોણ છે એ?'

એકાએક અરૂણના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો. બારીના બારણાની બહારના અંધકાર તરફ તેનાં નેત્રો ચોંટી રહ્યાં.

એ ઉદ્ગાર તેના મુખમાંથી નિકળવાનું કારણ એ હતું કે બારીમાંથી કોઇ માનવીનો ચહેરો તેની દૃષ્ટિએ પડયો હતો. તે એકદમ દોડતો બારીની નજીક ગયો. તેનાં બારણાં ઉઘાડી નાંખ્યાં અને તે બોલ્યો : 'કોણ કુંદનરાય?'

હા, તે કુંદનરાય જ હતો. બારીની બહાર નીચે પત્થરની કિનારી હતી, તેની ઉપર પગ ટેકાવી બારીના ધાંગવાને ઝાલીને તે ઉભો હતો અને અરૂણની સામે ભયપૂર્ણ નેત્રાથી જોઇ રહ્યો હતો.

'તમે મને અંદર આવવા દો.' તે ધીરા સ્વરે બોલ્યો: 'મારે તમને કેટલીક વાત કરવી છે. પોલીસ મારી પાછળ પડી છે, એટલે કદાચ તે મને પકડી લે એવી ભીતિથી તમારા મકાનના પ્રવેશદ્વારના રસ્તે આવવાનું મેં પસંદ નથી કર્યું, અને આ ખંડમાં પ્રકાશ જોવાથી, નીચે તમારૂં ગેરેજ છે, તેના છાપરા પર ચડીને ત્યાંથી હું અહીં આવ્યો છું.'

'એમ કે? બહુ સારૂં! પ્રથમ તું અમારે ત્યાં આવેલો ત્યારે રાવસાહેબનું ખૂન કરવાને માટે તેમના ટેબલના ખાનામાં એક બોમ્બ ગોઠવી ગયો હતો.' અરૂણ કઠોર સ્વરે બોલ્યો: 'પરંતુ આ વખતે તું ફાવી શકે તેમ નથી. જો મારા હાથમાં પિસ્તોલ છે. હું તને પ્રથમથી જ ચેતાવી દઉં છું. એટલે—'

'તમે મને પ્રથમ અંદર આવવા દો.' કુંદનરાય અસ્વસ્થ સ્વરે બોલ્યો. આ બારીની ઉપર ચડવાનું બહુ મુશ્કીલ ન હતું, પરંતુ તે પત્થરની જે કિનાર ઉપર ઉભો હતો એ કિનાર વરસાદને કારણે લપસણી બની ગઇ હતી. એટલે જો તેનો પગ સહેજ પણ સરકે તો તે નીચે જમીન પર જઇ પડે તેમ હતું. તેણે એ સ્થળે ઉભા ઉભા જ પુનઃ ઉચ્ચાર્યું: 'હું રાવસાહેબ જ્યોતિપ્રસાદના સંબંધમાં જ તમને કાંઇક કહેવા માગું છું. પ્રબોધચંદ્રે તેમને સપડાવ્યા છે. અંજનકુમારની પણ એ જ દશા થઇ છે અને મીસ મંજુલા પણ તેના હાથમાં સપડાઇ ગઇ છે. એથી જ અત્યારે હું અહીં—'

તે આગળ બોલતો અટકી ગયો. અરૂણ તેની સામે જોઇ રહ્યો હતો. તેના હાથમાં પિસ્તોલ હતી. કુંદનરાયના ચહેરા ઉપરના ભાવ પરથી સમજાતું હતું કે તે સાચું બોલતો હતો.

'એ તારા જાણવામાં કેવી રીતે આવ્યું?' તેણે પ્રશ્ન કર્યો.

'કારણ કે આજે રાત્રે હું એ મંદિરમાં ગયો હતો. શા માટે ગયો હતો? બદમાશ પ્રબોધચંદ્રનું ખુન કરવા!' કુંદનરાય વૈરાગ્નિથી જલતા જીગરે બોલ્યો: 'પ્રબોધચંદ્રે દયાનંદને મારી કતલ કરવાનું ફરમાન કર્યું હતું, પરંતુ તેને બદલે મેં જ દયાનંદનો અંત લાવી દીધો અને પછી મારા વૈરની તૃપ્તિને ખાતર હું એ બદમાશોના

બરદાર પ્રબોધચંદ્રને ઠાર કરવાને માટે મંદિરમાં પહોંચ્યો. હું છૂપી રીતે એ મકાનની અંદર દાખલ થઇ ગયો. તેઓ કોઇ મને જોઇ શક્યા ન હતા. તથાપિ હું મારી ઈચ્છાને તૃપ્ત કરી શક્યો નહિ. કારણ કે એવી અનુકૂળ તક મને મળી શકી નથી અને ત્યાં ગયા પછી જ્યોતિપ્રસાદ, અંજનકુમાર અને મંજુલા તેના પંજામાં સપડાએલાં હોવાનું મારા જાણવામાં આવ્યું, તેમ જ એ બદમાશ તેમનો કેવી રીતે નિકાલ કરવા માગે છે એ પણ હું જાણી શક્યો. વિશાખા માતાનું જે મંદિર છે, તેની નીચે ભૂગર્ભમાં જ એવું એક ગુપ્ત મંદિર છે. તેમાં દેવીની વિકરાળ પ્રતિમા છે. તેના પહોળા મુખમાં જળહળતો અગ્નિ જલ્યા કરે છે. આજે રાત્રે મહાકાળરાત્રિની પૂજા છે. સામાન્ય રીતે આવી પૂજા વખતે મીણની બનાવટી માનવઆકૃતિનો દેવીને ભોગ ધરવામાં આવે છે, પરંતુ હું માનું છું કે આજે એ બનાવટી મનુષ્યાકૃતિને બદલે મંજુલાને દેવીના આગઝરતા મુખમાં ધકેલવામાં આવશે, અને અગ્નિની ભઠ્ઠીમાં એ છોકરીનો કુમળો દેહ ભસ્મિભૂત બની જશે. એ પૂજા વખતે બહારના થોડાક માણસો પણ કદાચ તે મંદિરમાં હાજર રહેશે, પરંતુ તેમને કલ્પના પણ નહિ આવે કે તે અગ્નિની ભઠ્ઠીમાં બનાવટી આકૃતિને બદલે માનવદેહને હોમવામાં આવ્યો છે! અને એ પૂજાનો વિધિ પત્યા પછી જ્યોતિપ્રસાદ તથા અંજનકુમારની પણ એ જ દશા થવાની છે. બસ પછી કોઇ જાતનો પુરાવો નહિ રહે, તેમના એક નાનકડા હાડકાનો પણ પત્તો નહિ લાગે.'

પ્રસ્તુત શબ્દો સાંભળીને અરૂણ આભો બની ગયો. ચિંતા, શંકા અને ભીતિથી તેનું મન છવાઇ રહ્યું.

'શું તું આ સાચું કહે છે?' તે ઇંતેજારીપૂર્ણ સ્વરે બોલ્યો: 'પરંતુ આ હકીકત મને કહેવાનું કારણ શું?'

'હું કાંઇ કેવળ પરોપકારવૃત્તિથી અહીં આવ્યો નથી. મી. વસાણીના ખૂન કેસમાં હું સંડોવાયેલો છું. તેમાંથી મુક્તિ મેળવવાની મારી ઇચ્છા છે. એટલે કે મને તાજનો સાક્ષી બનાવવામાં આવે તો હું મુક્તિ મેળવી શકું. હવે તો તમે સમજ્યા ને? તમારે મને વચન

આપવું પડશે કે રાવસાહેબ જ્યોતિપ્રસાદ મને કશી પણ હરકત આવવા દેશે નહિ. મી. વસાણીના ખૂનને માટે પ્રબોધચંદ્રની સાથે ફાંસીને માંચડે ચડવાની મારી ઇચ્છા નથી. તે માટે જે કાંઇ હકીકત હું તમને કહેવા ઇચ્છું છું, તેના બદલામાં તમારી પાસેથી મને બચાવી લેવાનું હું વચન લેવા માગું છું.' એમ બોલતો તે બારીની ઉપર ચડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેની નજર અરૂણે તાકેલી પિસ્તોલ તરફ હતી.

'હમણાં તો તું જ્યાં છે ત્યાંજ ઉભો રહે.' અરૂણ બોલ્યો: 'મને તારો વિશ્વાસ આવતો નથી, તેમ તું જે કહે છે તે સાચું છે એમ પણ માની શકાતું નથી.'

'હું સાચું જ કહું છું.'

'નહિ નહિ, તારા જેવો બદમાશ માનવી પોતાના બચાવ માટે મારી પાસેથી ચોક્કસ વચન મેળવ્યા પહેલાં બધી સાચી હકીકત મને કહી દે એમ હું માની શકતો નથી.'

અને કુંદનરાય હસી પડયો.

'શું તમે એમ માનો છો કે મેં તમને બધું કહી દીધું છે?' તે ભેદભર્યું સ્મિત કરતો બોલ્યો: 'જો તમે પોલીસને લઇને અથવા તો એકલા એ મંદિરમાં દાખલ થશો તો મારી ખાતરી છે કે રાવસાહેબ જ્યોતિપ્રસાદ તથા અંજનકુમાર અને મંજુલાને કદી પણ જીવતાં જોઇ શકશો નહિ. કારણ કે પ્રબોધચંદ્રે એ ત્રણે જણાંને અદશ્ય બનાવી દીધાં હશે. તેમ જ તેઓ એ સ્થળે હતાં એવો એક પણ પુરાવો તમને મળશે નહિ. તેને બદલે જો તમે મારા કહેવા પ્રમાણે કરશો તો પ્રબોધચંદ્ર તથા તેના સાગરીતોને કશી પણ ખબર પડવા દીધા સિવાય એ મકાનમાં દાખલ થઇ એ ત્રણે જણાંને બચાવી શકશો, તથા મજબૂત પુરાવા સાથે એ બદમાશોની ટોળીને સપડાવી શકશો. પણ જ્યારે તમે મને ખૂન કેસમાંથી બચાવી લેવાનું વચન આપશો ત્યારે જ એ મંદિરમાં છૂપી રીતે દાખલ થવાનું રહસ્ય મારી પાસેથી મેળવી શકશો. હવે તો તમે સમજ્યા ને?'

* * *

## ૪૩ : અણુધાર્યો અંત

હવે અરૂણના મગજ ઉપર પ્રકાશ પડયો. આવી રીતે આટલી રાત્રે કુંદનરાયનું અહીં આવવાનું કારણ સહેતુક હોવાનું સમજાયું, અને તેના આખાય શરીરમાં કંપારી આવી ગઇ.

તેણે કહ્યું: 'વારૂ, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે રાવસાહેબ તમને બચાવી લેશે, કશી પણ આંચ નહિ આવવા દે. એ વિષયમાં નિર્ભય રહીને પ્રબોધચંદ્રના મંદિરમાં છૂપી રીતે દાખલ થવાનો માર્ગ તમે મને બતાવો.'

'ભલે, તમે મને અંદર આવવા દો એટલે—'

અરૂણ તે આ ખંડમાં આવે તેવું ઇચ્છતો ન હતો. કારણ કે અંદર સૂતેલો બળવંતરાય આ માણસની નજરે પડે તો તેમાં જોખમ રહેલું તેને લાગતું હતું. તેણે કહ્યું : 'પહેલાં તમે મને એ ગુપ્ત માર્ગ બતાવો.'

'બહુ સારૂ, જો એ મંદિરમાં તમારે છૂપી રીતે જવું હોય તો પ્રથમ તમે પ્રબોધચંદ્ર જે મકાનમાં રહે છે, તે મકાનમાં જજો. એ મકાનના નીચેના ભાગમાં ભોંયરૂં છે. તે ભોંયરામાં થઇને ભૂગર્ભમાં એક માર્ગ જાય છે. એ માર્ગ વિશાલ ધર્મ મંડળના મકાનની અંદર ભોંયરામાં જે ગુપ્ત મંદિર છે તે મંદિર પાસે નીકળે છે. પ્રબોધચંદ્રના મકાનમાં માત્ર એક નોકર હશે. એ નોકર તેના માલિકને ચેતવી ન શકે એ પ્રમાણેની વ્યવસ્થા તમારે કરવી પડશે. ત્યારપછી તો તમે સહેલાઇથી ભોંયરામાં દાખલ થઇ મંદિરના ભૂગર્ભમાં પહોંચી શકશો.'

'પ્રબોધચંદ્રનું મકાન કયે સ્થળે આવેલું છે?'

'એ મકાનનું નામ—'

તેનું વાકય અર્ધેથી અટકી ગયું. તેણે બેઉ હાથ વડે બારીનું ધાંગવું પકડી રાખ્યું હતું અને તેના પગ નીચે પત્થરની કિનાર પર ટેકવેલા હતા. બોલતાં બોલતાં અચાનક તેને જોરથી છીંક આવી, એથી તેનો પગ સરકયો. તેણે હાથ વડે ધાંગવાને પકડી રાખવાનો યત્ન કર્યો, પણ બેઉ હાથ વરસાદના પાણીથી લપસણા બનેલા ધાંગવા પરથી સરકી પડયા. અરૂણ એકદમ નીચો નમીને તેનો હાથ પકડવા ગયો, પરંતુ તે પહેલાં તો કુંદનરાય ઘણો નીચો સરકી ગયો હતો.

છેવટે તે જોરપૂર્વક નીચે પત્થરની જમીન સાથે અફળાયો.

ક્ષણભર તો અરૂણ આશ્ચર્યવિસ્ફારિત નેત્રોથી જમીન પર પડેલા એ માનહદેહ સામે તાકી રહ્યો. તુરત જ તે સાવધ બન્યો અને એકદમ આ ખંડમાંથી બહાર નિકળી નીચે ગયો.

કુંદનરાય ગેરેજની દીવાલ નજીક જમીન પર પડયો હતો. જોરપૂર્વક થએલા પછડાટથી તેનાં હાડકાં તૂટી ગયાં હતાં. જો કે હજી તેનું હૃદય ચાલતું હતું. અરૂણ તેની પાસે બેસીને તેને કયાં અને કેટલું વાગ્યું છે એ જોવા લાગ્યો. કુંદનરાયે આંખો ઉઘાડી. પોતાની ગંભીર સ્થિતિનો તેને ખ્યાલ આવી ગયો હતો.

તેણે કહ્યું : 'હું તમને એક બીજી વાત પણ જણાવવા માગું છું. શ્યામપુરમાં યમુનાબાઇનું ખુન તેના ભત્રિજા બળવંતરાયે કર્યું નથી, પરંતુ તેનો ખરો ખૂની તો પ્રબોધચંદ્ર પિંઢારકર છે. ખૂન થયું તે વખતે પોતે ચંદ્રનગરમાં હતો, એવો પુરાવો પ્રબોધચંદ્રે કોર્ટમાં રજુ કર્યો હતો. પરંતુ એ પુરાવો તદ્દન બનાવટી હતો અને—અને વસાણી—' તે આગળ બોલતો અટકી ગયો.

'એ વાત પછી. પ્રથમ એ કહો કે પ્રબોધચદ્રનું મકાન કયે સ્થળે છે? જે મકાનમાંથી આ મંદિરમાં ભોંયરાવાટે દાખલ થવાનું તમે કહેતા હતા, એ મકાનનો સ્થાનનિર્દેશ કરો.'

કુંદનરાયનાં નેત્રો બંધ થઇ ગયાં હતાં. તે અતિ મંદ સ્વરે બોલ્યો : 'સંજાણા સ્ટ્રીટમાં.' અરૂણ તેના ફડફડતા હોઠ પાસે તેના કાન લઇ ગયો અને કુંદનરાયનો બહુ જ મંદ સ્વર તેણે સાંભળ્યો : 'એ મકાનનું નામ વિશાલગૃહ છે.' બસ હવે આથી વધુ તે કાંઇ પણ કહી શકે તેમ ન હતું. કારણ કે તેનો અમર આત્મા તેના નશ્વર દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો.

વીજળીનો એક ચમકારો થયો અને નજીકના ઘડિયાળમાં બારના ટકોરા સંભળાયા.

મધ્યરાત્રિ થઇ અને અરૂણને ખ્યાલ આવ્યો કે આ મધ્યરાત્રિએ વિશાખાદેવીના મંદિરમાં મહાકાળરાત્રિની પૂજાનો પ્રારંભ થવાનો હતો.

* * *

## ૪૪ : આવી પહોંચ્યા

'આ જ સંજાણા સ્ટ્રીટ.'

સંજાણા સ્ટ્રીટના નાકા ઉપર પોલીસ ખાતાની એક મોટરવાન આવી પહોંચી. ઇન્સ્પેકટર કંટકરાય ડ્રાઇવરની બાજુમાં બેઠો હતો અને અંદરની બાજુમાં દશ શસ્ત્રસજ્જ સિપાઇઓ હતા. આ શેરીના નાકા ઉપર આવતાં પ્રસ્તુત ઉદ્દગાર ઇન્સ્પેકટરના મુખમાંથી નિકળ્યા. તેણે હાંકનારને મોટર ઉભી રાખવાની સૂચના આપી. કંટકરાય અને સિપાઇઓ એ સ્થળે જ નીચે ઉતરી પડયા.

શેરીની અંદર થોડેક આગળ ચાલતાં એક મકાન દૃષ્ટિગોચર થયું. ત્યાં વીજળીના દીવાનો થાંભલો પણ હતો. તેના પ્રકાશમાં આ મકાન ઉપર લગાવેલું બોર્ડ વાંચી શકાતું હતું. તે ઉપરથી સમજાયું કે એ જ વિશાલગૃહ છે. આ મકાનથી લગભગ વીશેક વારને અંતરે એક મોટર ઉભી હતી. તે મોટર પાસેથી એક યુવાન આ તરફ આવતો દેખાયો. તે અરૂણ હતો.

તેણે નજીક આવીને કહ્યું : 'ઇન્સ્પેકટર સાહેબ ! તમે જલદી આવી પહોંચ્યા ! મને અહીં આવ્યાને હજી ત્રણ મીનિટ પણ થઇ નહિ હોય.'

'પરંતુ તમને બદમાશ કુંદનરાય બનાવી ગયો તો નથી ને ? રાવસાહેબ જ્યોતિપ્રસાદ આવી રીતે કોઇના સકંજામાં આવી જાય એ વાત માની શકાતી નથી.'

'ના ના, તે સાચું જ બોલતો હતો એમ હું માનું છું, અને તેથી જ મેં તમને ફોન કર્યો હતો. એ કેવી રીતે બન્યું હશે તે સમજી શકાતું નથી, પરંતુ મને લાગે છે કે રાવસાહેબની યોજના અંજનકુમારે બગાડી દીધેલી હોવી જોઇએ. અંજનકુમારનો હેતુ જરૂર સારો હશે, તથાપિ તેનો આકળો અને ઉતાવળો સ્વભાવ ઘણી વાર આપણી ગણત્રીને ઉંધી વાળી દે તેવો હોય છે.'

અરૂણ અને ઇન્સ્પેકટર પ્રબોધચંદ્રના મકાન તરફ ચાલ્યા. શસ્ત્રસજ્જ સિપાઇઓ પણ તેમની સાથે જ હતા.

'આપણે મોડા ન પડીએ તો સારૂં.' ચાલતાં ચાલતાં અરૂણ બોલ્યો. તેના અવાજમાં કાંઇક ચિંતા અને નિરાશા હતાં.

કંટકરાયે કશો જવાબ ન આપ્યો. અરૂણે તેના મકાન પરથી કંટકરાયને ટેલીફોન કરીને ટુંકાણમાં બધી મુદ્દાસરની હકીકત જણાવી હતી, અને તેથી જ તે જલદી અહીં આવી પહોંચ્યો હતો, છતાં અત્યારે લગભગ સાડાબાર થવા આવ્યા હતા.

આ મકાનની અંદર એક બે દીવા પ્રકાશતા દેખાતા હતા. અરૂણે મકાનના પ્રવેશદ્વાર પાસે વીજળીનું બટન હતું તે દબાવ્યું. તેને લીધે અંદર થએલો ઘંટડીનો રણકાર પણ સંભળાયો. થોડી વારે બારણું ઉઘડયું અને એક હૃષ્ટપુષ્ટ તથા નીચા કદનો ઠીંગણો માણસ મકાનની અંદરના પ્રકાશમાં બારણાની વચ્ચે ઉભેલો દેખાયો.

કંટકરાય એકદમ તેની નજીક જઇને બોલ્યો: 'હું પોલીસ ઇન્સ્પેક્ટર છું અને—'

તે આગળ બોલી ન શકયો. કારણ કે ઠીંગણા વામનજીએ સ્વીચ દબાવીને અંદરના ભાગમાં બિલકુલ અંધકાર ફેલાવી દીધો. એ અંધકારમાં તે પીઠ ફેરવીને નાસી જતો સંભળાયો.

અરૂણે તુરત જ ગજવામાંથી વીજળીની બત્તી કાઢી. તેનો પ્રકાશ ચોતરફ રેલાયો. એ પ્રકાશમાં ઠીંગણો માણસ અંદર દોડતો જતો દૃષ્ટિએ પડયો. અરૂણ, કંટકરાય અને સિપાઇઓ તેની પાછળ પડયા. તેમણે એક બારણું ઉઘાડીને એ માનવીને અંદર દાખલ થતો જોયો. તુરત જ એ બારણું બંધ થઇ ગયું.

એક સિપાઇએ વીજળીની સ્વીચ જે સ્થળે હતી, ત્યાં જઇને ચાંપ દબાવી. એ મુખ્ય સ્વીચ હોવાને કારણે આખા મકાનમાં તમામ દીવા પ્રગટી ઉઠયા. કંટકરાય તથા તેના સહચારીઓ અરૂણની સાથે બંધ દ્વાર પાસે આવી પહોંચ્યા.

એ દ્વાર બંધ હતું અને અંદરથી તેની ભોગળ વાસી દીધી હોય એમ લાગતું હતું. બે સિપાઇઓએ જોરથી બારણા પર આઘાત કર્યો. બારણું તૂટી ગયું. તેઓ ઓરડાની અંદર દાખલ થયા. એ ઓરડામાં જતાં ભોંયરામાં નીચે ઉતરવાનું એક બારણું દૃષ્ટિએ પડયું.

'આ બાજુએ આવો.' અરૂણુ બોલ્યો : 'મને લાગે છે કે પ્રબોધચંદ્રનો નોકર તેના માલિકને ચેતવવાને માટે આ ભોંયરામાં ઉતરીને મંદિર તરફ ગએલો હોવો જોઇએ '

એમ બોલતો તે પગથિયા પર ઉતરીને નીચે જવા લાગ્યો. તેના હાથમાં પિસ્તોલ હતી. તે નીચે ભોંયરામાં આવ્યો તે જ વખતે પિસ્તોલનો એક અવાજ થયો, તેમાંથી નિકળેલો પ્રકાશ દેખાયો અને પિસ્તોલમાંથી છૂટેલી ગોળી તેના કાનને સહેજ છરકો કરીને સુસવાટાભરી ચાલી ગઇ.

અરૂણુ એક બાજુએ દીવાલ પાસે લપાયો અને જે સ્થળે પિસ્તોલમાંથી નિકળેલો પ્રકાશ દેખાયો હતો, તે સ્થળે તેણે નિશાન તાકયું. બીજી જ ક્ષણે કોઇના મુખમાંથી નિકળેલો ચિત્કાર તથા કોઇ જમીન પર પડયું હોય તેવો ધબકારો સંભળાયો.

તેણે પોતાની વીજળીની બત્તીની ચાંપ દબાવી, પ્રકાશ થયો, અને ભોંયરાની અંદર જમીન પર પડેલી મનુષ્યાકૃતિ દૃષ્ટિએ પડી.

અરૂણુની ગોળી આ માણુસના ખભા ઉપર લાગી હતી. એથી તે ચક્કર ખાઇને જમીન પર પડયો હતો. જમીન પર પડવાને કારણે તેના મસ્તકનો આગલો ભાગ પત્થરની સાથે અફળાવાથી તે બેભાન બની ગયો હતો. કંટકરાયે તેની સાથેના સિપાઇઓને સૂચના આપી અને આ બેભાન બનેલા માનવીના હાથ બેડીથી જકડાવ્યા.

'વારૂ, હવે તેને ઉપર લઇ જાઓ. તેની ઉપર બરાબર જાપ્તો રાખજો.' કંટકરાયે ફરમાવ્યું. ચાર જણા આ મકાનમાં રોકાઓ, બીજા અમારી સાથે આવો!'

અરૂણુ આસપાસ દૃષ્ટિ કરતો બોલ્યો : 'જો આ માણુસ પ્રબોધ-ચંદ્રને ચેતવવાને માટે આ તરફ આવ્યો હોય તો આપણે સ્વાભાવિક રીતે જ અનુમાન કરી શકીએ કે આ મકાનમાંથી મંદિરમાં જવાને માટે ભૂગર્ભમાં કોઇ છૂપો માર્ગ હોવો જોઇએ. કુંદનરાયે પણુ એવું જ સૂચન કર્યું હતું.' તેમણે ભોંયરામાં તપાસ કરવા માંડી. કેટલાક કબાટો દીવાલમાં જડેલા દેખાતા હતા. એ કબાટો ખોલતાં તેમાં મદ્યાર્કની બરણીઓ અને શીશાઓ જોવામાં આવ્યા. પરંતુ એક

કબાટ ખોલતાં તે ખાલી દેખાયો અને તે ભૂગર્ભ માર્ગનું પ્રવેશદ્વાર હોય એમ લાગ્યું. તેઓ એ ભોંયરામાં દાખલ થયા.

અરૂણ, કંટકરાય અને છ સિપાઈઓ હતા. બધાની પાસે શસ્ત્રો પણ હતાં. એટલે જો તેઓ વખતસર પહોંચી શકે તો પ્રબોધચંદ્રને મહાત કરવામાં મુશ્કેલી નડે તેમ ન હતી.

આ ગુપ્તમાર્ગ લગભગ પોણોસો ગજ જેટલો લાંબો હતો. તેની બીજી બાજુએ પણ એક પ્રવેશદ્વાર હતું.

'પ્રબોધચંદ્ર આ માર્ગે તેના મકાનમાંથી મંદિરમાં જતો હોવો જોઈએ.' કંટકરાય બોલ્યો : 'અને આ બારણાને તાળું વાસેલું હોય એમ લાગતું નથી.' અરૂણના ધક્કાથી બારણાને ઉઘડતું જોઈને તેણે ઉમેર્યું : 'બરાબર છે. આ બારણાને બંધ રાખવાની સાવધાની તેણે શા માટે લેવી જોઈએ? હું ધારૂં છું કે-'

પરંતુ તે બોલતો અટકી ગયો. અને તેની સાથેના માણસોને પણ ચુપકીદી જાળવવાનું સૂચન કર્યું.

'જુઓ, પણે શું સંભળાય છે?' કંટકરાય અરૂણને ઉદ્દેશીને બોલ્યો.

અરૂણે આ બારણું અડધું ઉઘાડી નાંખ્યું હતું. તેની આગળનો ભાગ અંધકારથી વ્યાપ્ત હતો, પરંતુ એ અંધકારમાં આ સ્થળથી નજીકના ભાગમાં કોઈ યંત્ર ચાલી રહ્યું હોય એવો અવાજ સંભળાતો હતો. તેણે તેની હાથબત્તીની ચાંપ દબાવી.

એક પત્થરનો નીચી છતવાળો ઓરડો દષ્ટિએ પડયો. સામી દીવાલ પાસે એક યંત્ર ચાલી રહ્યું હતું, તેનું નાનું ચક્કર ફરતું હતું. ક્ષણભર તો તેને કાંઈ સમજાયું નહિ, પરંતુ થોડી વારે તેના મનમાં પ્રકાશ પડયો અને તે બોલ્યો : 'આ તો એર-પંપ લાગે છે. કદાચ દેવીના મુખમાં જલતા અગ્નિને વિશેષ ઉદ્દીપન રાખવાને માટે જોઈતો પવન આપવા સારૂ આ એર-પંપનો ઉપયોગ થતો હોવો જોઈએ.'

'પણ આ ગંધ શાની આવે છે!' કંટકરાયે પ્રશ્ન કર્યો.

એ વખતે અરૂણ તેની બત્તીનો પ્રકાશ ચોતરફ રેલાવતો આ ખંડની તપાસ કરી રહ્યો હતો. તે બોલ્યો : 'જુઓ!'

સામેની દીવાલમાં એક નાનું જાળીયું હતું. તે જાળીઆમાંથી જલતા અગ્નિની ફરકતી જવાળા દષ્ટિગોચર થતી હતી. અરૂણ એ જાળીઆ પાસે જઇને અંદર જોવા લાગ્યો અને એ વખતે જે દશ્ય તેના જોવામાં આવ્યું, તે તેનાથી કદી પણ ભૂલી શકાય એવું ન હતું.

તે એક વિશાળ ગુફા જેવા ઓરડામાં દષ્ટિ કરી રહ્યો હતો. તેની છતને ટેકો આપવા માટે વચ્ચે વચ્ચે ગોળ થાંભલા દેખાતા હતા, અને તે જે સ્થળે ઉભો હતો ત્યાંથી દૂર બીજા છેડા પર કેટલાંક માણસો જેમાં પુરૂષો અને સ્ત્રીઓનો સમાવેશ થતો હતો, તેઓ ઉભેલાં દષ્ટિએ પડતાં હતાં. પરંતુ આ વાબારીયાની નજીક વ્યાસપીઠ ઉપર વિરાટકાય દેવીની પ્રતિમા પ્રત્યે તેનાં નેત્રો થીજી ગયાં. એ દેવીના મુખમાં પ્રગટેલી અગ્નિજવાળાની ઉષ્ણતાની અસર અહીં સુધી પણ પહોંચતી હતી. આ પ્રતિમાનો દેખાવ ભયંકર હતો. તેનાં જડબાં કકરાળ વિકરાળ હતાં અને એક માણુસને સહેલાઇથી મુખની અંદર નાંખી શકાય તેટલાં પહોળાં લાગતાં હતાં.

આજ વિશાખા દેવીની પ્રતિમા, અને આ સ્થળે જ અત્યારે તેમને ભોગ ધરવાનો પૂજનવિધિ ચાલી રહ્યો હતો.

એ દેવીની પ્રતિમા પાસે વ્યાસપીઠ ઉપર એક બાજુએ શ્વેત વસ્ત્રધારી મનુષ્યાકૃતિ પડેલી દેખાઇ. એ આકૃતિનું કશું પણ હલન-ચલન જણાતું ન હતું. અરૂણને કુંદનરાયના શબ્દોનું સ્મરણ થયું. કુંદનરાયે કહ્યું હતું કે સામાન્ય રીતે તો દેવીને બનાવટી મનુષ્યાકૃતિનો ભોગ આપવામા આવે છે; પરંતુ આજે તેનું સ્થાન મંજુલા લેવાની છે, અને એ ગુપ્ત મંદિરમાં પૂજનવિધિમાં ભાગ લેવા આવેલા શ્રદ્ધાળું છતાં મૂર્ખ ભક્તજનોને એ વિષયનો તો ખ્યાલ પણ નહિ આવે! શું એ સાચું હશે?

દેવીની પ્રતિમાના પગ પાસે આ આકૃતિ પડેલી દેખાતી હતી. તેનો ચહેરો માણુસના જેવો ન હતો. બીજો ભાગ તો વસ્ત્રો વડે ઢંકાએલો હતો, અને ચહેરો જાણે મીણુનો બનાવેલો હોય એમ લાગતું હતું. અરૂણુને લાગ્યું કે જો કુંદનરાયે કહેલી વાત સાચી હોય તો બનવા જોગ છે કે મંજુલાને કોઇ માદક દ્રવ્ય આપીને બેભાન

બનાવી બીજા માનવીઓને શંકા ન આવે તે માટે તેના વદનને મીણના બનાવેલા બનાવટી ચહેરાથી ઢાંકી દેવામાં આવ્યું હશે, તેમજ તેના હાથ પગ પણ બાંધી લેવામાં આવ્યા હશે. વળી તે બેભાન બનેલી હોઇ બૂમ ન પાડી શકે, કિંવા હાથ પગ ન હલાવી શકે એ પણ બનવા જોગ છે.

વ્યાસપીઠથી કેટલાક અંતર પર આ વિધિનું દર્શન કરવા માટે હાજર રહેલાં ભક્તજનો બે હાથ જોડીને માતાજીની મૂર્તિ સામે તથા તેમને ભોગ ધરવાને તૈયાર કરવામાં આવેલી આકૃતિ સામે નિરંતરપણે જોઇ રહ્યાં હતાં. પ્રબોધચંદ્ર પણ અત્યારે તેમની સાથે જ ઉભો હતો. અરૂણે પહેલી રાત્રે ઉપરના મંદિરમાં તેને જે પોષાકમાં જોયો હતો, તે જ રેશમી ઝભ્ભો તેણે અત્યારે પણ ધારણ કર્યો હતો. તે હવે ધીમે ધીમે ચાલતો વ્યાસપીઠની પાસે આવ્યો. તેનાં પગથિયાં પર ચડીને દેવીની પ્રતિમા પાસે ઉભો રહ્યો બે હાથ જોડી તેણે દેવીને નમન કર્યું. તે મુખેથી કાંઇક બબડયો અને પછી જમીન પર પડેલી મનુષ્યાકૃતિને બે હાથ વડે ઉપાડી દેવીની પ્રતિમાની સામે ક્ષણવાર તે ઉભો રહ્યો. મોઢેથી તે કાંઇક બબડતો હોય એમ લાગતું હતું.

આ પ્રતિમાનું મુખ વ્યાસપીઠથી ઘણે ઉંચે હતું, અને એ મુખની નજીક પહોંચવાને માટે પ્રતિમાની બાજુમાં પિતળનાં પગથિયાંવાળી એક સીડી રાખવામાં આવી હતી. જાણે મુખ વડે કોઇ મંત્રોચ્ચાર કરતો હોય એવી રીતે બબડતો પ્રબોધચંદ્ર પિંઢારકર મનુષ્યાકૃતિની સાથે એ સીડીનાં પગથિયાં પર ધીમે ધીમે ચડવા લાગ્યો.

અરૂણના આખાય અંગે એક કંપારી અનુભવી. તેના મનમાં વિચારની ઝણઝણાટી ફેલાઇ રહી: 'આ માણસ કોઇ દીવાનો લાગે છે.' કંટકરાય પણ તેની બાજુમાં ઉભો રહીને ગુપ્ત મંદિરની અંદરનું બીભત્સ દૃશ્ય જોઇ રહ્યો હતો. તેનો હાથ અરૂણના ખભા પર હતો. એ હાથ ધ્રૂજતો હોય એમ અરૂણને લાગ્યું.

તે અરૂણનો હાથ પકડીને બોલ્યો : 'આ બદમાશ શું કરી રહ્યો છે? એ કોઇ શયતાન લાગે છે. શું તે આ મનુષ્યાકૃતિનો આવી રીતે—'

અરૂણે તેના હાથમાંથી પોતાના હાથને છૂટો કર્યો અને તેણે ગજવામાંથી પિસ્તોલ કાઢી, ધ્રૂજતા હાથે પ્રબોધચંદ્રની સામે તાકી.

તેને એમ લાગ્યું હતું કે પોતે અહીંથી બૂમ પાડશે તો આ બીજાણુ પુનર્જનવિધિનું કાર્ય જોઈ રહેલાં માણસોને કશો ખ્યાલ આવી શકશે નહિ; પરંતુ પિસ્તોલનો અવાજ કરવાથી બધાં ચમકી જશે અને પ્રબોધચંદ્રને પણ પોતાની બાજી ખતમ થઈ ગએલી લાગશે. એથી જે આકૃતિને તે દેવીનો ભોગ બનાવવાની તૈયારી કરી રહ્યો છે, તે આકૃતિ બચી જવા પામશે.

એમ વિચાર કરતાં તેણે પિસ્તોલને સહેજ ઉંચી કરી. તેની ગોળી પ્રબોધચંદ્રના મસ્તક ઉપર થઈને પસાર થાય એવી રીતે તાકી. તેની આંગળી પિસ્તોલના ઘોડા પાસે ગઈ. પરંતુ તે પિસ્તોલનો ઘોડો દબાવી શક્યો નહિ. કારણ કે તે જ ક્ષણે વાબારીયાનું લોખંડી ઢાંકણુ કટ કરતું નીચે પડ્યું, વાબારીયું બંધ થઈ ગયું, અને એ બેઉ જણા એ બંધ થએલા બારણા પ્રત્યે જોઈ રહ્યા.

પાછળથી અરૂણને સમજાયું હતું કે દેવીની પ્રતિમાના મુખમાં જે ભઠ્ઠી બળતી હતી, તેની સાથે અમુક યંત્રનો સંબંધ હતો; અને જ્યારે તે ભઠ્ઠીની અંદર ઉષ્ણતા અમુક અંશ પર પહોંચે ત્યારે આપોઆપ આ ઓરડાનાં તમામ વાબારીયાંનાં બારણાં બંધ થઈ જાય એવી કરામત વિદ્યુતની સહાયથી કરવામાં આવી હતી. અત્યારે તો તેને એ વાતનો ખ્યાલ ન હોઈ, તેણે એ બારણું ઉંચું કરીને ઉઘાડવાનો યત્ન કર્યો, પણ એમાં તેને સફળતા ન મળી.

તે હતાશ બની ગયો. તેની ધારણા પિસ્તોલનો અવાજ કરીને પ્રબોધચંદ્રની બાજીને કચવાવવાની હતી. આ બંધ થએલા બારણાએ એ ધારણાને ધૂળમાં મેળવી અને તેની બીજી બાજુએ મંદિરની અંદર બનાવટી માનવઆકૃતિને બદલે માતાજીને મીસ મંજુલાને ભોગ આપવાની તૈયારી થઈ રહી હતી! બદમાશ પ્રબોધચંદ્ર તેને ઉપાડીને દેવીના મુખ પાસે પહોંચવાને માટે સીડી પર ચડી ગયો હતો!

* * *

## ૪૫ : રામ રાખે તેને કોણ ચાખે !

'પ્રિય મંજુલા ! તું મને ઘણી ઉપયોગી બની છે. પરંતુ મને લાગે છે કે હવે તારી એ ઉપયોગિતાનો અંત આવી ગયો છે, અને તારી એ ઉપયોગિતા પછીનું તારૂં અસ્તિત્વ મારે માટે ભયકારક બન્યું છે.' પ્રબોધચંદ્ર મંજુલાના બેભાન દેહને બે હાથમાં ઉપાડીને ધીમે ધીમે પિતળની સીડીનાં પગથિયાં ઉપર નાટકી ઢબે ચડતો હતો, તે વખતે મંજુલાના બેભાન દેહની સામે જોતો તે મનમાં ગણગણ્યો. તેની તરફ જોનાર તો એમ જ માને કે તે મનમાં મંત્રોચ્ચાર કરતો હશે !

તેના હસ્તમાં મંજુલાનો દેહ શીથિલ અવસ્થામાં હતો. મંજુલાનું વદન મીણના બનાવટી મુખવટાથી ઢંકાએલું હતું. ઉંચે દેવીની પ્રતિમાના મુખમાંથી જલતો અગ્નિ જાણે સર્પની જીભ લબકારા કરી રહી હોય, તેવી રીતે દેવીના મુખમાંથી ઝબકારા મારતો અને પુનઃ અંદર સમાઇ જતો હતો.

પ્રબોધચંદ્રના દિલમાં અત્યારે કશી બીતિ ન હતી, કશો ઉશ્કેરાટ ન હતો. તેના આ કૃત્યનો તેને પૂરેપૂરો ખ્યાલ હતો. દૂર ઉભેલાં મૂર્ખ અંધશ્રદ્ધાળુઓને સાચી વસ્તુનો ખ્યાલ આવે તેમ ન હતું. તેમ જ કશા પણ જોખમ કે અનિષ્ટની શંકા વગર પોતે આવું ભીષણ કૃત્ય સલામતીથી પૂર્ણ કરી શકશે એવી તેને આશા હતી. તેને માત્ર બે બાબતની જ બીતિ હોવાનું કારણ હતું. એક તો રાવસાહેબ જ્યોતિપ્રસાદની અને બીજી બીતિ વસાણીની નવલકથાની. પરંતુ એ બેઉ બીતિનો ઉકેલ આવી ગયો હતો. અલબત્ત, ચંદ્રનગરનું પોલીસ ખાતું વસાણીના ખૂનની તથા મંજુલાના અપહરણની તપાસ કરી રહ્યું હતું; પરંતુ એ પોલીસ ખાતાની તો આ ભયંકર માનવીને લેશ પણ પરવા કે ચિંતા ન હતી.

આ પૂજનવિધિ ખતમ થાય અને મંજુલાનો ભોગ અપાય ત્યારબાદ પાછળથી જ્યોતિપ્રસાદ અને અંજનકુમારને પણ વિશાખા-

દેવીના મુખમાં જલતા અગ્નિની ભઠ્ઠીમાં ફેંકીને ભસ્મિભૂત કરી દેવાનો તેનો ઇરાદો હતો. એ બેઉ કાંટાને પોતાના માર્ગની વચ્ચેથી સદાને માટે દૂર કરી દેવાનો આ જ એક સર્વોત્તમ ઉપાય હતો. કારણ કે આ રીતે એ બેઉ જણા પૂર્ણપણે ભસ્મિભૂત બની જાય તો તેમને ગૂમ કરવાના સંબંધમાં પોતાની ઉપર શંકા ઉપસ્થિત કરનારો એક પણ પુરાવો રહેવા પામે નહિ.

અત્યારે તેણે જ્યોતિપ્રસાદ અને અંજકુમારને એક ઓરડામાં બાંધીને પૂરી રાખ્યા હતા. તેમની ઉપર નજર રાખવાની ખાસ જરૂર જેવું ન હતું, તથાપિ કદાચ તેઓ છટકી જવા પામે એ ભીતિને લીધે પ્રબોધચંદ્રે વઝીરમહમદ તથા કરીમખાનને તેમની ઉપર ચોકી કરવાને માટે રાખ્યા હતા.

માત્ર એક જ વસ્તુ પ્રબોધચંદ્રના દિલમાં ખટકતી હતી. દયાનંદ હજી સુધી પાછો કેમ નહિ આવ્યો હોય? એ ચિંતાનું નિરસન થઇ શકતું ન હતું.

તે જેમ જેમ સીડી ઉપર ચડતો ગયો, તેમ તેમ દેવીના મુખમાંથી નિકળતી અગ્નિજ્વાળા લબકારા અને ઝબકારા કરતી તેની નજીક આવવા લાગી. અને એ અગ્નિની અતિ ઉષ્ણતાને કારણે મંજુલાના વદનને ઢાંકી દેનારૂં મીણ ઓગળવા લાગ્યું હોય એમ તેને જણાયું. જો કે હવે તેની કશી ચિંતા ન હતી. પુજનવિધિમાં ભાગ લેવાની ઇચ્છાવાળા અંધશ્રદ્ધાળુ ભક્તજનો દૂર ઉભાં ઉભાં મંત્રમુગ્ધ બનીને આ ક્રિયા જોઇ રહ્યાં હતાં. તેઓ એટલે દૂરથી મંજુલાના વદન ઉપરના મીણને ઓગળતું જોઇ શકે તેમ ન હતાં. તેમને તો એવી કલ્પના પણ આવે તેમ ન હતું કે અત્યારે તેમની સમક્ષ એક નિર્દોષ યુવતીનું ખુન થઇ રહ્યું છે! તેઓ એમ જ માનવાના કે રિવાજ મુજબ આજની મહાકાળરાત્રિએ વિશાખા દેવીને માત્ર બનાવટી મનુષ્યાકૃતિનો ભોગ આપવામાં આવે છે.

અને એ વિચાર મનમાં ઉદ્ભવતાં પ્રબોધચંદ્રના મુખ ઉપર ઘેરૂં સ્મિત પ્રસરી રહ્યું.

આ સ્થળે—મંદિરના મંડપમાં ખાસ તૈયાર કરવામાં આવેલો માદક ધૂપ તેની વાસ ફેલાવી રહ્યો હતો. એ ધૂપમાં આજે વિશિષ્ટ પ્રકારની માદકતા પુરવામાં આવી હતી, તેની અસર પણ પૂજનવિધિના કાર્યમાં ભાગ લેનારાઓનાં મન ઉપર થયા વગર રહી ન હતી.

પ્રબોધચંદ્ર હવે દેવીના મુખની નજીક આવી પહોંચ્યો હતો. તે એકદમ ઉતાવળ કરવા માગતો ન હતો. દર વખત આ પ્રકારના પૂજનવિધિ વખતે ભક્તજનો ઉપર ઘેરી છાપ પાડવાને માટે તે નાટકી ઢબે બનાવટી મનુષ્યાકૃતિને લઇને ધીમે ધીમે સીડીનાં પગથિયાં ઉપર ચડી, છેવટે અમુક મંત્રોચ્ચાર કરીને એ આકૃતિનો દેવીના મુખમાં હોમ કરતો હતો. હવે માત્ર એક જ પગથિયું ચડવાનું બાકી હતું. તેનાં જ્ઞાનતંતુ અત્યારે પૂરેપૂરાં શાંત હતાં. જો કે માનવદેહનો ભાર ઉપાડીને ઉંચે ચડવામાં તેને શ્રમ પહોંચ્યો હતો, અને એથી તે હાંફતો પણ હતો. વળી હવે તે દેવીના મુખની નજીક આવી પહોંચેલો હોઇ તેમાંથી નિકળતો ધૂમાડો પણ સહેજ ગુંગળામણ ઉપજાવતો હતો.

અગ્નિજવાળાની ઉષ્ણતા વધતી જતી હતી. તેનું શરીર પરસેવાથી રેબઝેબ બની ગયું હતું. અને એ વખતે પોતાના હાથમાં ઉપાડેલા મનુષ્યદેહમાં સળવળાટ થતો હોય એમ એને લાગ્યું. આ યુવતીને જે માદક દ્રવ્ય આપીને બેભાન બનાવવામાં આવી હતી તેની અસર નાબૂદ થઇ ગઇ હોય એમ લાગતું હતું. એ અસર આટલી વહેલી નાબૂદ થશે એમ તે માનતો ન હતો. આ સ્થિતિ તેને સહેજ ચિંતા પેદા કરાવનારી બની. કારણ કે આ યુવતી શુદ્ધિમાં આવી જાય અને બૂમ પાડે અથવા તેના હાથમાંથી છૂટવાને તરફડીયાં મારે તો તેની બાજી કથળી જાય એમ તેને લાગ્યું. અને તેથી તે મંજુલાના દેહને જલ્દીથી દેવીના મુખમાં હોમી દેવાને માટે તત્પર બન્યો. તેણે બે હાથ વડે મંજુલાના દેહને ઉંચો કર્યો—

પરંતુ એ જ વખતે કોઇ વિચિત્ર અવાજ તેને કર્ણગોચર થયો.

અત્યારસુધી તો તે તેના વિચારમાં મશ્ગુલ હતો અને તેની નજર દેવીના મુખ તરફ જ હતી; એટલે પોતાની પાછળ શું બની રહ્યું છે એનો તેને કશો પણ ખ્યાલ ન હતો. પરંતુ હવે કોઇ દોડતું હોય અને નીચે ઉભેલાં માણસો બૂમો પાડતાં હોય એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તેની પાછળ સીડી ઉપર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. આ શું હશે, એવા વિચારપૂર્વક તેણે મુખ ફેરવીને પાછળ દૃષ્ટિ કરી; તે જ વખતે તેને પકડીને નીચે ખેંચવામાં આવ્યો, તેના હાથમાંનો મનુષ્યદેહ તેની પાસેથી ખેંચી લેવામાં આવ્યો. તેના મુખમાંથી એક ભયપૂર્ણ ચિત્કાર સરી પડયો, અને તે એક દીવાનાની માફક પોતાનો હાથ પકડીને ખેંચનારની સામે તાકી રહ્યો. કારણ કે જે માણસ તેને પકડી રહ્યો હતો, તેનો ચહેરો જોઇને તે ડધાઇ ગયો હતો. એ ચહેરો અત્યારે આ સ્થળે જોવાની તો તેણે કલ્પના પણ કરી ન હતી! આ માણસ આ સ્થળે કેવી રીતે આવ્યો? એ વિચારે તેના હૃદયને હલમલાવી મૂકયું હતું. તેને પકડીને નીચે ખેંચનાર રાવસાહેબ જ્યોતિપ્રસાદ હતા!

પ્રબોધચંદ્ર બેઉ હાથ વડે જ્યોતિપ્રસાદને બાઝી પડયો, અને 'વઝીરમહમદ! કરીમખાન! ઓ વઝીરમહમદ!' એ રીતે તે બૂમો પાડવા લાગ્યો.

જ્યોતિપ્રસાદે તેની પાંસળીમાં પિસ્તોલ દબાવીને કહ્યું : 'પ્રબોધચંદ્ર! હવે તું એ લોકોની મદદ મેળવી શકે તેમ નથી. કારણ કે તું જે કૃત્ય કરી રહ્યો છે, તે કેવળ ગાંડપણથી ભરેલું છે એમ માનીને તેઓ આ કૃત્યમાં તારી સાથે ન સંડોવાય એવા વિચારથી કયારનાયે પલાયન થઇ ગયા છે. તેમ જ તારા બીજા બે માણસો પણ અહીંથી નાસી ગયા છે. એ લોકોને તો પાછળથી પકડી શકાશે, પરંતુ અત્યારે તો અમને તારી જ જરૂર છે.'

ડધાઇ ગએલા પ્રબોધચંદ્રે એક લથડીયું ખાધું. અત્યારે તેનું મગજ ભમી રહ્યું હતું.

'અંજનકુમાર ! મંજુલાને તો કશી આંચ નથી આવી ને ?' જ્યોતિપ્રસાદે સવાલ કર્યો.

'માત્ર તેને કોઇ નશાકારક પદાર્થ આપીને બેભાન બનાવવામાં આવી હોય એમ લાગે છે.' અંજનકુમાર મંજુલાને ઉપાડીને નીચે ઉતરી ગયો હતો, તેણે કહ્યું. પ્રબોધચંદ્ર આ બેઉ જણાની સામે જોઇ રહ્યો.

'વારૂ, અંજનકુમાર ! તેને તમે ખુલી હવામાં લઇ જાઓ. પ્રબોધચંદ્રની સંભાળ હું લઇ શકીશ.'

પછી તે પ્રબોધચંદ્રને ઉદ્દેશીને બોલ્યો : 'તારૂં આ કૃત્ય દીવાનાપણાનું છે કે તારી શુદ્ધસાન ઠેકાણે છે એ કહી શકાય તેમ નથી. જો કે એ નક્કી કરવાનું કાર્ય તો અદાલતનું છે. પરંતુ તારી ટોળી અત્યારે તારો ત્યાગ કરીને ચાલી ગઇ છે, એટલે જ હું તથા અંજનકુમાર અમારાં બંધનમાંથી છૂટા થયાં તેની તને અગાઉથી ખબર પડી શકી નથી. તેં અમને બાંધેલા હોઇને તું તને પોતાને સલામત માનતો હતો. પરંતુ શરીરને સંકોચાવીને આવા બંધનમાંથી મુક્ત થવાની કળા મને હસ્તગત હોઇ એ કાર્ય મારે માટે મુશ્કેલ ન હતું. વળી તે વખતે કરીમખાન અને વઝીરમહમદ આ મકાનનો ત્યાગ કરીને ચાલ્યા ગએલા હોઇ અમને કોઇ અટકાવી શકે તેમ પણ ન હતું. ઉપરાંત એ પણ તને જણાવી દઉં કે પોલીસે તારા મકાનનો કબજો લીધેલો છે. મારો મદદનીશ અરૂણ પોલીસના માણસોને હમણાં થોડી વાર પહેલાં જ અહીં લાવ્યો હતો, અને હું બંધનમુક્ત થઇને અહીં આવતો હતો ત્યારે તેઓ મારા જોવામાં આવ્યા હતા. એટલે હવે તો તારી તમામ બાજી ખલાસ થઇ ગઇ છે એમ માની લેજે.'

પ્રબોધચંદ્ર આ સ્થિતિ જીરવી શકયો નહિ. તેને ચક્કર આવ્યાં, તેણે લથડિયું ખાધું અને તે જ્યોતિપ્રસાદના પગ પાસે જમીન પર પડી ગયો. તત્કાળ તે બેભાન બની ગયો.

* * *

## ૪૬ : ઉપસંહાર

અત્યારે રાવસાહેબ જ્યોતિપ્રસાદ તેના મકાનમાં જે ખંડમાં બળવંતરાયને રાખવામાં આવ્યો હતો તે ખંડમાં તેના બિછાના પાસે બેસીને તેની સાથે વાત કરી રહ્યો હતો.

તેણે કહ્યું : 'હા, પ્રબોધચંદ્રે પોતે જ મી. લક્ષ્મીનંદન વસાણીનું ખૂન કર્યું હતું, અને તમારી કાકી યમુનાબાઈનું પણ તેણે પોતેજ ખૂન કરીને, એ ખૂનનો આરોપ તમારી ઉપર આવે એવા પુરાવા તેણે તૈયાર કર્યા હતા.'

એ સાંભળી બળવંતરાય બોલ્યો : 'મારી કાકીનું તેણે ખૂન કર્યું હોય એ વાત સમજાય છે. કારણ કે મારી કાકીનું મૃત્યુ થવાથી તેમની મિલકત તેને મળી શકે તેમ હતી. પરંતુ મી. લક્ષ્મીનંદન વસાણીનું ખૂન તેણે શા માટે કર્યું હશે, એ મારાથી સમજાતું નથી.'

'તમારી કાકીનું ખૂન તેણે તેમની મિલકત મેળવવાના હેતુથી જ કર્યું હતું એ તો સમજાય છે. એ રકમનો ઉપયોગ તે અહીં ચંદ્રનગરમાં તેના કહેવાતા વિશાલ ધર્મ મંડળનું મંદિર બનાવી, તેની અંદર શ્રીમંત પુરુષોને ફસાવવાને માટે કરવા માગતો હતો. અર્થાત્ તેણે તમારી કાકીનું ખૂન કર્યું છે એ સાબિત કરવામાં કશી પણ મુશ્કેલી નડે તેમ નથી. અને તેથી તમારી ઉપરનો એ આરોપ નાકામયાબ બની જાય છે. વારુ, હવે તમારો પ્રશ્ન એ છે કે તેણે મી. વસાણીનું ખૂન શા માટે કર્યું હશે ? મી. વસાણી તમારા મિત્ર હતા, તમે નિર્દોષ છો એમ તે માનતા હતા, અને તેથી યમુનાબાઈના ખૂનનું ખરું રહસ્ય શોધી કાઢવા મથી રહ્યા હતા. છેવટે એ વિષયનું સાચું રહસ્ય તેમના જાણવામાં પણ આવ્યું હતું. પરંતુ એ બાબત પુરાવાથી સાબિત કરવાનું તેમને માટે મુશ્કેલ હતું અને તેથી જ તમને તે નિર્દોષ ઠરાવી શકશે એ વિષેની વધુ પડતી આશા તમારા દિલમાં પેદા કરવાનું તેમણે યોગ્ય માન્યું ન હતું.

'જો કે તે એક કુશળ નવલકથાકાર હતા. અને તેથી જ તેમણે પોતે મેળવેલા એ જ્ઞાનનો ઉપયોગ કરવાની અજબ યુક્તિ લડાવી હતી. તેમણે તેમની છેલ્લી નવલકથા તૈયાર કરી. તેનું નામ 'ચમત્કારિક નવલકથા' રાખ્યું. ખરેખર એ નવલકથા ચમત્કારિક જ છે. કારણ કે તેની અંદર આખી વસ્તુગુંથણી યમુનાબાઇના ખૂનની આસપાસ ગોઠવાયેલી છે. એ નવલકથામાં તેમણે કેટલાંક પાત્રોનાં સાચાં નામ પણ આપેલાં છે તેમાં પ્રબોધચંદ્ર પિંઢારકરનું નામ આપવામાં આવ્યું છે. એમ કરવામાં તેમનો ખાસ ઇરાદો હતો. લક્ષ્મીનંદન ઇચ્છતા હતા કે એથી પ્રબોધચંદ્ર પોતાની બદનક્ષી કર્યા બદલની ફરિયાદ તેમની ઉપર માંડે તો અદાલતમાં સાચી વાત ખુલ્લી કરી શકાય. બીજી માન્યતા એવી પણ હતી કે આ નવલકથા પ્રગટ થયા પછી તેમાં આપેલા પ્રસંગો અને સાચાં નામોને કારણે પોલીસ ખાતાનું પણ પ્રબોધચંદ્રની તરફ ધ્યાન ખેંચાયા સિવાય રહેશે નહિ. તેથી સ્વાભાવિક રીતે જ એ કિસ્સામાં રહેલા રહસ્યની તપાસ કરવાને માટે પોલીસખાતું ઉધુકત બનશે. જો એ રીતે આ નવલકથાને આધારે પોલીસખાતું યમુનાબાઇના ખૂન સંબંધમાં વિશેષ તપાસ કરવાને પ્રેરાય તો તમે એ આરોપના સંબંધમાં તદ્દન નિર્દોષ છો અને ખરો ખૂની પ્રબોધચંદ્ર છે, એવું સાબિત થયા સિવાય રહે નહિ. આ પ્રકારની નવલકથા તૈયાર થઇ રહી છે એ જાતની ગંધ ગમે તે રીતે પ્રબોધચંદ્રને આવી હતી, અને તેથી એ પુસ્તકને તેના મૂળ સ્વરૂપમાં પ્રકટ ન થવા દેવાને માટે તે પુસ્તક ગૂમ કરવાનું કારસ્તાન તેણે યોજ્યું હતું. તે ઉપરાંત પોતાના કારસ્તાનની કોઇને કલ્પના ન આવે તે માટે એ પુસ્તક પ્રકટ થાય એ પહેલાં જ તેના લેખકનો અંત લાવી દેવાના ઇરાદાથી તેણે મી. વસાણીનું ખૂન કર્યું હતું.'

'હવે બધું સમજાય છે.' ઇન્સ્પેક્ટર કંટકરાયે ઉદ્દગાર કાઢયો. તે પણ જ્યોતિપ્રસાદનો બોલાવ્યો અહીં આવ્યો હતો અને તેની બાજુમાં બેઠો હતો: 'પરંતુ જે મકાનમાં દયાનંદનું ખૂન થયું

હતું તે સ્થળે આપણને અદૃશ્ય સંદેશો મળી આવ્યો હતો તેનું રહસ્ય શું હશે ?'

'એ સંદેશો ઉતાવળમાં અને અસ્પષ્ટ અક્ષરે લખાએલો હોવાથી તેનો ઉકેલ આપણાથી થઇ શકયો ન હતો. જો કે હવે તે પણ સમજાય છે.' જ્યોતિપ્રસાદે સહજ સ્મિત કરતાં કહ્યું : 'તમને યાદ હશે કે '૪I ૪ ૯II થી તેમાં ફેરફાર થઇ શકશે ખરો.' એ પ્રમાણે સંદેશામાં વંચાતુ હતું, પણ એ સંદેશામાં આપેલા આંકડા આપણાથી સમજી શકાયા ન હતા. હવે તે સમજાય છે. જુઓ, ૪I એટલે 'મ' તેની ઉપરનું ટપકું બહુ જ ઓછું હોવાથી ઉપસી આવ્યું નહિ હોય. તેવી જ રીતે ૪ એટલે 'જ' અને તેની નીચેનું વરડું આપણાથી જોઇ શકાયું ન હતું. હવે રહ્યા ૯II. તેમાં ૯ અને બે પાણને 'લા' તરીકે ખુશીની સાથે વાંચી શકાય. એટલે કે મંજુલા-દ્વારા એ નવલકથામાં ફેરફાર કરી શકાશે—એ મતલબનો તે સંદેશો હોવો જોઇએ. દયાનંદે તે પ્રબોધચંદ્રને ઉદ્દેશીને કદાચ લખ્યો હોય એમ માની શકાય. બીજી તરફથી આપણા જાણવામાં આવ્યું છે કે પ્રબોધચંદ્રે એ નવલકથાનાં પાત્રોનાં અને સ્થળોનાં નામોમાં ફેરફાર કરીને તેની નકલ કરવાનું મંજુલાને ફરમાન કર્યું હતું. તેની ઇચ્છા એવી હતી કે એ નવલકથાનો તદ્દન નાશ નહિ કરતાં તેમાં ફેરફાર કરીને તેને પ્રકટ થવા દેવી. એટલે મંજુલા તેની ટાઇપરાઇટર ઉપર ટાઇપ કરીને નકલ કરી નાંખે, તથા તે નકલ ગમે તે રીતે મી. વસાણીના પ્રકાશકના હાથમાં પડે એવી ગોઠવણ કરવાનો તેનો ઇરાદો હોવો જોઇએ. ત્યારપછી મંજુલાને ભસ્મિભૂત કરી દઇને તેનો અંત લાવી દેવાથી પોતાની વિરૂદ્ધ કશો પણ પૂરાવો રહેવા પામશે નહિ, એવી આશા તેણે રાખી હશે. જો કે તેની એ આશા ધૂળમાં મળી ગઇ છે અને મંજુલા છેક છેલ્લી ઘડીએ બચી જવા પામી છે.'

'મંજુલાને હવે કેમ છે ?' અંજનકુમારે પ્રશ્ન કર્યો : 'હું માનું છું કે હવે તો તે સંપૂર્ણ સ્વસ્થ બની ગઇ હશે.'

'હા, સુમતિબહેનની સારવારથી તે શુદ્ધિમાં આવી ગઇ છે અને સ્વસ્થ બની ગઇ છે. હું હમણાં જ તેની પાસે થઇને આવું છું. અત્યારે તે સૂતી છે, એટલે તે જાગૃત થયા પછી તમે તેને મળી શકશો. તમે છેક છેલ્લી ઘડીએ પ્રબોધચંદ્રના હાથમાંથી ખેંચી લઇને તેને બચાવી લીધી, એ વાત સુમતિબહેને તેને કહી હતી, અને તેથી તે અત્યંત આભારવશ બની ગઇ હતી.'

'વારૂ, હવે બદમાશ પ્રબોધચંદ્રનું શું પરિણામ આવશે?' રોષપૂર્ણ સ્વરે બળવંતરાયે પ્રશ્ન કર્યો. તેના મનમાં પ્રબોધચંદ્રને માટે સૌથી વધારે રોષ હોય એ સ્વાભાવિક હતું.

જ્યોતિપ્રસાદે જણાવ્યું: 'અમે તેને સપડાવ્યો ત્યારે તે બેભાન બની ગયો હતો. પરંતુ હવે તો તે શુદ્ધિમાં આવી ગયો હશે. અત્યારે તેને પોલીસચોકીમાં પરહેજ રાખવામાં આવ્યો છે. તેની ઉપર અદાલતમાં કેસ ચાલશે. બનવા જોગ છે કે પોતે દીવાનો હોવાની અથવા એ વખતે તેનું મગજ બરાબર ઠેકાણે નહિ હોવાની દલીલ તે કરશે. પણ હું નથી માનતો કે તેની એ દલીલ ટકી શકે. એવો ભયંકર માનવી ફાંસીને માંચડે ચડે એ જ દુનિયાના માનવીઓને માટે બહેતર છે. અને મી. બળવંતરાય! તમે તદ્દન નિર્દોષ હોઇ રાજ્ય તરફથી તમને સંપૂર્ણ માફી બક્ષવામાં આવી છે. ખરી રીતે તો એ માટે તમારે સ્વર્ગસ્થ લક્ષ્મીનંદન વસાણીનો જ આભાર માનવો જોઇએ'

'માત્ર એકલા વસાણીનો જ નહિ. તમે તેમ જ ઇન્સ્પેક્ટર સાહેબ અને અંજનકુમારભાઇ વગેરેએ પણ તેમાં કંઇ ઓછો ભાગ લીધો નથી. એટલે હું તો તમારો સર્વનો ઓશીંગણ બન્યો છું. તમારા આ ઉપકારનું મને જીવનપર્યંત સ્મરણ રહ્યા કરશે.'

'રાવસાહેબ! ચાલોને આપણે મંજુલા પાસે જઇએ. હવે તો તે જાગી હશે.' અંજનકુમાર બોલ્યો.

'તમે મંજુલાબહેનને મળવાને માટે બહુ ઇંતેજાર બની ગયા જણાઓ છો!' અરૂણે સ્મિત કર્યું.

'અરૂણ! પહેલાં તો તું ચહા તથા નાસ્તો લઇ આવ. મેં કહ્યું હતું એટલે સુમતિબહેને ચહા તૈયાર કરાવી હશે. પછી આપણે અંજનકુમાર તથા મંજુલાની એકાંત મુલાકાતની વ્યવસ્થા કરીશું.' જ્યોતિપ્રસાદે પણ અંજનકુમારની સામે જોઇને સહજ સ્મિત કર્યું.

અરૂણ નીચે ગયો. એક નોકરની સાથે નાસ્તાની રકાબીઓ અને ચહાની કીટલી તથા રકાબી પ્યાલા લઇ આવ્યો. તેમણે ચહા—નાસ્તાને ઇન્સાફ આપ્યો અને પછી જ્યોતિપ્રસાદ અંજનકુમારને લઇને નીચે ગયો. કંટકરાય પણ હવે અહીં કશું કામ ન હોવાથી ઓફીસે જવાને માટે રવાના થયો.

*   *   *

પ્રબોધચંદ્રનો કેસ અદાલતમાં ચાલ્યો. તેણે અત્યારસુધીમાં એકઠી કરેલી તમામ મિલકત રાજ્યના ધર્માદા ફંડમાં નાંખવાનું ફરમાન કરવામાં આવ્યું અને તેણે આજસુધીમાં કરેલા અનેક ભીષણ ગુન્હાઓ સાબિત થવાથી તેને દેહાંત દંડ આપવામાં આવ્યો. તેના સાથી વઝીર-મહમદ અને કરીમખાન, તેનો ઠીંગણો નોકર, તથા બીજા બેને પણ ગિરફતાર કરવામાં આવ્યા હતા. તે દરેકને ત્રણ ત્રણ વર્ષની સખ્ત કેદની સજા થવા પામી.

*   *   *

થોડા દિવસ પછી જ્યોતિપ્રસાદને કુંકુમ પત્રિકા મળી. તેની નીચે અંજનકુમારની અને મંજુલાની સહી હતી. તેમણે લગ્નગ્રંથીથી જોડાવાનો નિશ્ચય કર્યો હોઇ, એ 'પ્રભુતામાં પગલાં માંડવા'ની ક્રિયા વખતે હાજરી આપવાની રાવસાહેબ જ્યોતિપ્રસાદ તથા તેમના મદદનીશ અરૂણને આગ્રહપૂર્વક વિનતિ કરવામાં આવી હતી.

સંપૂર્ણ